અકબર (ના) દિલ્હીનો નામીચો બાદશાહ.
અકબરી (વિ) અકબરનો સિક્કો, કાયદો ઇ૦
અકરણિ (ના) શાપ, દુષ્ટ વચન.
અકરાંતિયું (વિ) અતિશે ખાનારૂં.
અકરાળ વિકરાળ (વિ) ભયંકર, બિહામણું.
અકર્ણ (વિ) કાન વગરનો.
અકર્તન (ના) વામન, ઠીંગણાપણું.
અકર્તવ્ય (વિ) ન કરવાનું.
અકર્તા (વિ) ન કરનાર.
અકર્મ (ના) ન કરવાનું કામ.
અકર્મક (વિ) કર્મરહિત. (ધાતુ, ક્રિયાપદ.)
અકર્મી (વિ) અઘટિત કામ કરનાર.
અકલ્કન (વિ) દંભરહિત.
અકલ્પિત (વિ) સાચું, મૂળ, અસલ.
અકલ્ય (વિ) રોગી, દરદી.
અકસર (અ) ઘણું કરીને, કદાપિ.
અકસીર (વિ) આબાદ, રામબાણ.
અકસ્માત્ (અ) એકાએક, ઓચિંતું.
અ-કળ (વિ) ન સમજી શકાય તે
અકળ વિકળ (વિ) આકળું, બાવરૂં.
અકળામણ (ના) મનનો ગભરાટ.
અકળાવું (ક્રિ) મનમાં ગભરાવું.
અકળિત (વિ) ન સમજાય તેવું.
અકાજ (અ) અકારત, વ્યર્થ.
અકાબર (ના) ઓધ્ધેદાર, પદવીવાળો.
અકાર (ના) અ અક્ષર.
અકારજ (અ) અકારત, નકામું
અકારણ (ના) હેતુવિના.
અકારત (અ) ફોકટ, નકામું, અયોગ્ય.
અકારૂં (વિ) અણગમતું, ના પસંદ.
અકારો ફેર (ના) કાળો ફેર, ગજબ.
અ-કાળ (ના) ક-રૂત, ક-મોસમ, અશુદ્ધ કાળ.
અકિંચન (વિ) દરિદ્રી, કંગાળ.
અકીક (ના) રંગીન ચળકતા પથ્થરની એક [જાત.
અકીર્તિ (ના) અપકીર્તિ, અપમાન.
અકુલીન (વિ) કુળહીન, નીચા કુળનું.
અકૂપાર (ના) સમુદ્ર, કાચબો.
અકૃત (ના) પાપ, અઘ, દોષ.
અકૃત (વિ) ન કરેલું.
અકૃતજ્ઞ (વિ) કૃતઘ્ન, ઉપકાર ન જાણનાર.

અકૃત્રિમ (વિ) સ્વાભાવિક, કપટરહિત.
અકેશ (વિ) કેશરહિત, થોડા બાલવાળો.
અકોટ (ના) સોપારીનું ઝાડ.
અકોટી (ના) મોટું લોળિયું, સોપારીના ફાડના ઘાટનું બૈરાંને પહેરવાનું ઘરેણું.
અક્કડ (વિ) ટટાર, તોરી, છેલ સરખો.
અક્કરમી (વિ) અ-ભાગ્યુ, કમ-નસીબ, ફોડ.
અક્કલ (ના) બુદ્ધિ, ડહાપણ, તર્ક.
અક્કલગરો (ના) એક છોડનું મૂળીઉં.
અક્કલ મંદ / અક્કલ વંત / અક્કલવાન્ } (વિ) બુદ્ધિમાન, ડાહ્યું.
અક્કલ-હોશિયારી (ના) ડહાપણ.
અક્કા (ના) માતા, મા.
અક્કેક (વિ) પ્રત્યેક, દરેક, એક પછી એક
અક્ટોબર (ના) અંગરેજી દશમો મહિનો
અ-ક્રૂર (વિ) દયાળુ, માયાળુ
અક્રૂર (ના) શ્રીકૃષ્ણ યાદવનો પુત્ર.
અક્ષ (ના) પાસા, ધી, પૈડાંનો આંક, ઈ. ભૂગોળ ખગોળમાં અક્ષવૃત, આંખ.
અક્ષક (ના) એક ઝાડ.
અક્ષજ (ના) વજ્ર.
અક્ષત (ના) ડાંગેર, ભાત, સાળ, ધાણી.
અક્ષત (વિ) અખંડિત, સલામત, આખું.
અક્ષતા (ના) કાકડાસિંગ.
અક્ષતા (વિ) પુરુષસંગરહિત સ્ત્રી
અક્ષદર્શક (ના) ધર્માધ્યક્ષ.
અક્ષધર (ના) શાખોટ નામનું ઝાડ.
અક્ષપાઠક (ના) ધર્મગુરુ.
અક્ષપાદ (ના) ગૌતમમુનિ, નૈયાયિક.
અક્ષમાળા (ના) અક્ષરમાળા, વશિષ્ઠપત્ની
અ-ક્ષય (વિ) અ-ભંગ અ-ખૂટ.
અક્ષય-તૃતીયા (ના) અખાત્રીજ, વૈશાખ સુદ ૩.
અક્ષય-પાત્ર (ના) જેમાંની ચીજ ખૂટે નહિ તેવું વાસણ
અક્ષયા (ના) સોમવની અમાસ, રવિવારી સાતેમ, મંગળવારી ચોથ
અક્ષયી (વિ) અક્ષય, અખૂટ.
અક્ષર (ના) વર્ણ, હરફ, દસ્કત, છઠ્ઠીના લેખ, વિદ્યા, બ્રહ્મ, વિષ્ણુ, શિવ

અ-ક્ષર (વિ) ક્ષીણ ન થાય તે, અવિનાશી
અક્ષરચંચુ (ના) લહીઓ, લેખક
અક્ષરજનની (ના) કલમ, લેખણ
અક્ષરજીવિક (ના) લેખક, કાયસ્થ
અક્ષરમુખ (ના) શિષ્ય, ચેલો
અક્ષરવિન્યાસ (ના) લિપિ
અક્ષરશ: (અ) અક્ષરે અક્ષર, આમેહુબ
અક્ષર શત્રુ / અક્ષર શૂન્ય } (વિ) મૂર્ખ, ઠ, અભણ
અક્ષરી (વિ) અક્ષરવાળુ
અક્ષરૂત્ત (ના) જે લીટીથી અક્ષારા જણાય તે
અક્ષાણું (ના) અખ્યાણું
અક્ષાંશ (ના) વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણનુ [જે અંતર તે
અક્ષિ (ના) આંખ, નેત્ર
અક્ષૌહિણી, અક્ષોહિણી (ના) મોટું સૈન્ય જેમાં ૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૦ ઘોડા, ૨૧૮૭૦ રથ, અને ૨૧૮૭૦ હાથી
અખડ (વિ) અવાવરૂ (વાસણ, કુવો ઈ૦)
અખડ દહાડા (ના) ઊનાળાના દહાડા
અખંડ (વિ) આખુ, સદોદિત રહેનાર
અખંડિત (વિ) ખાંડ ન થએલું, પૂર્ણ
અખતરૂ (વિ) ખરાબ, નઠારૂ
અખણુ (ના) ઉત્તર દિશા
અખતરો (ના) પ્રયોગ, ક્રિયા
અખત્તર (વિ) ગંદુ, મેલું, નઠારૂ
અખત્તર ડાહ્યુ (વિ) ડોઢડાહ્યુ, અતિ વાચાળ
અખત્યાર (ના) અધિકાર, સત્તા
અખત્યારી (ના) સત્તા, છુટ, ધણીપણું
અખબાર (ના) વર્તમાન પત્ર, સમાચાર
અ-ખમ (વિ) અસમર્થ, અશક્ત
અખરામણ (ના) મેળવણ, મેળવણ, અધકણ
અખરોટ-ડ (ના) અખોટ (ફળ)
અખાડ (ના) આખાડ, આષાઢ (મહિનો)
અખાડા (ના) દીઠું ન દીઠું, આખચોરી
અખાડી (ના) અખાડ મહિનાની
અખાડો (ના) કસરતશાળા, આશ્રમ, કારખાનું
અ-ખાત (ના) સમુદ્રનો ભૂમિ તરફનો ફાંટો
અખાતર (વિ) અખત્તર, અધિક
અખાત્રીજ (ના) અક્ષયતૃતીયા વૈશાખ સુદ ૩
અ-ખાદ્ય (વિ) ખાવા જોગ નહિ તે
અખિલ (વિ) આખું
અખૂટ (વિ) ખૂટે નહિં તે
અખે (ના) અક્ષય
અખે નોમ (ના) અક્ષય નવમી, કાર્તિક શુદ ૯.
અખેપાન (ના) અક્ષયપાત્ર
અખો (ના) આનંદી, ઉપનામ, એક ગુર્જર કવિ.
અખોડ (ના) એક ઝાડ-ફળ
અખોવન (ના) જેનુ એક પણ સંતાન મુઉં ન હોય તેવી સૌભાગ્યવતી સ્ત્રી
અખ્ખર (ના) અક્ષર, હરફ, વર્ણ
અખ્યાણું (ના) શુભ અવસરે અપાતી ધડ નાળિયેર, ઇ૦ની માંગળિક ભેટ. પારસી લોકો મરણ સમયના દાનને એ નામ આપે છે
અગ (ના) પર્વત, સૂરજ, સાપ
અગડબગ્ગ (વિ) ભરાઉ, દુટાળુ (મનુષ્ય)
અગડબગડ (ના) ગરબડ સરબડ, ભેળસેળ
અ-ગણિત (વિ) અમાપ, અસંખ્ય
અગણું (વિ) ત્રીજું (મંગળ વિવાહમાં)
અગણોતરો (ના) સંવત ૧૮૬૯ માં ગુજરાતમાં પડેલો દુકાળ
અગણોતેર (વિ) ૬૯ (સંખ્યા)
અગત (અ) અગત્ય જરૂર
અગતસર (અ) જરૂરને લીધે
અગતિ (ના) અવગતિ, અસદ્ગતિ
અગત્ય (ના) જરૂરીઆત, ગરજ, તમા
અગથિયો (ના) અગસ્તિ, એક ઝાડ
અગન (ના) બળતરા, ઝાળ
અગમ (વિ) અગમ્ય
અગમ (ના) ભાવી, ભવિષ્ય, હોનાર, શાસ્ત્ર
અગમચેતી (ના) થતા પૂર્વે ચેતવવાની શક્તિ
અગમદોરો (ના) ઘોડાની હાંસડીએ બાંધવાની બનાતની બે સેરી ચાપ
અગમ નિગમ / અગમ પચ્છમ } (ના) આગલું પાછલું
અગમ બુદ્ધિ (ના) અગાઉ જાણવાની શક્તિ
અગમ બુદ્ધિ / અગમ બુદ્ધિયુ } (વિ) આગળથી જાણનાર
અગમ્ય (વિ) અકળિત, વાપરવાને અયોગ્ય
અગમ્યાગમન (ના) અયોગ્ય સંજોગ
અગર (ના) એક કાષ્ઠ, મીઠું પકાવવાની જગ્યા

અગર (અ) જો કદાપિ, અથવા, પણ.
અગરચે (અ) જો, જોકે, જોપણ
અગરબત્તી (ના) ધૂપસળી.
અગરાડા (ના) કણસલાં વગરનાં લીલા સાંઠા.
અગરિયો (ના) મીઠું પકવનાર
અગલ (ના) બદી, ગળી, છાછરો ખારો.
અગવડ (ના) સકડાસ, અડચણ.
અગવાડું (ના) આંગણું, આગલો ભાગ
અગવો (ના) ભોમિયો, વળાવો, માર્ગદર્શક
અગસ્ત (ના) એક ઋષિ, એક તારો.
અગસ્તનો (વિ) લાંબો-ખોટો (વાયદો)
અગસ્તિ (ના) અગથિયો, એક ઝાડ.
અગાઉ (અ) પહેલાં, અસલ, આગળથી.
અગાડી (અ) આગળ, પાસે, ભૂત અથવા ભવિષ્ય કાળમાં [ દોરડાં
અગાડી પછાડી (ના) ઘોડાને બાંધવાનાં
અગાડી પછાડી (અ) આગળ પાછળ
અગાત (અ) આગલા વખતમાં.
અગાધ (વિ) અપાર, ઘણું ઉંડુ.
અગાસિયા(વિ)ફક્ત વર્ષાદથી પકવાતી જમીન
અગાસી (ના) ઘર ઉપરની ખુલ્લી છોબંધ ભોંય, ધાબુ.
અગાહી (ના) ભવિષ્યની ખબર, સાવચેતી.
અગિયાર (વિ) ૧૧ એકાદસ (સખ્યા)
અગિયારસુ (ના) મરણનો ૧૧ મો દહાડો તથા તે દિવસે કરવાની ક્રિયા
અગિયારસ (ના) પખવાડિયાની ૧૧ મી તિથિ તથા તે દિવસનું વ્રત
અગિયારા (ના) એક આંક, વડો એકો
અગિયારા ગણવા (ક્રિ) નાશી જવુ.
અગિયારી (ના) પારસીની ધર્મ ક્રિયાની જગા.
અગીઅર (ના) અજગર
અગુણી (વિ) ગુણુંપાડ ન માને તે, મૂર્ખ.
અગુપ્ત (વિ) પ્રકટ, જાહેર, ઉઘાડુ.
અગુવો (ના) અગવો, વળાવો.
અગોચર (વિ) ઇંદ્રિયો પહોંચી ન શકે તેવું.
અગોપ (વિ) અદર્શ, ગુપ્ત
અગ્નિ (ના) દેવતા, તેજ, અગ્નિકોણ
અગ્નિકાષ્ઠ (ના) બળતા લાકડાં
અગ્નિકુંડ (ના)વેદી, હોમ માટે બાંધેલી જગા.

અગ્નિકુમાર (ના) એક રસાયન (ઔષધ)
અગ્નિકોણ(ના)દક્ષિણ અને પૂર્વ વચેનો ખુણો.
અગ્નિદાહ } (ના) અગ્નિએ પ્રેત
અગ્નિ સસ્કાર } [ બાળવું તે
અગ્નિહોત્ર (ના) એક વૈદિક કર્મ.
અગ્નિહોત્રી (ના) અગ્નિહોત્ર કરનાર
અગ્ન્યાસ્ત્ર(ના)જેમાંથી અગ્નિ નીકળે તે અસ્ત્ર
અગ્ર (ના) ટોંચ, અણી, છેડો
અગ્ર (વિ) મુખ્ય, પહેલુ, આગલુ.
અગ્રજ (વિ) મોટો ભાઇ.
અગ્રવર્તી (વિ) અગ્રસર.
અગ્રવાદી (વિ) પ્રથમ વાદ કરનાર, મુખી.
અગ્રસર } (વિ) આગેવાન, ઉપરી
અગ્રેસર }
અઘ (ના) પાપ, અકૃત
અઘટમાન (વિ) ન બને તેવુ.
અઘરણિયો (ના) અઘરણી રાતનો વર
અઘરણી (ના) સીમત, ગર્ભાધાન
અઘરણીરાત (ના) સીમતિની, પ્રથમ ગર્ભવતી
અઘરાળો (ના) ખરેંટો, દાધો
અઘરૂ (વિ) મુશ્કેલ, કઠણ, દુર્લભ
અઘવુ (ક્રિ) દીર્ધશંકા, મળ તજવો તે.
અઘહારી (ના) પાપ હર્તા, ઇશ્વર
અઘાટ (ના) શીળા લેખ
અઘાટ વેચાણ (ના) આરોબાર માલ વેચવો તે
અઘાટિયુ (વિ) વેચેલુ
અઘાડો (ના) એક વનસ્પતિ
અઘાણ (ના) ઝાડો, નરક
અઘાણું (વિ) અઘવાની હાજતવાળુ.
અઘાત (વિ) અગાધ, અખડ
અઘામણ (ના) છેરાટુ, પેટ છૂટી જવુ તે
અઘાર (ના) પખીની વિષ્ટા.
અઘારો (ના) અઘામણ
અઘેડો (ના) અઘાડાનો વેલો
અઘોક (ના) કોગળિયુ, મરકી, કોલેરા
અઘોર (વિ) ભયકર, મોટું, ગાઢ
અઘોરી (વિ) ચિતળી ચઢે તેવુ, ઉઘણસી
અક (ના) ચિહ્ન, આંક, ખોળો, પ્રકરણ, આય, ટેક, નટ, પ્રસિદ્ધિ
અંકગણિત (ના) આંકડાથી ગણવાની વિદ્યા

અંકારવું (ક્રિ) પરખાવવું, કરી કહડાવવો, કીમત કરાવવી, લીંગી ઠેરાવવી
અંકિત (વિ) છાપવાળું, અંકાયલું
અંકી (વિ) અંકવાળું
અંકુર (ના) ફણગો, અંગાર, ગ્યા
અંકુશ(ના) માવતનું હથિયાર, અટકાવ, ધાક
અંકે (ના) અક્ષરે લખવા તે
અંકોડાબંધ (વિ) હારદોર, હારોહાર
અંકોટો (ના) આંકડો
અંકોર (ના) અંકુર
અંકોલ (ના) એ નામનું ઝાડ, ફળ
અંકોરા (ના) અંકુશ
અંગ(ના)શરીર, દેહના વિભાગો, મદદનીસ, બાજુ બાજભાગ, સગપણ
અંગ ઉધાર (વિ) કદપણ સાનમાં રાખ્યા વિના ધીરેલું નાણું
અંગઉમંગ (ના) તનમનની ઉમંગ.
અંગ કાઠી (ના) શરીરનું બાન-બાંધો
અંગદશિષ્ટાઇ (ના) અંગદે ગવાહ આગળ બાપની યુક્તિ ટાઢી ટાઢી વાતો કરી કામ કાઢી લેવું તે
અંગના (ના) સ્ત્રી, સુંદરી, પોતીકી સ્ત્રી
અંગનું (વિ) પોતીકું પતીજવાળું
અંગરખી (ના) બાળકનું અંગરખું
અંગરખું } (ના) ગળાથી ઘણા સુધીનું
અંગરખો } [સીવેલું વસ્ત્ર
અંગરાગ (ના) શરીરનો સુગંધી લેપ
અંગરેજ (ના) ઇંગ્લાંડ દેશના વતની
અંગરેજી (વિ) અંગરેજ સંબંધી, ઇંગ્લાંડનું
અંગવસ્ત્ર (ના) પિછોડી શેલું, શાખેની સ્ત્રી
અંગાખરા } (ના) અંગારામાં સેકેલી
અંગાખરી } [ભાખરી બાટી
અંગાર (ના) અંગારા, નાહ મંગળગ્રહ
અંગારવું (ક્રિ) અંગારાથી તપાવવું તે
અંગારિયું (ના) આગિયું, કાજળી પડેલી
અંગારી (ના) સગડી [જુવારના છોડ
અંગારો (ના) ધગધગતો અગ્નિ નાહ
અંગિયું (ના) બાળકનો કબજો
અંગિયો (ના) પેઠી સ્ત્રીને પહેરવાનું વસ્ત્ર
અંગી (ત્રિ) અંગવાળું, પોતીકું

અંગીકાર (ના) સ્વીકાર, પોતાનું કરવું
અંગીકૃત (વિ) સ્વીકારેલું
અંગીઠી } (ના) સોનીની સગડી
અંગીઠું }
અંગુ (વિ) અંગ ઉધાર
અંગુછો (ના) અંગ લુછવાનો કકડો, રુમાલ
અંગુઆન (ના) કુસ્તીનો એક દાવ
અંગુઠી (ના) હાથની આંગળીની ખોળી, વીંટી
અંગુઠો (ના) હાથની જરા ચપટી ને ટુંકી આંગળી, પગની જરા અને મોટી આંગળી
અંગુર (ના) નવી ભાય, રૂઝ, લીલી દરાખ
અંગુળી (ના) આંગળી
અંગુષ્ઠ પ્રમાણ (વિ) અંગુઠા જેવડા (ઋષિ)
અંગેઠ } (ના) અંગીઠી, સગડી
અંગેઠું }
અંગોઅંગ (ના) આખું શરીર
અંગોઠી (ના) અંગીઠી, સગડી
અંધામ (ના) ધામધૂમ ગરબડ, બળવો
અંધામો (ના) ધામધૂમ, તોફાન (બાળકનું )
અંઘોળ (ના) સ્નાન, અંઘોળ
અંઘોળી (ના) નાહવાનું નાનું વાસણ,
અંઘોળવું (ક્રિ) નાહવું [ત્રાંબાકુંડી
અંઘોળિયું (ના) પાણી ઊનું કરવાનું વાસણ,
અંઘોળિયો (ના) નવરાવનારો નોકર [દેગડી
અચકડ (ના) પૂર્વ ભોગનું સ્મરણ, ગળકો
અચકવું } (ક્રિ) આંચકો ખાવો, એકદમ
અચકાવું } [અટકવું, સકોચાવું.
અચકો મચકો (ના) આંચકો અને લેહેકો
અચપલું (વિ) લોઢા જેવું
અચમુચ (અ) અચાનક
અચમ્મા (ના) નવાઈ, અતિ આશ્ચર્ય
અચર (વિ) ખસે નહિ તે, સ્થિર
અચરજ (ના) આશ્ચય, કૌતુક નવાઈ
અચરત (વિ) તાજુબ એકદમ ખુશ થયું
અચરતી (ના) નવાઈ, તાજુબી.
અચલ (વિ) સ્થિર, સ્થાઇ, હાલચાલ રહિત
અચલ (ના) પર્વત
અચવ્યું (વિ) ન ચાખેલું, અણચવ્યું
અચળપદ (ના) કદી ચળે નહિ તે સ્થાન.
અચળા (ના) પૃથ્વિ

અચળિત (વિ) અચળ, અટળ
અચાનક (અ) એમનેમ, ઓચિંતુ
અચિકિત્સનીય (વિ) પરખાય નહિ તેવુ
અચિક્કણુ (વિ) રૂક્ષ, ભગર
અચિંત્ય (વિ) અકળ, અનર્ઘ્ય.
અચિર (વિ) તંગ, ક્ષણભંગુર
અચિર (અ) શીઘ્ર, ઉતાવળથી
અચિંતુ (અ) એકાએક, અકસ્માત
અચૂક (અ) અચાનક, ન ભૂલતા, ચૂક ભૂલ
અચેત (વિ) અચેતન [વગરનુ, જડ
અચેતન (વિ) જડ, ચૈતન્યરહિત, બેભાન
અચ્ચરવુ (ક્રિ) ઉચ્ચાર કરવો
અચ્છ (વિ) સ્વચ્છ, નિર્મળ
અચ્છટ જવુ (ક્રિ) છટકી જવું
અચ્છનહી (ના) ગીઠ, ગાંઠ
અચ્છુ (અ) વારુ, સારૂ, ઠીક
અચ્છું (વિ) સારુ સુંદર
અચ્છેર (વિ) અડધો શેર
અચ્છેરિયુ (ના) અચ્છેર સમાય તેવુ ઠામ
અચ્છેરિયો, અચ્છેરો } (ના) અચ્છેર વજનનું કાટલું.
અચ્યુત (ના) અવિનાશી, ઈશ્વર
અચ્યુતાગ્રજ (ના) બળરામ, શ્રીકૃષ્ણના મોટા [ભાઈ
અછત (અ) છૂપી રીતે, સલામત
અછત (ના) તંગી, તાણ, ભીડ
અછતા (અ) એકાએક, અકસ્માત, ન છતા
અછતુ (વિ) અપ્રગટ ગુપ્ત
અછત્ર (વિ) છત્ર રહિત, વડિલ વગરનો રાજ
અછબડા (ના) શીળ, શીળી [ભેદ
અછરતુ (વિ) ઉપર ઉપરથી અડકેલુ
અછવાન (ક્રિ) ઓછુ ઉતરવુ
અછંદ પછાડ (ના) અહીં તહીં પછાડવુ તે
અછાવવુ (ક્રિ) નવુ વાસણ વાપરવા કહાડવુ
અછાળવુ (ક્રિ) વાસણ ઊંચુ નીચુ કરી તે માંની વસ્તુ તેને ઉપર કરવી તે
અછિન્ન (વિ) કપાયલુ નહિ તે
અછિન્નધારા (ના) અભિષેક પાત્ર (છિદ્રવાળુ)
અછેદ્ય (વિ) છેદાય નહિ તેવુ
અછો અછો કરવુ (ક્રિ) ઘણા વાના કરવા
અછોડો (ના) નાથે બાંધવાની જાડી દોરી, એક જાતની સાંકળી. [ભાષા
અજ (ના) જન્મરહિત, અનાદિ, બ્રહ્મ, બકરો,
અજગર (ના) મોટો સાપ, અજીઅર
અજગંધિકા (ના) કાનફોડી, એક ઔષધિ
અજગવ (ના) પિનાક, શિવધનુષ્ય
અજતરફ (અ) થી, તરફથી
અજન્મ (વિ) જન્મ રહિત, અનાદિ
અજન્ય (ના) ઉત્પાતની સૂચના
અજપાજપ (ના) શ્વાસોચ્છ્વાસ, હરિચિંતન કરવુ તે, એક દેવતા
અજબ (વિ) આશ્ચર્યકારક
અજમાયેશ (ના) તપાસ, અટકળ, સુમાર
અજમાવવુ (ક્રિ) પ્રયોગ કરવો, તપાસી લેવુ.
અજમાસ (ના) અજમાયેશ, આસરો
અજમુદો (ના) અજમાયેશ, તપાસ
અજમો (ના) એક વસાણું, કરમાણી અજમો
અજમોદ (ના) એક વસાણું
અજમોદા (ના) એક વસાણું
અજર (વિ) જરા-ઘડપણ વગરનો
અજર (ના) આનાકાની, મિષ, બહાનુ
અજરામર (વિ) જેને જરા મરણ નહિ તે
અજલ (ના) આખર, અંત, મોત, કાળ
અજવાળવુ (ક્રિ) માંજવુ, સાજવુ, ઉટકવુ
અજવાળિયુ (ના) શુકલ પક્ષ, શુદ, છાપરાનુ
અજવાળી (વિ) ચાંદ ભાવાળી (રાત) [જાળિયુ
અજવાળુ (ના) પ્રકાશ, ઉજાશ, તેજ
અજવાળુ થવુ (ક્રિ) વહાણુ વાવુ
અજવાળુ કરવુ (ક્રિ) નામ કહાડવુ, સદ્દેહ
અજશૃંગી (ના) વિંછાણી મેંઢશિંગી [ટાળવો
અજહલ્લક્ષણા (ના) લક્ષણાનો એક ભેદ
અજહા (ના) અત્યાચ
અજા (ના) માયા, કુદરત, બકરી
અજાએબ (વિ) અજબ.
અજાએબી (ના) નવાઈ, આશ્ચર્ય [પામેલુ
અજાગત (વિ) ઘાયુ મૃત્યુ, અકાળ મોત
અજાગળ (વિ) નકામુ, બકરીના ગળાના આંચળ જેવુ
અજાચક, અજાચી } (વિ) કોઇ પાસે ભીખ ન માગનાર

અજાજી (ના) સંકેત જીરૂ, કાળું જીરૂ
અજાજીવ (ના) ભરવાડ
અજાણ (વિ) અણવાકેફ, બેસમજ
અજાણતા (અ) ન જાણતા, બેખબર
અજાણ્યુ (વિ) અજ્ઞાત, નહિ જાણેલુ
અજાત શત્રુ (ના) શત્રુવગરનો, યુધિષ્ઠિર
અજિત (વિ) ન જીતાયલુ
અજિન (ના) મૃગચર્મ, હરણનુ ચામડુ
અજિનપત્રા (ના) વલ્કલ
અજિનયોનિ (ના) હરણ, મૃગ
અજિર (ના) વાયુ, શરીર, મધ્યમો
અજિહ્ય (વિ) સરળ, સીધુ
અજિહ્મગ (ના) બાણ
અજીઠવાડ (ના) એઠા વાસણ
અજીઠુ (વિ) એઠુ
અજીર (ના) પરસાળ, ચાલી
અજીરણ (ના) અપચો, બેહજમી
અજીર્ણ (વિ) નવુ, અપક્વ કાચુ
અજીર્ણાશ (ના) થોડો અપચો
અજુગતુ } (વિ) અઘટિત, નાલાયક
અજોગ }
અજોગ (ના) કુસમો
અજોધ્યા (ના) શ્રી રામચંદ્રજીની રાજધાની સાત મોક્ષદાતા પુરી માહેથી એક
અજ્જમ (ના) આજમ
અજ્જનુ (ના) ઇ-ઈ-સ્વરની નિશાની [િ ી
અજ્જુકા (ના) વેશ્યા, સોગ
અજ્ઝગ (ના) આમળાનુ ફળ
અજ્ઞ (વિ) અજાણ, અણસમજુ, મૂર્ખ
અજ્ઞાત (વિ) જ્ઞાનહીન, અજાણ
અજ્ઞાન (ના) અજાણપણુ, મૂર્ખાઈ
અજ્ઞાન (વિ) બેસમજ, મૂર્ખ
અજ્ઞાનભાવ (ના) અજાણપણુ
અજ્ઞાની (વિ) જ્ઞાન રહિત
અજ્ઞેય (વિ) ન જાણી શકાય એવુ
અઝેરો (ના) ઉઝરડો, ચીરોટો
અચ (ના) આચ, દાઘ
અચલ (ના) છેડો, પાલવ, પર્વત પલ્લો
અચળવો (ના) આખની ઝોક
અચિત (વિ) પૂજ્ય
અંજન (ના) આજવાની વસ્તુ, સુરમો ઈ
અંજનકેશી (ના) એક સુગધી પદાર્થ
અંજના, અજની (ના) હનુમાનની માતા
અંજનાવતી (ના) સુપ્રતિકની સ્ત્રી
અજલ (ના) અન્ન જળ
અંજલિ (ના) ખોબો, પોસ
અજસા (અ) શીઘ્ર, જલદી
અજળી (ના) ખોબો, પોશ
અજવુ (ક્રિ) ચોપડાવુ, શરમાવુ, ઠગાવુ
અજીર (ના) એક ફળ
અજીરિયા (વિ) પાકા અજીરના રગનુ
અજીરી (ના) અજીરનુ ઝાડ [ પચાયત
અજુમન (ના) એક ધર્મી લોકની સભા,
અટક (ના) અવટક, ઓટક, ઉપનામ, વહેમ
અટકચાળુ (ના) અડપલુ, છેડ
અટકચાળુ (વિ) અડપલુ કરનાર.
અટકડી (ના) ઉચકી, વાધણી, હેડકી
અટકણ } (ના) અટકાવ કરનારી વસ્તુ
અટકણિયુ } ટેકણ
અટકવુ (ક્રિ) ઊભુ રહેવુ થોભવુ ખોટી થવુ
અટકળ (ના) કલ્પના, સુમાર અટસટ્ટો, કુચી, મહાવરો
અટકળવુ (ક્રિ) સદેહમા પડવુ વિચારવુ
અટકાર (ના) ઓડકાર
અટકાવ (ના) હરકત બાધા રજોદર્શન
અટકાવવુ (ક્રિ) બધ પાડવુ, રોકવુ
અટકાવુ (ક્રિ) અભડાવુ, છેટે બેસવુ, રજ
અટકો મટકો (ના) સ્ત્રીનો લટકો [ દેખાવુ
અટણ (ના) ભ્રમણ, પ્રવાસ મુસાફરી
અટનિ અટની (ના) ધનુષ્યનુ શીંગડુ, તટ્ટી
અટપટુ (વિ) પેચવાળુ, કપટી
અટરુષ (ના) વાસક વૃક્ષ.
અટવાવુ (ક્રિ) અવડાવુ
અટવી (ના) વન જગલ
અટળ (વિ) અનિવાર ટળે નહિ તેવુ, બરાબર
અટવ (ના) પર્યટન, મુસાફરી
અટાઉ (ના) ઠગાઇ
અટાર (વિ) ઘણ, નિસ્સાર (ના) ભ્રમણ
અટાપટા (ના) આડા અવળા લીટા, પટા
અટામણ (ના) લુવાને લગાડવાનો લોટ

અટારી (ના) ઊંચી મેડી, ઝરૂખો, ગોખ.
અટારો (ના) ઉચાળો, ખટલો, સરસામાન.
અટાવું (ક્રિ) ફુલાઈને લોંદો થવો.
અટિંબર (ના) ઢગ, ડુંગર.
અટેરવું (ક્રિ) ઓવાળવું, સૂતરની આંટી બ-
અટોપવું (ક્રિ) આટોપવું. [નાવવી.
અટ્ટ (ના) ભાત, અન્ન.
અટ્ટલ (વિ) પાકો, પ્રવીણ, હોશિયાર.
અટ્ટહાસ (ના) ખટખટ હસવું તે.
અટ્ટા (ના) દરવાજો, દ્વાર, બારણું.
અટ્યા (ના) પરિભ્રમણ, પર્યટન.
અઠવાડિયું (ના) આઠ દિવસ
અઠવાડું (ના) દોરડાને વળ ચઢાવવાનો લાકડાનો કકડો.
અઠાસિયાં (ના) તોડા, સ્ત્રીના પગનું ઘરેણું.
અઢીંગણું (ના) અઢેલવાનો તકિયો.
અઢીંગવું (ક્રિ) અઢેલીને બેસવું.
અઢેલવું (ક્રિ) અઢેલવું.
અઠોડી (ના) ગોળમાં બાફેલું આદું, હથોડી.
અઠ્ઠાણું (વિ) ૯૮ (સંખ્યા)
અઠ્ઠાવન (વિ) ૫૮ (સંખ્યા)
અઠ્ઠાવીસ (વિ) ૨૮ (સંખ્યા.)
અઠ્ઠયાસી (વિ) ૮૮ (સંખ્યા)
અડ (ના) હદ, જીદ.
અડક (ના) અટક, ઓરડ, ઉપનામ.
અડકવું (ક્રિ) સ્પર્શ થવો, છેડવું.
અડકાડવું (ક્રિ) અડકે તેમ કરવું.
અડકાયલી (વિ) અડકાવવાળી સ્ત્રી
અડકાવ (ના) અટકાવ, રજોદર્શન.
અડકાવું (ક્રિ) દેવાવું, સ્પર્શ થવો, અભડાવું.
અડગ (વિ) દૃઢ, ડગે નહિ એવું.
અડઘો દડઘો (ના) હોરટલ, દોષ, ડપકો.
અડગો (ના) ધામો, પગનો દાવ
અડચણ (ના) હરકત, નડતર, સંકટ.
અડતલાં (ના) ગોંગાતલાં, આનાકાની.
અડતલો (ના) આસરો, ઓથ.
અડથલ (વિ) જબરૂં, લઠ, કદાવર.
અડથલો (ના) રોકાણ, મોટી નડતર.
અડદ (ના) એક કઠોળ.
અડદાણું (ના) અડદનું.
અડદાલો (ના) બેગો, ઘાણ.
અડદિયું (ના) અડદનું ખાવાનું.
અડધિયું (ના) અર્ધભાગ.
અડધી (ના) પૈ, નાસરી, (સિક્કો.)
અડધું (વિ) અર્ધ.
અડધું પડધું (વિ) અર્ધ, તેથી બહુજ કમી.
અડધો (ના) અર્ધા રૂપિયાનો સિક્કો.
અડધો અરધ (વિ) બરાબર અડધું.
અડપલું (ના) અટકચાળું, છેટ.
અડપલું (વિ) છેટ કરનાર.
અડપટ (ના) ઝપટ, ફેટ, આંટી.
અડબંગ (વિ) ઢંગધગનનું, હઠીલું.
અડબડિયું (ના) લથડિયું.
અડબોથ (ના) લપડાક, તમાચો.
અડબોથ (વિ) ઠોઠ, બૂંધી.
અડવડવું (ક્રિ) અડબડિયાં ખાવાં, લથડવું.
અડવાણું (વિ) અણવાણું, અડવું, ઉઘાડું.
અડવું (વિ) ઉઘાડું, શણગાર રહિત.
અડવું (ક્રિ) અડકવું, મડી રહેવું.
અડવો (ના) વાણીઓ. (ભવઇમાં.)
અડસટ્ટો (ના) સુમાર, આસરો.
અડસઠ (વિ) ૬૮ અડસેઠ (સંખ્યા)
અડસર (ના) ઘરની ગે, પાટડી.
અડસિયા (ના) અઠાસિયાં, તોડા.
અડસેઠ (વિ) ૬૮ (સંખ્યા.)
અડાઉ (વિ) નમાર, વાળ્યાવગર ઉગેલું.
અડાડવું (ક્રિ) અડકાડવું.
અડાણી (વિ) અનાડી, અસભ્ય, મૂર્ખ.
અડાણો (ના) એક રાગ.
અડાબીડ (વિ) ભયંકર.
અડાયું-યાં (ના) છાણના સુક્કા પોદળા.
અડાલી (ના) લાકડાની નાની થાળી.
અડાવવું (ક્રિ) અતિશય ખાવું, સપડાવવું, ઘુસાડવું.
અડાસિયા (ના) એક ઘરેણું, તોડા.
અડાસે (અ) પાસે, ઓથે.
અડાળી (ના) ઘરને લગની છાપરી, ઓસરી
અડિઅલ (વિ) હઠીલું.
અડિયું (ના) નાની અડી
અડી (ના) સોનીનું એક ઓજાર, દોટ.
અડી (વિ) જરૂરની.

અડી જઈને (અ) મરેચા રહીને.
અડી જવું (ક્રિ) અડકી પડવું.
અડીવેળા (ના) અડચણ સમય, દુઃખ વખત.
અડુકદડુકિયું (વિ) બે બાજુ મહાલનારું,
અડુસી (ના) એક ઔષધિ. [ ગેરબડિયું.
અડુસો (ના) એક ઝાડ.
અડોઅડ (અ) લગોલગ, છેક નજીક.
અડોલ (વિ) અચળ, અડગ, સ્થિર.
અડોશી (ના) અટકણિયું.
અડોસપડોસ (ના) ઘરની આજુ બાજુ.
અડોસી પડોસી (ના) પાડાપડોસી, આજુ
અડોળ (વિ) બેડોળ, કદરૂપું. [બાજુ રહેનાર.
અડોળ કાટલું (વિ) એડોળ, વજનવિનાનું.
અઢયું (વિ) જરૂરનું
અઢળ (વિ) અચળ, સ્થાયી.
અઢળક (વિ) ઢળી ન પડે તે.
અઢાર (વિ) ૧૮ (સંખ્યા)
અઢી (વિ) ૨॥ (સંખ્યા)
અઢીશેરી (ના) ૨॥ શેર વજનનું કાટલું-માપ.
અઢેલવું (ક્રિ) અઢીંગવું, ધકેલવું.
અણ (અ) નકાર, ઓછપ, હલકાઇદર્શક.
અણક (ના) નિંદા
અણકહ્યાગરૂ (વિ) કહ્યું ન માને તે
અણકિસબી (વિ) કિસબ ન જાણનાર.
અણકૂટ-કોટ (ના) અન્નકૂટ, નૈવેદનો ઢગ.
અણખત (ના) મનનો ખટકો, નડતર.
અણ ગમતું (વિ) ના પસંદ
અણગમો (ના) નાખુશી.
અણગળ (વિ) વગર ગાળેલું
અણગોપ (ના) જૈનનું એક મત. [રચ્યાછે
અણઘડ (ના) એક સિદ્ધાંતી; એણે ખ્યાલ
અણઘડ (વિ) ઘડાયલું નહિ તે, જંગલી.
અણચિંતુ } (અ) એકાએક, ઓચિંતું
અણચિન્ત્યું }
અણછતું (વિ) છાનું, ઢાંક્યું, ગુપ્ત
અણજાણ્યું (વિ) અજાણ્યું, નાદાન.
અણતોળ્યું (વિ) તોળ્યાવિનાનું.
અણદીઠ } (વિ) ન દીઠેલું.
અણદીઠું }
અણધાર્યું (વિ) ન ધારેલું.

અણબનાવ (ના) બેબનાવ, કુસંપ, વાંધો.
અણબોટ (વિ) બોટ્યા વગરનું.
અણમાનીતું (વિ) અણમાનીતું.
અણલિંગી (વિ) દેહ વગરનું, વિદેહી.
અણવટ (ના) બાળકનું એક ઘરેણું.
અણવર (ના) વરનો મિત્ર, વહુની સખી.
અણવણ્યું, અણવીણ્યું (વિ) અડતું, જાધારું.
અણવિચાર્યું (વિ) વગર વિચાર્યું.
અણવીંધ્યું (વિ) વગર વીંધેલું, અનોવધું.
અણસ (ના) અનાજનું ખેતર.
અણસગડી (ના) મોઢા વગરની સામગ્રી
અણસારો (ના) ઇસારો, સાન, અંકુર.
અણહદ (વિ) અનહદ.
અણાથી (વિ) અનાથ (સ્ત્રી)
અણિ (ના) ટોચ, અગ્ર.
અણિમા (ના) ૮ સિદ્ધિમાંની એક.
અણિયાળું (વિ) અણીદાર
અણી (ના) અગ્રભાગ, બારીક વખત.
અણીદાર (વિ) અણીવાળું.
અણીય (વિ) ઘણું ઝીણું, અલ્પ.
અણીશુદ્ધ (વિ) જેની અણી ભાંગી ન હોય તે.
અણીસુ (ના) એક વસાણું.
અણુ (ના) બારીક કણ, પરમાણું
અણુ (વિ) થોડુંક, જરા.
અણુઅણુ (વિ) અણીવાળું, જાધારું.
અણુમાત્ર (વિ) જરાકજ, રજ.
અણોજો (ના) અનધ્યાય, છુટીનો દિવસ.
અતટવાડું (ક્રિ) અટકટમાં ઘાલવું, ગુંચવાવું
અટસ (ના) હૈયાની આડી, કીનો; વૈર
અટવાળ (ના) આડી, અડકેદ.
અડ (ના) ઇડું, ઉપસ્થને લગતી ગોળી
અડકટાહ (ના) તોળવું, ખંભાઇ
અંડકોશ, અડકોષ (ના) વૃષણ, અંડ.
અડજ (વિ) ઇંડામાંથી ઉત્પન્ન થયલું.
અંડલ (ના) બ્યંડલ, સ્ત્રી.
અડવૃદ્ધિ (ના) અંડ વધવાનો રોગ
અડાકૃતિ (ના) ઇંડાના ઘાટનું.
અડુસ (ના) સીતાફળ
અત (અ) એ માટે, એથી, એ સમયથી
અત પર (અ) હવે પા

અતએવ (અ) એટલાજ માટે, એથીજ.
અતટ (ના) પર્વતનો તૂટેલો ભાગ.
અતડાઈ (ના) જુદાઈ, આડાઈ, તોર.
અતડું (વિ) તોછડું, આડું, અળગું.
અતરંજ (અ) અધ્ધર, જૂદુંજ.
અતરાપી (વિ) બહારનું, ત્રાહિત.
અતર્ક્ય (વિ) તર્ક ન થાય તેવું.
અતર્કિત (અ) સહસા, એકદમ
અતલસ (ના) લાય, રેશમી કાપડ.
અતલસ્પર્શ (વિ) ઉપરછલો.
અતસી (ના) અળસી, એક અનાજ.
અતળ (ના) એક પાતાળ.
અતળી (વિ) અતુલ.
અતાઈ (વિ) સરસ અવૈયો.
અતાગ (વિ) અથાક, અતિ ઊંડું.
અતાર (ના) સરૈયો, સુગંધી વેચનાર.
અતિ (અ) ઘણું.
અતિ (ઉ) બેહદ, હદબહાર, ઉલટું (અર્થે)
અતિકાળ (ના) ગયેલો વખત.
અતિક્રમ (ના) અમર્યાદા.
અતિક્રાંત (વિ) ઉલ્લંઘન કરેલું, સરસ થએલું.
અતિચરા (ના) સ્થલ કમલિની.
અતિચાર (ના) શીઘ્રગતિ.
અતિચ્છત્ર (ના) એક જાતનું ઘાસ
અતિચ્છત્રા (ના) એક ઔષધિ
અતિજગતિ (ના) એક છંદ (કવિતાનો.)
અતિજવ (ના) બહુવેગી, જંઘાલ.
અતિથિ (ના) અજાણ્યો, યાચક, પરોણો, મેમાન.
અતિથિ (ના) કુશનો પુત્ર, શ્રીરામચંદ્રનો પૌત્ર.
અતિદેશ (ના) વધારેલો અર્થ.
અતિપંથ (ના) સન્માર્ગ.
અતિપાત (ના) અન્યાય, ઉત્પાત.
અતિભારગ (ના) ખચ્ચર.
અતિમંગલ્ય (ના) બીલીનું ઝાડ.
અતિમાત્ર (વિ) અતિશય.
અતિમુક્ત / અતિમુક્તક } (ના) તિનિશનું ઝાડ.
અતિરથી (ના) મહારથી કરતાં બળિયો.
અતિરસા (ના) રાસના, એક ઓસડ.
અતિરિક્ત (વિ) અધિક.
અતિવાદ (ના) અભિવાદ.
અતિવિખ (ના) એક ઔષધિ.
અતિવૃષ્ટિ (ના) ઘણો વર્ષાદ, એક ભુખમરે
અતિવ્યાપ્તિ (ના) તાણીતૂસીને કરેલો અર્થ
અતિશય (વિ) ઘણુંજ, પુષ્કળ.
અતિશયિન (ના) હદ, હદપાર.
અતિશયોક્તિ (ના) એક અલંકાર (કવિતામાં
અતિશાણું (વિ) દોઢ ડાહ્યું.
અતિશૂદ્ર (ના) શૂદ્રથી ઉતરતો, ભંગી ઈ.
અતિશોભન (ના) સુશોભિત.
અતિસર્જન (ના) દાન.
અતિસાર (ના) મરડો, સંગ્રહણી, (રોગ.)
અતિસારકી (વિ) અતિસારના રોગવાળો.
અતીત (ના) અતિથિ, ભીખારું, બાવો.
અતીત (વિ) છૂટું થયેલું, વીતેલું.
અતીન્દ્રિય (વિ) અગોચર.
અતીસે (વિ) અતિશય, ઘણુંજ.
અતુલ્ય (વિ) અતુલ, અનુપમ, અસાધારણ.
અતૂટ (વિ) અખંડિત.
અતોલ (વિ) અતુલ્ય, અનુપમ.
અત્તર (ના) તેલના અંશવાળી સુગંધી.
અત્તર ઘડી (અ) હમણાંજ.
અત્તર સાહેત / અત્તર સાહેદ } (અ) આ ઘડીએ, હમણાંજ.
અત્તા (ના) મા, જનની, મોટી બેન.
અત્તિકા (ના) અંતિકા, મોટી બહેન.
અત્તુ (ના) સૂર્ય
અત્ય (ના) અશ્વ, ઘોડો
અત્યંત (વિ) ઘણુંજ, અથાક.
અત્યય (ના) નાશ, અતિક્રમ, દુરાચાર.
અત્યાગ્રહી (વિ) ઘણો આગ્રહ કરનાર.
અત્યાચાર (ના) કુમાર્ગ, અનાચાર.
અત્યાર (અ) હમણાં, આ ક્ષણ.
અત્યાર પછી (અ) હવેપછી, આજપછી.
અત્યાર લગી / અત્યારસુધી } (અ) હમણાંસુધી.
અત્યાસક્તિ (ના) લંપટપણું.
અત્યુક્તિ (ના) અતિશયોક્તિ અલંકાર.
અત્ર (અ) અહીંઆ.
અત્રભવાન્ (વિ) પૂજ્ય.

અત્રિ (ના) સપ્ત ઋષિમાંના એક.
અત્રિજાત, અત્રિનેત્રજ (ના) ચંદ્રમા.
અત્રપ (વિ) નિર્લજ, બિશરમું.
અત્રે (અ) અત્ર.
અથ (અ) પ્રારંભ, વળી, પછી, વિશેષ, મંગળ,
 પ્રશ્ન, અધિકાર, સંશય, વિકલ્પ, સમુચ્ચય,
અથડવું (ક્રિ) અથડાવું. [ઇત્યાદિ અર્થે.
અથડામણ (ના) કડાકૂટ, અડચણ. રખડપટ્ટી.
અથડાવું (ક્રિ) લાગવું, અફળાવું, ભટકવું.
અથર્વ (ના) નવશાખાવાળો ચોથો વેદ.
અથર્વણ (ના) શિવ, અથર્વ વેદ.
અથર્વણિ (ના) અથર્વ વેદ ભણેલો બ્રાહ્મણ.
અથર્વેદી (ના) અથર્વવેદ ભણેલો, ઢોઠ, ખળ.
અથવા (અ) કિંવા, કે, યા, અગર, વા.
અથાક } (વિ) અગાધ, અમાપ, અરથાગ.
અથાગ }
અથાણું (ના) આચાર, આથેલાં કદફળ.
અથીર (વિ) અસ્થિર, ચંચળ.
અદક (વિ) અદધી, ઓછી, અધિક.
અદકડું (વિ) અદુકડું, ઊભડું.
અદકું (વિ) અધિક, વધારે, વિશેષ.
અદકેરૂં (વિ) અધિક (કવિતામાં).
અદત્ત (વિ) અન્યાયથી આપેલું.
અદત્તા (ના) કુંવારી છોકરી.
અદન (ના) ભક્ષણ, ભોજન, ખોરાક.
અદના (વિ) ગરીબ, નીચ, કંગાળ.
અદપડિયાળી (વિ) અદુધાડી (આંખ).
અદબ (ના) માઝા, અંકોશ.
અદબવાળવી (ક્રિ) બે હાથ કોણીથી વાળી
અદબદ (વિ) અદ્‌ભુત. [ જોડે રાખવા.
અદબસર (અ) માન રાખીને.
અદભવિષ (ના)થનાર થશે, એમ જાણીને ઉપાય
અદરસ (ના) આદાનો રસ. [ કરવો તે.
અદરાવું (ક્રિ) સગાઇ થવી, ચાંલ્લા થવા.
અદર્શ (વિ) અદશ્ય, ન દેખાય તે.
અદલ (વિ) બરોબર, ન્યાયયુક્ત, સત્ય.
અદલધાન્ય (ના) કંટીમાં પાકતું અનાજ.
અદલબદલ (અ) એક આપીને બીજું લેવું તે.
અદમુઉં } (વિ) અધમુઉં, મરણતોલ થયલું,
અદસસ્તું } મરણોન્મુખ.

અ–દળ (વિ) પાતરાં વગરનું. [વડિલ.
અદા (ના) ફરજ, બજાવણી, કટાક્ષ, બાપ,
અ–દાતા (વિ) કૃપણ, સૂમ, બખીલ.
અદાલત (ના) ન્યાયમંદિર, દરબાર, કોર્ટ.
અદાવત (ના) વેર, શત્રુવટ, અણબનાવ.
અદિયો (ના) ભેટ, ઈનામ, બક્ષિસ.
અદીઠ (વિ) ન દેખાતું.
અદુકડું (વિ) ઊભડું, બે પગપર ભાર દઈ
અદુધાડું (વિ) અડધું ઉઘાડું. [ બેઠેલું.
અદૃશ્ય (વિ) ન દેખાતું, જોવાને નાલાયક.
અદૃશ્ય (ના) વિષ્ણુ, ઈશ્વર.
અદૃષ્ટ (ના) દૈવ, નસીબ. (વિ) ન દીઠેલું.
અદૃષ્ટવિદ્યા (ના) મંત્રતંત્ર, જાદુ.
અદેખાઇ (ના) ઇર્ષા, મત્સર.
અદેખીઉં, અદેખું (વિ) ઈર્ષાળુ, ઝેરીલું.
અદો (ના) ઉદો, ઉદય.
અદ્‌ભુત (વિ) અલૌકિક, નવુંજ.
અદ્‌ભુતરસ (ના) કાવ્યના ૯ રસમાંનો એક.
અદ્ય (અ) આજે, હમણા.
અદ્યાપ, અદ્યાપિ (અ) હજીસુધી.
અદ્રક (ના) આદું.
અદ્રિ (ના) પહાડ, પર્વત.
અદ્રિસુતા (ના) પાર્વતી, ગૌરી.
અદ્વાતદ્વા (વિ) અમેતેમ, અનિયમિત.
અદ્વિતીય (વિ) અનુપમ, એકજ.
અદ્વૈત (ના) અભેદ, આત્મા પરમાત્માની એ-
 કતા કિંવા સર્વ ઈશ્વરમય છે એવો સિદ્ધાંત.
અધ (વિ) અડધું, ઓછું.
અધકચરૂં (વિ) થોડું ખૂંદેલું, અાધું પડધું.
અધકું (વિ) અધિક, વધારે.
અધખોખરૂં (વિ) થોડું ઘણું કૂટેલું.
અધખોલ્યું (વિ) અડધું ઉઘડેલું.
અધગારિયું (વિ) સહેવાતું ગરમ કરેલું.
અધછેદ્યું (વિ) અરધું છેદેલું, અધકચરૂં.
અધણિયાતું (વિ) અનાથ, નાદાર.
અધધધ ! (અ) આશ્ચર્યસૂચક.
અધન (વિ) નિર્ધન, રંક, ગરીબ.
અધપચ્યું (વિ) પાણી પોચું, અડધું પચેલું.
અધમ (વિ) નીચું, હલકું, કુત્સિત.
અધમા (ના) હરામી નારી. (કાવ્યમાં.)

અધમાંગ (ના) કેડથી નીચેનું અંગ.
અધમાધમ (વિ) મહાપાપી, નીચમાં નીચ.
અધમુઉં (વિ) મરણતોલ.
અધમોદ્ધાર (ના) અધમને ઉદ્ધારનાર, હરિ.
અધર (ના) નીચલો હોઠ.
અધર (વિ) અંતરંગ, નિરાધાર.
અધરકવું (ક્રિ) અધકવું.
અધરણ (ના) આધરણ, ઉકળતું પાણી.
અધરતું (વિ) અધવચ બંધ પડેલું, રખડતું.
અધરપાન (ના) નીચલા હોઠનું ચુંબન.
અધરામૃત (ના) હોઠના અમૃતનો રસ.
અધવું (વિ) અડધું.
અધવચ (અ) વચ્ચોવચ, મધ્યે.
અધવચરું (વિ) વચમાં લટકતું, અધડ.
અધવારવું (ક્રિ) અડધું ખાલી કરવું. [રહીશ.
અધવાર (ના) ઉપરવાટિયો, થોડા વખતનો
અધવારે રહેવું (ક્રિ) પાસે પાસેના બે ગામમાં
અધશેર (ના) અચ્છેર, અડધો શેર. [રહેવું.
અધાધુન્ધ (ના) અંધારું, અજ્ઞાન. [ સે ઈ૦
અધિ (ઉ) ઘણું, હદબાર, ઉપર, નીચે, પ્ર-
અધિક (ના) એક અલંકાર (કાવ્યમાં).
અધિક (વિ) વધારે, અનેક. [ માસ.
અધિક મહિનો (ના) સંક્રાંતિ વગરનો ચાંદ્ર
અધિકરણ (ના) આધાર, સાતમી વિભક્તિ, સિદ્ધાંત ગ્રંથનું એક પેટા પ્રકરણ.
અધિકાંગુ (ના) વધારાનું અંગ, છઠ્ઠી આંગળી.
અધિકાર (ના) પદવી, સત્તા, હક, યોગ્યતા.
અધિકારી (વિ) કારભારી, હકદાર, મુખી.
અધિકૃત (વિ) અધિકારવાળું, ધારેલું.
અધિકોત્તર (વિ) ઘણું, વિશેષ, હદ ઉપરાંત.
અધિક્રમ (ના) આક્રમણ, ઉલ્લંઘન.
અધિગત (વિ) જાણેલું, પ્રાપ્ત.
અધિદૈવિક (ના) આધિ દૈવી, કુદરતી.
અધિપ (ના) રાજા, મુખી, માલિક, ધણી.
અધિપતિ (ના) મુખી, ઉપરી, મુખ્યલેખક.
અધિભૂ (ના) સ્વામી, પ્રભુ, રાજા.
અધિભૌતિક (ના) આધિભૌતિક, પંચભૂતજન્ય.
અધિમાસ (ના) અધિક માસ, સૂર્યની સંક્રાંતિરહિત ચાંદ્રમાસ.
અધિમાંસ (ના) એક રોગ. (આંખ દાઢનો.)

અધિયો (ના) બુદ્ધિહીન, ઢોર, ઠ.
અધિરથ (ના) કર્ણનો બાપ.
અધિરાજ (ના) ચક્રવર્તી રાજા.
અધિરોહિણી (ના) નીસરણી, સીડી.
અધિવચન (ના) પક્ષપાતી ભાષણ.
અધિવાસ (ના) પડોશી, ઘર, પ્રથમક્રિયા.
અધિવાસન (ના) દેવપ્રતિષ્ઠા, સુગંધલેપન.
અધિવાસર (ના) ટાણું; ઓચ્છવ, તહેવાર.
અધિવિન્ના (ના) પ્રથમ વિવાહની સ્ત્રી.
અધિશ્રયણી (ના) ચૂલો.
અધિષ્ઠાતા (વિ) મુખ્ય, અવલંબન કરનાર.
અધિષ્ઠાન (ના) સ્થાન, સત્તા, રહેઠાણ.
અધિષ્ઠિત (વિ) મુખ્ય સ્થાપેલું, વસેલું.
અધીત (વિ) વાંચેલું, ભણેલું.
અધીતિ (ના) પઠણ, અધ્યયન, ભણતર.
અધીન (અ) તાબે, વશ.
અધીર (વિ) આકળું, ઉતાવળું, અવિચારી.
અધીર (ના) અધૈર્ય, અણપતીજ, આકળામણ.
અધીરતા (ના) અધીરાઈ, કાયરપણું.
અધીરા (ના) એક નાયિકા (કાવ્યમાં.)
અધીરાઇ (ના) અવિશ્વાસ.
અધીરું (વિ) અધીર, ઉતાવળિયું.
અધીશ / અધીશ્વર } (ના) મુખ્ય, ઉપરી, રાજા, ધણી.
અધુના (અ) હમણાં, હવે, આજકાલ, સાંપ્રત.
અધુર (ના) અધર, નીચલો હોઠ.
અધુરું (વિ) અપૂર્ણ, તૂટક.
અધુરે જવું (ક્રિ) ગર્ભ પડવો, કસુવાવડ થવી.
અધૃત (વિ) નિરાધાર, અધ્ધર.
અધેડ (વિ) આધેડ, પુખ્ત, (માણસ.)
અધેલી (ના) અડધો રૂપિયો.
અધેલો (ના) અડધો પૈસો.
અધૈર્ય (ના) ઉતાવળ, ચંચળાઈ.
અધોક્ષજ (ના) વિષ્ણુ.
અધોગતિ (ના) નીચ ગતિ, પડતી, નરકવાસ.
અધોઘંટા (ના) અપામાર્ગ, એક ઓસડ.
અધોટ / અધોડ } (વિ) આધેડ, પુખ્ત.
અધોબિંદુ (ના) નીચલા ગોળાર્ધનું બિંદુ.
અધોભુવન (ના) પાતાળ.

અધોમર્મ (ના) આંટ, પાયુ.
અધોમુખ (વિ) ઉંધું, નીચે જોતું.
અધોવાયા (ના) ભાડુતી ગાડી ફેરવનાર.
અધોવાયુ (ના) અપાન, સરતો વા.
અધોળ (વિ) શેરનો ૧૬મો ભાગ.
અધોળી (ના) અધોળ વજનનું કાટલું.
અધ્દર (અ) અધર, અતરંગ.
અધ્યક્ષ (ના) ઉપરી, પ્રમુખ, સરનશીન.
અધ્યક્ષર (ના) ઓંકાર, પ્રણવ.
અધ્યગ્નિ (ના) વિવાહ કાળનો અગ્નિ.
અધ્યણ્ડા (ના) ભોંયઆમલી.
અધ્યયન (ના) ભણવું, ગોખવું. પાઠ.
અધ્યવસાય (ના) ઉત્સાહ.
અધ્યાત્મ (ના) આત્મા સંબંધી જ્ઞાન.
અધ્યાત્મિ (વિ) આત્મા-પરમાત્મા સંબંધી.
અધ્યાપક (ના) વિદ્યાગુરુ, ભણાવનાર.
અધ્યાપન (ના) શિક્ષણ, પાઠ.
અધ્યાય (ના) ભાગ, પ્રકરણ. સર્ગ, પર્વ, બાબ, વર્ગ, પરિચ્છેદ, ઉદ્ઘાત, અંક, સમહ, ઉચ્છ્વાસ, પરિવર્ત, પટલ, કાંડ, સ્થાન, આહ્નિક, સ્કંધ, સ્તબક, ઉલ્લાસ, પાદ, ઉદ્યોત, વિરચન, એ નામના ગ્રંથવિભાગો.
અધ્યારૂ (ના) મોબેદ, મેહેતાજી, ગુરુ.
અધ્યારોપ (ના) જૂઠું આળ, અન્યારોપ.
અધ્યાવાહન (ના) આણુ વાળવું તે.
અધ્યાસ (ના) આભાસ, ભ્રમ, ધ્યાન.
અધ્યાહાર (ના) મૂકી દીધેલો ભાગ.
અધ્યો (ના) અધ્યાય, એક દિવસનો પાઠ.
અધ્રકણ (ના) મેળવણ, આખરણ, મોરવણ.
અધ્રકવું (ક્રિ) આધ્રકવું, આખરવું.
અધ્વગ (ના) પથિક, ઉંટ, સૂર્ય, ખચ્ચર
અધ્વગા (ના) ગંગા નદી.
અધ્વજા (ના) એક ઝાડ.
અધ્વનીન (ના) પથિક, મુસાફર, વટેમાર્ગુ
અધ્વર (ના) યજ્ઞ, હોમ.
અધ્વર્યુ (ના) યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ, મુખી, યજુર્વેદવેત્તા.
અધ્વા (ના) પથ, કાળ, શાસ્ત્ર, સ્કંધ.
અન્ (અ) નહિ, વિના, વગર.
અન (ના) શકટ, ગાડું.

અનક (વિ) અધમ, હલકું.
અનક્ષર (વિ) અભણ, મૂર્ખ.
અનઘ (વિ) નિષ્પાપ, દોષરહિત, (ના) અર્જુન.
અનઘડ (વિ) અણઘડ.
અનંગ (ના) કામ, મદન, આકાશ, મન.
અનંગક (ના) મન, ચિત્ત.
અનડ્વાન (ના) ગોધો, વૃષભ.
અનડ્વાહી (ના) ગાય.
અનતદોરો (ના) અનંતની રક્ષાનો દોરો.
અનધ્યાન (ના) અણોજો, અધ્યયન રહિત દિન.
અનંત (ના) વિષ્ણુ, રુદ્ર, બ્રહ્મ, શેષ, આકાશ.
અનંત (વિ) અપાર, અખૂટ.
અનંત ચૌદસ (ના) ભાદરવા શુદ ૧૪.
અનંતજિત (ના) વિષ્ણુ, સર્વને જીતનાર, ચોવીસ જિનમાંનો ૧૪ મો.
અનંતતા (ના) નિત્યતા, અખૂટતા.
અનંતર (વિ) પાસેનું, અંતરરહિત.
અનંતર (અ) ત્યાર પછી.
અનંતરાશિ (ના) ઘણા પદનું ગણિત.
અનંતવિજય (ના) યુધિષ્ઠિર રાજાનો શંખ.
અનતવીર્ય (ના) જૈનનો ૨૩ મો તીર્થંકર.
અનતવ્રત (ના) ભાદરવા શુદ ૧૪ નું વ્રત.
અનંતશ્રેઢી } (ના) ચઢતી ઉતરતી અનંત
અનંત શ્રેણી } સંખ્યા.
અનન્ય (વિ) એકજ, બીજું નહિ તે.
અનન્વય (ના) એક અર્થાલંકાર (કવિતાનો).
અનપેક્ષ (વિ) ઈચ્છા રહિત, નિરિચ્છ.
અનભ્યસ્ત (વિ) વગર ભણેલો.
અનભ્યાસ (ના) મહાવરો નહિ તે.
અનમનું (વિ) નાપસંદ, દલગીર.
અનમી (વિ) કોઈને નમે નહિ તે.
અનય (ના) અનીતિ, વિષ્ણુ.
અનર્ગળ (વિ) અટકે નહિ તે, પુષ્કળ.
અનર્થ (ના) ખોટો અર્થ, આફત, દુઃખ.
અનલ (ના) અગ્નિ, એક પક્ષી, વિષ્ણુ.
અનવટ (ના) અણુવટ (બાળકનું ઘરેણું.)
અનશન (ના) ઉપવાસ, અનાહાર.
અનહદ (વિ) હદવગરનું, શબ્દધ્વનિ.
અનહિત (ના) અકલ્યાણ, ભાડું.
અનાગત (વિ) ન આવેલું, ભવિષ્યનું.

અનાચાર (ના) કુચાલ, અનીતિ.
અનાચારી (વિ) દુરાચારી.
અનાજ (ના) અન્ન, ધાન્ય.
અનાડી (વિ) જંગલી, જડમતિ.
અનાથ (વિ) દીન, નિરાધાર, લાચાર.
અનાથ (ના) ગરીબાઈ, નિર્ધનતા.
અનાદર (ના) અપમાન, અભાવ, કંટાળો.
અનાદિ (વિ) મૂળરહિત.
અનાદિનિધન(વિ)આરંભ અંતરહિત. (વિષ્ણુ.)
અનામત (વિ) અમાનત, સલામત.
અનામતી(ના)થાપણ, અનામત આપેલી ચીજ.
અનામિક (વિ) નામ દેવાને નાલાયક ઢેડ,
અનામિકા (ના) ટચલી આંગળી. [ભંગી ઈ૦
અનામિષ (વિ)માંસવગરનું, ઉપભોગ વિનાનું
અનાયાસ (ના) આશ્રમ, સુલભતા.
અનાયાસે (અ) મહેનત વગર, સહજ.
અનાર (ના) દાડેમ (ફળ). કોઠી (દારુની.)
અનાર્ય (વિ) અધમ, આર્ય નહિ તે.
અનાળસ (વિ) ઉદ્યોગી.
અનાવર્ત (ના) ઊઘાડું, ખુલ્લું.
અનાવૃષ્ટિ (ના) નિર્મેઘ કાળ, દુકાળ.
અનાસર (ના) મૂળતત્વ.
અનાસ્થા (ના) અશ્રદ્ધા, અવિશ્વાસ.
અનાહાર (ના) ઉપવાસ, લાંઘણ.
અનાહૂત (વિ) વગર તેડયું. અણધાર્યું.
અનિચ્છ (વિ) નિસ્પૃહ, બેપરવા.
અનિત્ય (વિ) ક્ષણિક, મિથ્યા, જૂઠું. (નાર.
અનિમેષ (ના) ઈંદ્ર, મચ્છ,(વિ)આંખ ન મિચ-
અનિયત (વિ) અસ્થિર, અનિયમિત.
અનિર્વચનીય } (વિ) જેનું વર્ણન ન થાય તે
અનિર્વાચ્ય }
અનિર્વાહ (ના) નિર્વાહ ન થાય તેવી હાલત.
અનિલ (ના) વાયુ, પવન, વિષ્ણુ
અનિવાર (વિ) અનિવાર્ય, અટળ, અપાર.
અનિવૃત્ત (વિ) અશાંત, નિવૃત્ત નહિ તે
અનિશ્ચિત (વિ) નિશ્ચય રહિત, નક્કી નહિ તે
અનિષ્ટ (વિ) અપ્રિય, માઠું, અશુભ, અપરાધ
અનીક (ના) સૈન્ય, ફોજ, જથ્થો, અગ્રભાગ.
અનીઠ (વિ) અખૂટ, અપાર.
અનીતિ (ના) દુરાચાર, દુર્ગુણ, અવિવેક.

અનુ (ઉ) પછી, પાછળ, સાથે, સરખું, નીચું, દરેક, નિયમસર વગેરે અર્થમાં ક્રિયાપદના ધાતુને દોરનાર.
અનુકમ્પા (ના) દયા, કૃપા, અનુગ્રહ
અનુકરણ (ના) નકલ પડઘો, ધ્વનિસૂચક
અનુકાંક્ષા (ના) ઈચ્છા, આશા. [શબ્દો.
અનુકૂળ (વિ) અનુસરતું, ગમતું, કૃપાળુ
અનુકૂળ નાયક (ના) પરિણિત પત્નીનોજ પ્રેમી.
અનુકૂળતા (ના) અનુકૂળપણું, સગવડ.
અનુક્ત (વિ) અકથિત, અસાધારણ.
અનુક્રમ (ના) એક પછી એક, પદ્ધતિ, એક અલંકાર (કવિતામાં).
અનુક્રમણિકા (ના) સાંકળિયું, સૂચિપત્ર.
અનુક્ષણ (અ) ક્ષણેક્ષણે. વારંવાર.
અનુખું (વિ) નોખું, જુદું, પૃથક્.
અનુગ (ના) અનુચર, દાસ, ચાકર.
અનુગમન (ના) સહગમન, પાછળ જવું.
અનુગામી (વિ) સહગમન કરનાર, પાછળ જનાર, સેવક.
અનુગ્રહ (ના) સ્વીકાર, વરદાન, કૃપા.
અનુગ્રહી (વિ) જેનો અનુગ્રહ થયો હોય તે,
અનુગ્રાહક (વિ) અનુગ્રહ કરનાર.
અનુગ્રાહ્ય (વિ) અનુગ્રહ કરવા યોગ્ય.
અનુચર (ના) સેવક, દાસ, ચાકર, પાછળ
અનુચરી (ના) દાસી ચાકરડી. (ચાલનાર.
અનુચિત (વિ) અઘટિત, અયોગ્ય
અનુચિંતન (ના) વારંવાર યાદ કરવું તે
અનુછ (ના) સીતાફળ.
અનુછડી (ના) સીતાફળી.
અનુજ (ના) નાનો ભાઇ, કનિષ્ઠ બંધુ.
અનુજા (ના) નાની બેહેન.
અનુજીવી (વિ) પરાશ્રયી, તાબેદાર.
અનુજ્ઞા (ના) આજ્ઞા, હુકમ, રજા, એક અલંકાર (કવિતામાં.)
અનુતાપ (ના) પશ્ચાતાપ, પસ્તાવો, ખેદ.
અનુત્તમ (વિ) શ્રેષ્ઠ, સઉથી સરસ, વિષ્ણુ,
અનુત્તર (વિ) જેનો ઉત્તર ન મળે તે, શ્રેષ્ઠ.
અનુત્પત્તિ (ના) ઉત્પત્તિ ન થવી તે.
અનુત્સાહ (ના) ઉત્સાહ રહિત.
અનુદાત્ત (વિ) નીચા સ્વરે ઉચ્ચારેલો.

અંતક (ના) મોત, કાળ, યમ, વિષ્ણુ
અંતકાળ (ના) આખર વખત, છેલ્લી ઘડી
અંતર્ (અ) અંદર, માહે, ભિતર
અંતર (ના) તફાવત, ભેદ, મન
અંતરગળ (ના) એક રોગ, અંડવૃદ્ધિ
અંતરંગ (વિ) સગુ, પોતાનું, અંતરનું
અંતરછાલ (વિ) અંદરની કુમળી છાલ (ઝાડની)
અંતરજામી (ના) અંતર્યામી, સાક્ષીભૂત આત્મા
અંતરજ્ઞ (વિ) અંતર્જ્ઞાનવાળુ
અંતરપટ (ના) વસ્ત્રનો આંતરો પડદો
અંતરવેલ (ના) અમરવેલ, આકાશવેલ (છોડ)
અંતરસાક્ષી (ના) અંતર્યામી આત્મા
અંતરસ્થ (વિ) અંદર રહેલુ
અંતરા (અ) મધ્યે, વચ્ચે
અંતરાત્મા (ના) અંતર્યામી
અંતરાય (ના) હરકત, મડતર, બાધ
અંતરાવુ (ક્રિ) વચમા અંતર પાડવો
અંતરાળ (ના) અંતર, આંતરો
અંતરિક્ષ (ના) આકાશ
અંતરિક્ષ (અ) અધ્ધર, આકાશમા
અંતરિયાળ (વિ) અધવચ એકલુ
અંતરીપ (ના) દ્વીપ, બેટ
અંતરીય (ના) પહેરેલુ વસ્ત્ર પરિધાન
અંતરે
અંતરેણ } (અ) મધ્યે વચ્ચે
અંતર્ગત (વિ) અંદરનુ, વચમાનુ
અંતર્ગોળ (ના) અંદરથી ગોળાકાર
અંતર્ચક્ષુ (ના) ભિતરનો ભેદ જોનાર
અંતર્જ્ઞાન (ના) મનની વાત, સાહજિક જ્ઞાન
અંતર્દશા (ના) ખરી હાલત, વચલી દશા
અંતર્દાહ (ના) અંદરની ગરમી,
•અંતર્દ્વાર (ના) માહેલુ બારણું
અંતર્ધા અંતર્ધિ (ના) આચ્છાદન, ઢાંકણુ
અંતર્ધાન (ના) અદર્શન, લોપ, ગેબ
અંતર્બાહ્ય (અ) અંદર તથા બહાર ચોતરફ
અંતર્ભાવ (ના) ભિન્નભાવ, હેતુ, મનોભાવ
અંતર્ભૂત (વિ) વચ્ચે રહેલુ
અંતર્ભેદ (ના) માહેનો ભેદ
અંતર્મન (વિ) ઉદાસીન
અંતર્યામી (ના) અંતરજામી, અંતરાત્મા

અંતર્લાપિકા (ના) ચિત્રકાવ્યનો એક ભેદ
અંતર્વત્ની (ના) ગર્ભવંતી
અંતર્વાણિ (વિ) શાસ્ત્રવિદ્, શાસ્ત્ર જાણેલ
અંતર્વેદી (વિ) મનની વાત જાણનાર
અંતર્વંશિક (ના) જનાનખાનાનો અધિકારી
અંતવેળા (અ) મરણકાળે
અંતસ્થ (વિ) ગુપ્ત, છાનું, અંદર રહેનાર
અંતિક (અ) પાસે
અંતિક (વિ) પાસે રહેનાર, બાળમિત્ર
અંતિકતમ (અ) ઘણુંજ નજીક
અંતિકા (ના) અત્તિકા, મોટી બહેન
અંત્ય (વિ) એકડાને ૧૫ મીંડાની સખ્યા
અંત્યજ (વિ) નીચ જાતનુ, અતિશૂદ્ર, ભંગી ઈ૦
અંત્યાક્ષર (ના) છેલ્લો અક્ષર
અંત્યેષ્ટિ (ના) છેલ્લો સંસ્કાર, પ્રેતકર્મ
અંત્ર (ના) આંતરડુ
અંત્રાસ
અંત્રાસણ } (ના) પાણી ગળે ન ઉતરતા નાકથી બહાર નીકળે તે
અંતિયાળ (અ) અંતરિયાળ અધવચ
અંતરો (ના) ગાયનના પહેલા ચરણનો ઉત્ત(રાર્ધ)
અંદર (અ) માહે, પહેલા, મા
અંદાજ (ના) માપ, વજન, હદ
અંદુક (ના) નિગડ, હાથીનો સાંકળદંડ
અંદેશો (ના) વિચાર, ધારણા, ચિંતા, શ(ક)
અંધ (વિ) આંધળુ
અંધક (વિ) આંધળુ, તેજવગરનુ, એક દૈત્ય
અંધકરિપુ (ના) મહાદેવ શિવજી.
અંધકાર (ના) પ્રકાશનો અભાવ, તમ
અંધકૂપ (ના) એક નરક, પુરાયેલો કૂવો
અંધત્વ (ના) અંધાપો
અંધપરંપરા (ના) ગાડરિયો પ્રવાહ, આંધળાની હાર
અંધરાવુ (ક્રિ) અંધારું થવું
અંધાધુન્ધી (ના) અવ્યવસ્થા, અંધેર, ઉપદ્ર(વ)
અંધાપો (ના) અંધત્વ, આંધળાપણુ
અંધાગપિછોડો (ના) આડુ અવળુ સમજવવુ, ભુરકી
અંધારાં આવવાં (ક્રિ) આંખે ન દેખાવુ
અંધારિયુ (ના) વદ, કૃષ્ણપક્ષ
અંધારી (વિ) અંધકારવાળી

અંધારી (ના) અધારાં, ઝાંખ, બળદ–ઘોડા-
ની આંખે બાંધવાનું ચામડું, એરણની
પાટલી, ચશ્મો.
અંધારૂ (ના) અંધકાર, અંધેર, અજ્ઞાન.
અંધિકા (ના) રતાંધળાપણું, જુગાર, એક જા-
અંધુ (ના) કૂપ, કૂવો. (તની રાઇ.
અંધુ (વિ) આંધળું.
અંધુલ (ના) સરસનુ ઝાડ
અંધેમૂલ (વિ) હૈયાફૂટું, કમઅક્કલ.
અંવેર (ના) અવ્યવસ્થા, ગેરબંદોબસ્ત.
અંધ્યારૂ (ના) અંધારૂ, મોમેદ, (પારસી).
અન્ન (ના) અનાજ, કણ, ધાન્ય, દાણા.
અન્નકૂટ (ના) અણકૂટ, પકવાનઆદિ નૈવેદનો
અન્નચર (વિ) અનાજભક્ષક. [ઢગ.
અન્નછત્ર (ના) સદાવ્રત, રોજ અન્ન અપાતું
હોય તેવું ધર્મખાતુ.
અન્નજળ (ના) દાણો પાણી, રજક.
અન્નદા (ના) અન્નપૂર્ણા, પાર્વતી (દેવી)
અન્નદાતા (ના) પેટ ભરનાર, પોષક.
અન્નપૂર્ણા (ના) અન્ન પુરૂં પાડનાર દેવી.
અન્નપ્રાશન (ના) બોટણ, ( સંસ્કાર. )
અન્નમયકોશ (ના) પંચકોશમાંનો એક.
અન્નરસ (ના) અન્નનુ સત્વ, ધાતુ, રેત, વીર્ય.
અન્નાશય (ના) જઠરાગ્નિ, હોજરી.
અન્નાસ (ના) અનેનાસ (ફળ)
અન્નોદક (ના) અન્ન–દાણો પાણી, અન્નજળ
અન્ય (વિ) બીજુ, જુદુ, ભિન્ન, એ સિવાય
અન્યગામી (વિ) વ્યભિચારી
અન્યેન્ (વિ) બીજું
અન્યત્ર (અ) બીજે ઠેકાણે, નહિતર
અન્યથા (અ) ઉલટી–જુદી–રીતે, ખોટું
અન્યાય (ના) ગેરઈન્સાફ, દોષ, ગુન્હો
અન્યાયી (વિ) ગેરઈનસાફ કરનાર પાપી
અન્યારી (ના) બળતણની ગાલ્લી
અન્યોક્તિ (ના) એક અલંકાર (કવિતામાં).
અન્યોન્ય (વિ) પરસ્પર, (એક અલંકાર);
અન્વય (ના) સંબંધ, પદ્યની ગદ્યમાં ગોઠવણ,
અન્વયી (વિ) સંબંધ રાખનાર. (વંશ
અન્વષ્ટકા (ના) માગસર, પોષ, મહા, ફાગણ
મહિનાની નોમનું શ્રાદ્ધ.

અન્વિત (વિ) સંબંધ રાખનાર.
અપ (ના) પાણી, જળ–ઉદક.
અપ (ઉ) નીચે, દૂર, અધમ, ઉલટું, ઈ૦ અર્થે.
અપઈ (વિ) જાણીતું, સમજાય તેવું.
અપકર્ષ (ના) પડતી, ગરીબી, નાદારી, ખેંચાણ.
અપકાર (ના) કોઇનું બગડવું તે.
અપકારક } (વિ) અપકાર કરનાર, બગાડનાર.
અપચારી } ઉંધુ વાળનાર.
અપકીર્તિ (ના) બેઆબરૂ, અપજશ, નિંદા.
અપકૃષ્ટ (વિ) ઉતરતુ, હલકું.
અ–પક્વ (વિ) કાચું, આમ, ન પાકેલુ.
અ–પક્ષ (વિ) પાંખ રહિત, શત્રુ, નિરાધાર,
એકલવાયું.
અપગા (ના) આપગા, નદી.
અપઘાત (ના) અકાળમૃત્યુ, કમોત, કજા.
અપગ (વિ) ખોડવાળું, નિરાશ્રિત.
અપચાર (ના) દુરાચાર, ગેરવર્તન, અજીર્ણ.
અપચિહ્ન (ના) અપલક્ષણ, ખરાબચાળા.
અપચો (ના) અજીરણ, બદહજમી, બાદી.
અપચી (ના) કંઠમાળા (રોગ).
અપછરા (ના) અપ્સરા, પરી.
અપજય (ના) પરાજય, હાર.
અપજસ (ના) અપયશ, નાલેશી–નિંદા
અપજસિયુ (વિ) જસ વગરનું, બેકદર
અપટ (વિ) બેસમજ, અજાણી, હઠીલુ.
અપટી (ના) વસ્ત્ર, પડદો, કનાત.
અપટુ (વિ) અનાડી, રોગી
અપઢ (વિ) અભણ, અક્ષરશૂન્ય
અપત (ના) અપત્ય, અણસમજુ બચ્ચુ.
અપતિયાં (ના) જવાનિયાં, છોકરવાદી
અપતીજ (ના) અણવિશ્વાસ
અપત્ય (ના) સંતાન, બાળક
અ–પથ (ના) કુમાર્ગ.
અપથ્ય (ના) અવગુણ કર્તા, બાધક.
અપદ (ના) સર્પ, પગવગરનો
અપદાર્થ (ના) અભાવ (ન્યાયમા).
અપદેશ (ના) બહાનું, મસ, છળભેદ.
અપદ્વાર (ના) પાછળું બારણું, ગુદા, ગાંડ
અપધ્વંશ (ના) અપમાન, માનભંગ, અનાદર
અપભ્રંશ (ના) અશુદ્ધ, રૂપાંતર.

અપમાન (ના) અપ્રતિષ્ઠા, બેઆબરૂ.
અપમૃત્યુ (ના) અકાલિક મરણ.
અપયશ (ના) બે આબરૂ.
અપર (વિ) બીજું, પાછલું, ઓરમાણ.
અપરમ (વિ) સાધારણ.
અપરગ (વિ) અપર, બીજું.
અપરચ (અ) બીજુ, વળી, ફરીથી.
અપરપક્ષ (ના) કૃષ્ણપક્ષ, પ્રતિવાદી, શ્રાધિયાં
અપરંપરા (વિ) પારવિનાનું, બેહદ.
અપરસ્વસ્તિક (ના) દિગન્તનું પશ્ચિમબિંદુ.
અપરા (ના) પશ્ચિમ દિશા.
અપરાજિત (ના) શિવ, વિષ્ણુ.
અપરાજિતા (ના) એક દેવી.
અપરાધ (ના) દોષ, ગુન્હો, અધર્મ.
અપરાહ્ન (ના) બપોરપછીનો પોહોર.
અપરિમિત (વિ) બેહદ મોટું, વિશાળ.
અપરીક્ષિત (વિ) તપાસ વગરનું.
અપરોક્ષ (વિ) પ્રત્યક્ષ, સમક્ષ, સાક્ષાત.
અપલક્ષણ (ના) દુર્ગુણ, ચટકચાળું, બદચાલ
અ-પલાયન (ના) હાજરી.
અપવર્ગ (ના) કૈવલ્ય, મોક્ષ, મુક્તિ.
અપવાદ (ના) બદનામી, જૂઠું આળ, હરકત
અપવાસ (ના) ઉપવાસ, ભૂખ્યા રહેવું, કડાકો.
અપવિત્ર (વિ) અશુદ્ધ, અશુચિ, નાપાક.
અપશુકન (ના) નઠારાં શકુન
અપશબ્દ (ના) ગાળ, બિભત્સ વચન, તુ- [ચ્છકાર.
અપસદ (ના) નીચલોક.
અપસર્જન (ના) મોક્ષ, ત્યાગ, દાન, હત્યા.
અપસવ્ય (અ) પિતૃતીર્થ.
અપસવ્ય (વિ) જમણું, ઉલટું.
અપસુકન (ના) અપશુકન, ભૂંડો બોલ.
અપસ્કર (ના) રથાંગ, ગાંડવિદ્યા.
અપસ્નાત (વિ) મરણ નિમિત્તનું સ્નાન કરનાર
અપસ્નાન (ના) મૂએલાનું સ્નાન
અપસ્માર (ના) ફેફરું, વાઈ, એક મનોભાવ
અપહરણ } (ના) લુંટી લેવું, દૂર કરવું.
અપહાર }
અપહાસ (ના) અકારણ હાંસી
અપહ્નુતિ (ના) છુપાવવું, કવિતામાં એક અ- [લંકાર.
અપાંનિધિ, અપાંપતિ (ના) સમુદ્ર,
અપાક (ના) અજીર્ણતા, પાક ન થવો તે.
અપાંગ (ના) આંખનો ખૂણો.
અપાંગક (વિ) અંગહીન, અપંગ.
અપાંગદર્શન (ના) કટાક્ષ.
અપાત્ર (વિ) ગુણહીન, નાલાયક.
અપાદાન(ના)વિભાગ, સીમા, પાંચમી વિભક્તિ.
અપાન (ના) ગાંડથી સરતો વા, ગોંડ.
અપાપ (વિ) નિષ્પાપ, અનઘ.
અપામાર્ગ (ના) ઝઝેંટો (એક છાડ.)
અપામ્પતિ (ના) સમુદ્ર.
અપામ્પિત્ત (ના) અગ્નિ, ચિત્રકવૃક્ષ.
અપાય (ના) નાશ, ગેરફાયદો.
અપાર (વિ) અમાપ, અનંત, અસંખ્ય.
અપારદર્શક (વિ) આરપાર, ન દેખાય તેવું.
અપાવવું (ક્રિ) બીજો આપે તેમ કરવું.
અપાવૃત (વિ) ઊઘાડું, સ્વતંત્ર.
અપાશ્રય } (ના) ઉપાશ્રય, શ્રાવકના ગોરજી-
અપાસરો } નું રહેઠાણ, સ્થાનક.
અપિ (અ) પણ, બી, એ.
અપિધાન (ના) આવરણ, ઢાંકણ.
અપીલ (ના) નીચલી કોર્ટના ફેસાલાથી નારા-
જ થઇ ઉપલી કોર્ટને ફરી અરજ કરવી તે.
અપુચ્છ (વિ) બાંડુ, પૂછડાવિનાનું, એક વૃક્ષ.
અપુત્ર (વિ) સંતાન રહિત, વાંઝણું.
અપુનર્ભવ (ના) મોક્ષ, મુક્તિ, કૈવલ્ય.
અપૂપ (ના) પુરી, માલપૂડા, ઘઉં.
અપૂજ (વિ) અપૂજિત, પૂજન વગરનું.
અપૂજ્ય (વિ) પૂજવાને અયોગ્ય, પૂજારહિત.
અપૂર્ણ (વિ) અધુરૂં, ખંડિત.
અપૂર્ણ બીજ (ના) બીજગણિતનાં અપૂર્ણાંક.
અપૂર્ણતા (ના) અપૂર્ણ હાલત.
અપૂર્ણાંક (ના) એકના વિભાગ, તેનું ગણિત.
અપૂર્વ (વિ) પૂર્વે ન બનેલું, અસાધારણ, તોફા, [ઉમદા.
અપૂસરન (ના) આપોશન.
અપેક્ષા (ના)ઈચ્છા, ગરજ, આતુરતા, ઇંતેજારી
અપેક્ષિત (વિ) ઈચ્છિત, ઇંતેજાર, આતુર.
અપેક્ષ્ય (વિ) ઇચ્છવા લાયક, દિલપસંદ.
અપેખ (વિ) અદીઠ, અનજાણ્યુ, બેમાલુમ.
અપેય (વિ) ન પીવા લાયક.
અપેલંટ (વિ) અપીલ કરનાર, (અપીલંટ.)

અપોહ (ના) વિતર્ક, ઉલટો તર્ક.
અપ્ર (ના) યજ્ઞકર્મ.
અપ્પટ (વિ) મૂર્ખ, કમઅક્કલ, બેવકુફ.
અપ્પતિ (ના) સમદ્ર.
અપ્પાસ (ના) ઉપવાસ, અપવાસ.
અપ્રકૃષ્ટ (વિ) અધમ, હલકું, નીચ.
અપ્રતિભટ (ના) અતુલ્ય જોદ્ધો, લડવઇઓ.
અપ્રતિમ (વિ) અતુલ, અનુપમ, ઉમદા.
અપ્રધાન (વિ) ગૌણ, ઉતરતું
અપ્રમાણુ (વિ) ખાતરી વિનાનું, અસત્ય
અપ્રમાણિક (વિ) બે વચની, બેઈમાનિ.
અપ્રમિત (વિ) અમાપ, અથાગ. [રાધાર.
અપ્રમેય (વિ) અમાપ, અપાર.
અપ્રયોજક (વિ) નિરૂપયોગી' નકામુ.
અપ્રવાસી (ના) મુસાફરી વિનાનો વદેમાર્ગું.
અપ્રવૃત્ત (વિ) અનારભેલુ.
અપ્રશસ્ત (વિ) નાનકડુ, અળખસું, નગારું.
અપ્રસાદ (ના) અકૃપા, ગેર મેહેરબાની.
અપ્રાપ્ત (વિ) ન મળેલુ.
અપ્સરા (ના) દેવાંગના, ઈંદ્રની ગુણકા, પરી
અફરાતફરી (ના) ફેરબદલી, ગરબડ સરબડ.
અફરાતુન } (ના) એક ગ્રીક ફિલસૂફ, પ્લેટો.
અફલાતુન } (વિ) ઉત્તમ.
અફવા (ના) ગપ, ખોટી બૂમ
અફસોસ (ના) શોક, પસ્તાવો.
અફસોસ ! (અ) હાય ! અરે ! વિશ્વાસ.
અફળ (વિ) નિષ્ફળ, ફોકટ. [વાજ.
અફળાટ (ના) અફળાતાં પછડાતાં થતો અ-
અફાળકૂટ } (ના) અફાળવું તે, માથાકૂટ.
અફાળઝીક }
અફાળવું (ક્રિ) પછાડવું, ઝીકવું. [કોઈ ચીજ.
અફીણુ (ના) ખસખસના દોડાનો રસ, એક
અફીણી (ના) અમલી, અફીણુ ખાનાર, એદી
અફીમ (ના) અફીણ. [પાત્ર, આબખોરો.
આબખોરો (ના) પડઘીવાળુ પોહોળા મોંનું
અબઘડી (અ) હમણાંજ, આ ઘડીએજ.
અબજ (વિ) ૧૦૦૦૦૦૦૦૦૦, અબ્જ (સંખ્યા)
અબદાગીરી (ના) રાજછત્ર.
અબધૂત (ના) અવધૂત, ભટકતો જોગી, વેરાગી.
અબદ્ધ (વિ) છૂટું, સ્વતંત્ર.
અબદ્ધમુખ (વિ) નાગું-ફાટું-ભુંડું-બોલનાર.
અબનાલ (ના) મ્યાનની મૂઠ આગળનો શ- [ણગાર
અબરક } (ના) અભ્રક, એક ધાતુ.
અબરખ }
અબરૂ (ના) ભ્રુ, ભ્રમર, ભૃકુટી.
અબલક્ખી } (ના) કાબર ચીતરૂં.
અબલખી }
અબળા (ના) અબલા, સ્ત્રી, નારી, ઓરત
અબાધ } (વિ) નિર્દોષ, છૂટું.
અબાધિત }
અબીર } (ના) સફેત અથવા કાળો સુગંધી
અબીલ } ભૂકો, પૂજામાં વપરાય છે તે.
અબુધ (વિ) બેઅક્કલ, મૂર્ખ.
અબુવો (ના) આબુવો, એક રંગ, સીંગ.
અબૂઝ (વિ) અણસમજુ, બેકદર.
આબોખા (ના) વરને મોકલવાના ખાંજા ને
અબોટ (ના) લીપણુ. [ખાંડ.
અબોટ (વિ) અડકાય નહિ તે.
અબોટિયું (ના) જમતાં પહેરવાનું રેશમી
વસ્ત્ર, કદ, પીતાંબર, મુગટો, ધાણીયું.
અબોલા (ના) રીસથી ન બોલવું તે.
અબ્જ (ના) કમળ, ૧૦૦૦૦૦૦૦૦૦ (સંખ્યા.)
અબ્દ (ના) વાદળુ, વર્ષ, શક. શાલ.
અબ્ધિ (ના) સમુદ્ર, સાગર.
અબ્બારાશ (ના) એક જાતનો રંગ.
અભક (ના) એભક, ધારેકો.
અભગ (વિ) આખું, પૂર્ણ.
અભગ (ના) કવિતાનો એક છંદ (મરાઠી.).
અભડછેટ (ના) આભડછેટ, અડકાબોળો.
અભડબોળો. (ના) અભડછેટ.
અભડવુ (ક્રિ) આભડવું, રોવું, કૂટવું.
અભડાયલી (વિ) અટકાવવાળી, ઋતુવાળી.
અભડાવુ (ક્રિ) અપવિત્ર થવું, અટકાવ આવવો.
અભણ (વિ) વગર ભણેલું, મૂર્ખ [દૂર બેસવુ
અભદ્ર (વિ) અમંગળ, અશુભ.
અભનવુ (ના) અભિનય, હાવભાવ.
અભય (વિ) નિર્ભય, નિડર, બેધડક.
અભયવચન (ના) કોલ, ખાતરી.
અભયદાન (ના) જેથી નિર્ભય થવાય તેવું દાન.
અભર (વિ) ખાલી, ગરીબ, દીન.

અભરક } (ના) એક જાતનાં પાતળાં પારદ-
અભરખ } શક પત્રાં.
અભરાઈ (ના) ભીંતમાં મારેલું પાટીઉં.
અભરાભરણ (ના) અનાથનો નાથ, પ્રભુ.
અભરામ (ન) દાવ (ના) ફારગતી, છૂટાછેડા.
અભલેખ (ના) અભિલાષ.
અભાગણી (વિ) ભાગ્યહીન (સ્ત્રી).
અભાગિયુ (વિ) હતભાગ્ય, કમનસીબ.
અભાવ (ના) ગેરહાજરી, અરૂચિ.
અભાવા } (ના) ગર્ભિણી સ્ત્રીને અરૂચિ થાય
અભાવું } છે તે, કંઇ કંઇ ખાવાનુ મન થાય
અભાવો } પણ મોઢે ભાવે નહિ તે, દોહદ.
અભિ (ઉ) પ્રીતિ, તરફ, સામું, સાથે, સર-
ખું, જુદું, પાસે, આગળ, ચોફેર વગેરે.
અર્થમાં ધાત્વર્થ લઇ જનાર.
અભિચાર (ના) મંત્ર, સાધના.
અભિજિત (ના) ૨૮ મું નક્ષત્ર.
અભિજ્ઞ (ન) કાબેલ, કળાકુશળ, પ્રવીણ.
અભિત (વિ) નિડર, ડરે નહિ એવુ.
અભિધાન (ના) નામ, સંજ્ઞા, અટક.
અભિનય (ના) હાવભાવ, (કાવ્યમાં.)
અભિનવ (વિ) નવુ, નવાઇનું.
અભિન્ન (વિ) એકઠું મળેલું, એકરૂપ.
અભિપ્રાય (ના) વિચાર, મત, ધારણા, હેતુ.
અભિમંત્ર (ના) મંત્ર ભણી તેરવું તે.
અભિમાન (ના) હુંપદ, ગર્વ, મગરૂબી, પ્રીતિ.
અભિમાની (વિ) ગર્વિષ્ટ, મગરૂબ, પ્રેમી
અભિમુખ (વિ) સન્મુખ, પાસે, હજુરમાં.
અભિયા (ના) આભાઇ. [લખુશ.
અભિરામ (વિ) મનોરંજક, આનંદજનક, દિ-
અભરૂચિ (ના) પ્રસન્નતા, કોડ, દિલ.
અભિલાખ } (ના) ઈચ્છા, ઉમેદ, ચાહેના,
અભિલાષ } મુરાદ.
અભિવંદન (ન) નમન, આદરકાર.
અભિવાદન (ના) પ્રણામ, દંડવત્ નમસ્કાર.
અભિવ્યાપ્તિ (ના) સઘળે લાગું પડવું તે.
અભિશપ } (ના) આળ, તોહોમત. શાપ.
અભિશાપ }
અભિષેક (ના) શાંતિસ્નાન, જળધારા.
અભિષેકપાત્ર (ના) જળાધારી.

અભિસારિકા (ના) એક નાયિકા.
અભીપ્સિત (ના) ઇચ્છિત, અપેક્ષિત.
અભીષ્ટ (વિ) મનગમતું, અનુકૂળ.
અભુક્ત (વિ) નહિ વાપરેલું, ભૂખ્યું.
અભેદ (વિ) અખંડિત, એકતાવાળુ, અદ્વૈત.
અભેદાન (ના) અભયદાન.
અભેદ્ય (વિ) કપાય નહિ તેવું.
અભેપદ (ના) અભયપદ, મુક્તિ.
અભોગ (ના) ધ્રુવપદનો છેલ્લો ભાગ (ગાયનમાં)
અભોગ વાળવો (ક્રિ) સમાપ્ત કરવું, છાપ
અભ્યંગ (ના) સુગંધી પદાર્થો. [મારવી
અભ્યંતર (ના) અંતર, દિલ, અંતર
અભ્યસવું (ક્રિ) અભ્યાસ કરવો.
અભ્યાખ્યાન (ના) આરોપ, તોહોમત
અભ્યાગત (ના) અતિથિ, પરોણો, મેમાન.
અભ્યાસ (ના) મહાવરો, અધ્યયન, મનન.
અભ્યાસસારણી (વિ) અભ્યાસે આવડે તેવી
અભ્યાસી (વિ) મહેનતું, ઉદ્યોગી, ખંતી
અભ્ર (ના) વાદળુ, આકાશ, નભ, ખ.
અભ્રક (ના) અભરખ, એક પદાર્થ.
અભ્રયના (ના) નિર્ભત્સના, કટાણો
અભ્રમાતંગ (ના) ઐરાવત, ઈંદ્રનો હાથી
અમ (સ) અમે, હુનુ બહુવચન.
અમકુ (વિ) અમુક, ફલાણું
અમથું (વિ) ફોકટ, નિરર્થક, નાહક
અમન ચમન (ના) મોજશોખ, ચેહેનબાજી.
અમર (વિ) મરે નહિ તે, ચિરસ્થ.
અમર (ના) દેવતા, ચિરંજીવી.
અમરવેલ (ના) આકાશ વેલ, સોમવલ્લી
અમરાઇ (ના) આંબાવાડી.
અમરીચમરી (ના) સોના મસ્તકનુ ઘરેણુ.
અ-મર્યાદ (વિ) બે અદબ, અસભ્ય
અ-મર્યાદા (ના) બેઅદબી, તોછડાઈ.
અમર્ષ (ના) ક્રોધ, કવિતાનો એક ભાવ.
અમલ (ના) રાજ, સત્તા, નીશો, અફીણ,
અમલદાર (ના) હોદ્દેદાર, કારભારી.
અમલદારી (ના) કારભાર, હોદ્દો
અમલપાણી (ના) કેફ, અફીણ, કસુંબા.
અમલી (વિ) કેફી, વ્યસની, અફીણી, એદી.
અમલો (ના) ઇમારત, મજલો.

અમસયકું } (વિ) નકામું, અમથું.
અમસતુ
અમળ (વિ) નિર્મળ, સ્વચ્છ.
અમળાવવું (ક્રિ) મચડવું, વળ ચઢાવવો.
અમળાવું (ક્રિ) મચડાવું, પેટમાં દુખવું.
અમા (ના) અમાસ, અમાવાસ્યા.
અમાત્ય (ના) પ્રધાન, મંત્રિ.
અમાનત (ના) અનામત, થાપણ, ડીપોઝીટ.
અમાનતદારી (ના) હવાલો, સોંપણ, વિશ્વાસ
અ-માન્ય (વિ) નાપસંદ, ત્યાજ્ય
અમાપ (વિ) બેહદ, ઘણુંજ.
અ-માયા (ના) માયારહિત બ્રહ્મ.
અમારૂં (સ) "અમે"ની છઠ્ઠીનું રૂપ.
અમાવાસ્યા (ના) દર્શ, ચાંદ્ર માસનો છેલ્લો [દિવસ.
અમાસ (ના) અમા, પિતૃપર્વણી.
અમિટ (વિ) મટે નહિ તેવું અટળ.
અમિત (વિ) અપાર, અપરિમિત.
અમી (ના) અમૃત, પીયૂષ, સુધા, દયા.
અમીન (ના) લવાદ, ઉપરી, પંચ, મુનસફ, પાટીદારની એક અટક.
અમીનિધિ (ના) ચંદ્રમા.
અમીર (ના) ઉમરાવ, સરદાર, ઉદાર.
અમીરાઈ } (ના) અમીરનો દરજ્જો, ઠાઠ.
અમીરી } ઉદારતા.
અમુક (વિ) ચોક્કસ, ફલાણું.
અમુઝણ (ના) ગભરામણ, દમ, ફિકર.
અમૂલ
અમૂલખ } (વિ) કીમતી, ઉત્તમ, સરસ,
અમૂલિક } ઉત્કૃષ્ટ, તોફા, ઉમદા
અમૂલ્ય
અમૃત (ના) સુધા, પીયૂષ.
અમૃતા (ના) ગળો. (એક વનસ્પતિ).
અમે (સ) 'હું"નું બહુવચન
અમોઘ (વિ) રામબાણ, અકસીર, ફળદાયક
અમોધ (ના) સત્ય, વિષ્ણુ
અમોરો (ના) અમ્બોડો, ચોટલાની ગાંઠ
અમોલ
અમોલિક } (વિ) અમૂલ્ય, કીમતી.
અમ્બ (ના) અંબા, માતા.
અમ્બટ (વિ) ખાટું
અંબર (ના) આકાશ, વસ્ત્ર, એક સુગંધી પદાર્થ
અંબરીષ (ના) ભ્રાષ્ટ્ર, પેણી.
અંબષ્ઠ (ના) વૈશ્ય સ્ત્રી અને બ્રાહ્મણ પુરુષથી [થએલો.
અંબષ્ઠા (ના) જુઈ વૃક્ષ.
અંબળાવવું (ક્રિ) મરડી મચરડી નાખવું.
અંબા (ના) જનની, માતા.
અંબાડા (ના) એક જાતનાં ખાટાં ફળ.
અંબાડિયું (ના) ઉબાડિયું, ઉંધિયું.
અંબાડી (ના) હાથીપર બેસવાની બેઠક.
અંબાવું (ક્રિ) પહોંચવું, ખટાવું.
અંબાર (ના) ઢગલો, રાશિ
અંબિકા (ના) પાર્વતી, દુર્ગા.
અંબુ (ના) પાણી, ઉદક, નીર, જળ.
અંબુકણ (ના) શીકર, વર્ષાદના છાંટા.
અંબુજ (ના) કમળ. (ફુલ)
અંબુદ (ના) મેઘ, વાદળ.
અંબુધિ (ના) સમદ્ર, સાગર, દરીઓ.
અંબુભૃત (ના) મેઘ, વાદળ.
અંબુવેતસ (ના) પાણી માંહેલી નેતર.
અંબુસરણ (ના) સ્ત્રોત્ર, જળવહન.
અંબકૃત (ના) લાળ ગળતાં થતું ભાષણ.
અંબોડિયા (ના) આંબોળિયા.
અંબોડી (ના) નાનો અંબોડો.
અંબોડો (ના) કેશપાશ, ચોટલાની ગાંઠ.
અંબોરડો (ના) નાગફેણ, વેણી.
અંભ (ના) પાણી, જળ.
અંભોરુહ (ના) સૂર્યવિકાશી કમળ.
અંમર (ના) સ્ત્રીઓનું કસબી ટપકાનું વસ્ત્ર.
અમ્રખ (ના) અમર્ષ, ક્રોધ, રીસ.
અયણી (ના) અરણિ (ઔંડ)
અયન (ના) માર્ગ, છમાસ, ગતિ.
અયનવૃત (ના) સૂર્યના માર્ગની લીટી.
અયાળ (ના) યાળ, કેશવાળી, (ઘોડાની).
અયુક્ત (વિ) દુષ્ટ, અઘટિત.
અયુત (વિ) દશ હજાર, १०,०००.
અયોગોલક (ના) નાલાયક.
અયોનિસંભવ (વિ) યોનિદ્વારે ન અવતરેલું.
અરકયો (ના) અગરજે, (સુગંધી પદાર્થ)
અરકાર (ના) ઓટકાર.
અરકાડવું (ક્રિ) અડકાડવું, લગાડવું.

અગરજો (ના) એક સુગંધી પદાર્થ.
અરઘવું (ક્રિ) પૂજવું, માન આપવું.
અરઘિયું (ના) અર્ઘપાત્ર.
અરચવું (ક્રિ) અર્ચન કરવું, માન આપવું.
અરજ (ના) વિનતિ, પ્રાર્થના, અભાવા.
અરજદાર (વિ) અરજ કરનાર.
અરજી (ના) અરજપત્ર, વિનંતી.
અરડુશી (ના) એક વનસ્પતિ.
અરડુસો (ના) અરડું, ટેંકુ ઝાડ.
અરણ્ય (ના) અરણ્ય, જંગલ.
અરણિ (ના) અરણી, એક ઝાડ.
અરણ્ય (ના) જંગલ, રાન, વન.
અરબ (ના) આરબ
અરબ્બી (ના) પટેદા, બટાકા, અળુકડાં
અરબ્બી (વિ) આરબનું, અરબસ્તાની.
અરમાન (ના) ઇચ્છા, ઉમેદ, હોંસ.
અરમાર (ના) લડાઈના વહાણનો કાફલો.
અરમારી (ના) દોલાબ, ભંડારિયું, તાકાબારી
અરર ! (અ) બીક, રોષ, શોક-સૂચક.
અરવિંદ (ના) કમળ, (ફૂલ).
અરસપરસ (અ) માંહોમાંહે એકબીજામાં
અરાજક (ના) રાજ રહિત
અરસો (ના) અવકાશ, અવસર.
અરાડવું (ક્રિ) અરડાટવું બરાડવું.
અરાઢ (વિ) ૧૮ (સંખ્યા) અઢાર
આરાબો (ના) સસાર, ચાકર, પશુ
અરિ (ન) શત્રુ, રિપુ હરીફ, દુશ્મન.
અરિમેદ (ના) ઈરિમેદ, ગંધિલોબેર
અરિષ્ટ (ના) સંકટ મોત, આફત.
અરીઠી (ના) અરીઠાંનું ઝાડ.
અરીઠું (ના) એક ફળ, અરીઠાં, સાબુને. ઠેકાણે ધોવાના ખપમાં આવે છે તે
અરીઠો (ના) અરીઠીનું ઝાડ
અરીશ્યા (ના) ઈર્ષા, મત્સર, અદેખાઈ.
અરીપો / અરીસો (ના) આરસો, તખતો, દર્પણ.
અરુચિ (ના) અનિચ્છા, ભૂખ ન લાગવી
અરુચિર (વિ) અણગમતું.
અરુણ (ના) સૂર્યનો સારથિ. વહાણું, પ્રભાત
અરુણ(વિ) રાતું, લાલ.

અરુણોદય (ના) સૂર્યોદય પૂર્વની ત્રણ ઘડી.
અરુંધતિ (ના) એક તારો (સપ્તઋષિમાંનો).
અરપત્ર (ના) પરચુરણ, ફૂટકળ, કીરકોળ.
અરૂપ (વિ) નિરાકાર.
અરે ! (અ) દુઃખ વા રોષ દર્શક.
અરે (ના) કાળજી, ચિંતા.
અરેરે ! (અ) શોક, ભયસૂચક.
અરોડું (ના) ગત વર્ષનો છોડપરનો કપાસ.
અરોગ (વિ) નિરોગી, તનદુરસ્ત.
અર્ક (ના) સત્ત્વ, સૂર્ય, આકડો.
અર્કપુષ્પી (ના) ખરખોર, એક વેલ.
અર્ઘ (ના) દેવપૂજાનો એક પ્રકાર.
અર્ઘદાન (ના) અર્ઘ આપવો તે.
અર્ઘપાદ્ય (ના) અર્ઘ દેવો તથા પગ પૂજવા.
અર્ઘ્ય (વિ) પૂજવા યોગ્ય.
અર્ચન (ના) પૂજા, સેવા.
અર્ચનભક્તિ (ના) એક પ્રકારની ભક્તિ
અર્ચના (ના) અર્ચન.
અર્ચનીય (વિ) પૂજ્ય.
અર્ચા (ના) પૂજા, કપાળે ચંદન લગાડવું.
અર્ચિત (વ) પૂજેલું, માન પામેલું.
અર્જક (ના) રામતુલસી.
અર્જુન (ના) પાંચ પાંડવમાંનો એક.
અર્જુનવૃક્ષ (ના) કડાયે, એક ઝાડ.
અર્ણવ (ના) દરિયો, સમદ્ર.
અર્થ (ના) નીતિ, સમજણ, હેતુ, ધન, સાર.
અર્થ (અ) વાસ્તે, કાજે, માટે, સારૂ.
અર્થગૌરવ (ના) ઉંડી સમજ, અર્થગાંભીર્ય.
અર્થશાસ્ત્ર (ના) નાણું દ્રવ્ય સંબંધી વિદ્યા.
અર્થસિદ્ધિ (ના) ધારણા (પાર પાડેલી).
અર્થાત્ (અ) મતલબ કે, વસ્તુતઃ, એમ છે માટે.
અર્થાલંકાર (ના) અર્થ ચમત્કૃતિ (કાવ્યની).
અર્થી (વિ) જાચક, ગરજુ, મતલબી
અર્થે (અ) વાસ્તે, કાજે, માટે, સારૂ.
અર્ધ (વિ) અડધું, ના.
અર્ધરાત્ર (ના) મધરાત.
અર્ધાંગ (ના) સ્ત્રી, પ્રિયા, પક્ષાઘાત (રોગ).
અર્પણ (ના) દાન, ભેટ, ભોગ
અર્પવું (ક્રિ) ભેટ કરવી, આપવું.
અર્પિત (વિ) આપેલું.

અર્બુદ (વિ) દશ કરોડ, (સંખ્યા)
અર્ભ (વિ) નાનો.
અર્ભન (ના) બાળક, બચ્ચું
અર્ભકી (ના) બાળકી, નાની છોકરી.
અર્વાચીન (વિ) હમણાનું, તાજું, નવું.
અર્શ-(ના) હરસ, મૂળવ્યાધ, મસા, (રોગ)
અર્હંત (ના) જૈન સાધુ, મુક્તજીવ.
અલક (ના) કેશપાશ, ચોટલો, અંબોડો.
અલકાબ (ના) ખેતાબ, ઇલકાબ.
અલકાવલી (ના) વેણી, ગુંથેલી લટ.
અલક્ષ્ય (વિ) અગોચર, અદશ્ય.
અલખ (ના) અલક્ષ, બ્રહ્મ, શિવ.
અલખત (ના) ધન દોલત, માલમિલકત.
અલગ (અ) અદ્દર, છેટે, જુદું.
અલગત (ના) જરૂર, અગત.
અલગોજો (ના) એક વાજિત્ર.
અલંકાર (ના) ઘરેણું, ભૂષણ, શોભા, કવિતામાં ચમત્કારિક શબ્દાર્થ રચના.
અલંકૃત (વ) ભૂષિત, શોભાવેલું.
અલગ (અ) દૂર.
અલગ (ના) બાજુ, હાર, તૈયારી.
અલંઘ્ય (વિ) ઓળંગાય નહિ તેવું.
અલફાઉ (વિ) નકામું, મફતિયું
અલબત, અલબત્તાં, અલબત્તે (અ) ખરેખર, ખચીત, અલબત્ત, બેશક.
અલબેલડું (વિ) અલબેલું (કવિતામાં)
અલબેલું (વિ) ફાક્કડું, સુંદર, હેતાળ
અલભ્ય (વિ) ન મળે તેવું, અછતનું.
અલમ્ (અ) બસ, થયું હવે.
અલમસ્ત (વિ) જોરાવર, મદમાતું, મદોન્મત્ત
અ-લવણ (વિ) મીઠાવિનાનું, મોળું.
અલવાન (ના) એક જાતની વગર કોરની શાલ.
અલાકો (ના) સંબધ, વહેવાર, હક.
અલાપ (ના) આલાપ, સ્તોત્ર, તાન,-ગાય
અલાપચારી (ના) અલાપની ક્રિયા [નમાં
આલાપવું (ક્રિ) ગાવું, આલાપ કરવો.
અલાબલા (ના) પ્રેતપીડા, સંકટ, ભય
અલામત (ના) નિશાન, ચિહ્ન, [મારનાર.
અલાવડું (વિ) દોઢ ડાહ્યું, વચમાં માથું
અલાવો (ના) મોહોરમમાં ખાડામાં પેટવેલો
અલાહિદુ (વિ) જાદું, નોખું. [અગ્નિ.
અલિ (ના) મોટીમાખી, ભ્રમર, વીંછુ, મંદિરા.
અલિજાહાં (વિ) અલીહાં.
અલિંગી (વિ) વિદેહી.
અલી (ના) આલી, સખી, સાહેલી.
અલી (અ) સંબોધન સૂચક, (સ્ત્રીને માટે)
અલુખડું (ના) આળોખડું, એંટેડું.
અલુણા (ના) અ-લવણ, મીઠાવિનાનું. (એક
અલુરાઇ (ના) હુલડાઈ, ઉન્મત્તાઈ, [મત)
અલેખ, અલેખું (વિ) લખવાને અયોગ્ય. હિસાબ વગરનું.
અલેખલે (ના) આ ફેરે.
અલેયો (ના) એક જાતનું કાપડ.
અલેલ (વિ) હિસાબવનાનું અંધેર.
અલેલટપ્પુ (વિ) અટકળથી ઠોકનાર.
અલૈયાં બલૈયાં (ના) ઓવારણાં.
અલોપ (ના) લોપ, નાશી જવું, અદશ્ય થવું.
અલૌકિક (વિ) અદ્ભુત, અસાધારણ
અલ્પ (વિ) થોડુ, નાનું, કંઇક.
અલ્પાયુ (વિ) ટૂંકી જિંદગીનું.
અલ્પાવું (ક્રિ) ઓછું થવું.
અલ્યા (અ) સંબોધન અર્થે. (પુરૂષને માટે)
અલ્લકદલ્લક (વિ) નિરાધાર, એક બાલખેલ
અલ્લાયો (ના) આવું ચિહ્ન [ ) ]
અલ્લે (વિ) મોટું, અવ્યવસ્થિત.
અલ્લડ, અલ્લડેટ્ટ (વિ) છીછરું, મૂર્ખ, બીનઅનુભવી ઉછાંછળું.
અવ (ઉ) થકી, નીચે, ઓછું ઇ૦ અર્થે.
અવકળા (ના) ભેદવચન, બેચેહેની.
અવકાત (ના) ઈલાજ, જોર.
અવકાશ (ના) અંતર, નવરાશ, વિરામચિહ્ન.
અવકૃપા (ના) ઈતરાજી, ઓછી કૃપા.
અવગણના (ના) અનાદર.
અવગત, અવગતિ (ના) પડતી હાલત, અસદ્ગતિ
અવગતિયું (વિ) પાપી, મેલું, અપવિત્ર.
અવગાહવું (ક્રિ) નહાવું, ડૂબવું.
અવગુણ (ના) નઠારો સ્વભાવ, ખોટ, [હરામ.
અવગુણી (વિ) અનીતિમાન, દુર્જન, નિમક-

કથામૃત (ના) કથારૂપી અમૃત.
કથિત (વિ) કહેલું, ભાખેલું, ઉક્ત.
કથીર (ના) કલઈ ને સીસાની મેળવણીની ધાતુ.
કથીર (વિ) નરસું, કચરા જેવું.
કથ્ય (વિ) કહેવા યોગ્ય, કહેલું.
કદ (ના) આકાર, ઘાટ, ઊંચાઈ, માન.
કદધ્વન (ના) ખરાબ માર્ગ.
કદન (ના) કતલ, હિંસા, વધ, નાશ.
કદમ (ના) પગલું, પગ, ૨॥ ફુટ, કંદબ વૃક્ષ.
કદમબોસી (ના) પગનું ચુંબણ.
કદમી॰ (વિ) કદીમ, જૂનું, પ્રાચીન.
કદમ્બ (ના) એક જાતના ફુલનું ઝાડ.
કદમ્બક (ના) ટોળું, સમૂહ.
કદમ્બિની (ના) વાદળાંની હાર.
કદર (ના) પિછાન, બૂજ, ગણના, ગુણ, ખેર.
કદરજ (વિ) કદર્ય, કંજુસ, કૃપણ, ચીકણો.
કદરદાન (વિ) બૂજ જાણનાર, ગુણજ્ઞ.
કદરી (વિ) કદર્ય, અખીલ, સૂમ, ગુણજ્ઞ.
કદરૂપું (વિ) બેડોળ, બદસીકલ, કઢંગું.
કદર્ય (ના) સૂમ, કદરી, બખીલ.
ક—દહાડે (અ) કમોસમે, અઘટિત કાળે.
કદલ (ના) કેળું. [જાતનું હરણ.
કદળી (ના) કદલી, કેળ, કેળાનું ઝાડ, એક
કદા, કદાચ, કદાચિત (અ) ક્યારે, કયી વખતે, કોઇ વખતે.
કદાપિ (અ) કોઇ દહાડો પણ, કદીબી.
કદાવર (વિ) કદમાં મોટું, દેખાવડું, ભવ્ય.
કદાસ (અ) કદાપિ, કો દિવસ, કદાચ.
કદાસણ (ના) કંકાસિયણ સ્ત્રી.
કદી (અ) કોઈ વેળા.
કદીમદી (અ) કોઈ કોઈ વેળાએ.
કદુષ્ણ (ના) થોડું ગરમ.
ક-દૃષ્ટિ (ના) બદનજર, અવકૃપા.
કદ્રુ (ના) દક્ષ પુત્રી, કશ્યપ પત્ની, સોનોનો
કદ્વદ (વિ) નિંદક. [જેવું, ન
કધાન (ના) કુધાન્ય, હલકું અનાજ
કધોણુ, કધોણી (ના) ધોવાની ખરાબ રીત, ધો... છતાં મેલ રહેવો તે
કનક (ના) કંચન, સોનું, દોલત, ધતુરો
કનકવી (ના) નાનો કનકવો.
કનકવો, કનકુડો (ના) કાગળનો પતંગ.
કનકાલુકા (ના) પાણીની ઝારી.
ક—નજર (ના) કુદૃષ્ટિ.
કનડ (ના) દુઃખ, હરકત, નડતર
કનડવું (ના) દુઃખ દેવું, માથું પકવવું.
કનડાટ (ના) દુઃખ, હરકત, નડતર.
કનફુલ (ના) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું.
કનવૉર (ના) પંચાત, દરકાર, ખણખોદ.
કનાત (ના) કપડાનો પડદો, તંબૂની ભીંત.
કનાસ્તર (ના) કંડિયો, દાબડો, ચાર હજાર.
કનિષ્ઠ (વિ) નાનું, ઉતરતું, હલકું, અધમ.
કનિષ્ઠપક્ષ (ના) હલકી રીત, ઉતરતો પક્ષ.
કનિષ્ઠપક્ષે (અ) છેવટે, નિદાને, કમમાં કમ.
કનિષ્ઠિકા (ના) સૌથી નાની (ટચલી) આંગળી.
કનીનિકા (ના) આંખની કીકી.
કનીય (ના) નાનો ભાઈ, જુવાન.
કને (અ) પાસે, નજીક, સોડે.
કનેરી (ના) કાંજી, કોર, કિનારી, કાનડી.
કનૈયો (ના) રંગીલો, છેલ, કૃષ્ણ.
કનોચા (ના) કાનની લાળીના નીચલા ભાગ.
કંત (ના) કાંત, સ્વામી, ધણી, વર, પતિ.
કંતરેહ (ના) અણબનાવ.
કંતાન (ના) સણનું જાડું કપડું.
કંતાવું (ક્રિ) સૂકાવું, પાતળું થવું.
કંથરો (ના) કાંત, વર, માટી, ધણી, પતિ.
કંથા (ના) ફાટીતૂટી ગોદડી, કામળી, ઝબ્બો.
કંથાર (ના) મરી કંથાર, કાંટાવાળું એક ઝાડ.
કંથારાં (ના) કંથારનાં ફળ
કંથાળ (ના) કથાર, ઢોરની પીઠપર લટકતી [ગોદડી.
કંદ (ના) મૂળ, જડ, રતાળુ, સૂરણ.
કંદર, કંદરા (ના) ગુફા, ખોહ.
કંદરાલ (ના) અખરોટ.
કંદર્પ (ના) કામ, મદન, મન્મથ, એક મનો- [વિકાર.
કંદલી (ના) એક જાતનું હરણ
કંદિલ (ના) કંદિલ, ફાનસ.
કંદુક (ના) દડો, ગેંદ.
કંદોઇ (ના) સુખડિયો, મીઠાઈ કરી વેચનાર.
કંદોરો (ના) કેડે પહેરવાનું એક ઘરેણું, કં- [દોરો.
કંદ્રપ (ના) કંદર્પ, કામ, મદન.
કંધરા (ના) ડોક, ગરદન, ગ્રીવા.

કપોડું (ના) અમુક સરતે ઢોર ભાડે રાખવા તે
કન્ના (ના) કનકવાના કમઠાને કામ બે મળ-
વાની જગા. [પિયો નિદરદી
કન્ની (ના) કનકવાને સમતોલ રાખવા બા-
કન્નું (ના) કનકવાને બાંધેલી દોરી.
કન્યકા (ના) બાળકી, કુંવારી છોકરી
કન્યા (ના) કુંવારી છોકરી, એક રાશિ.
કન્યાકાળ (ના) છોકરી કુંવારી રાખવાનો વખત.
કન્યાદાન (ના) કન્યાનું દાન, છોકરી પરણા-
કન્યારાશી (વિ) બાયલો, હીજરો [વવી તે.
કપ (ના) કદ, ચામડાનો તનખો, પ્યાલું.
કપચી (ના) તાસ, પથ્થરની કરચો
કપટ (ના) લુચ્ચાઈ, ભેદ, પ્રપંચ, ઠગાઈ, દગો
કપટી (વિ) કપટવાળું, ઠગ, ખધું, લુચ્ચું
કપડાર (ના) ગોળ લાકડાની ફાડ, ગાડનું અ
કપડછાણુ (વિ) લુગડાથી ચાળેલું. [ડધિયું
કપડું (ના) કર્પટ, કાપડ, લુગડું, વસ્ત્ર
કપતરૂં (ના) ભરી છાલ, ગાબચું.
કપતાન (ના) નાખુદો, ટંડેલ, સુકાની, ખલા-
કપરૂ (વિ) અઘરૂં, ભારે. [સીનો ઉપરી
કપરોટ (ના) ખાટાની અંદરનું આડું પોલાણ
કપર્દ (ના) શિવની જટા
કપર્દક (ના) કોડો, મોટી કોડી
કપર્દિકા (ના) કોડી, પૈ, હલકી કીમતનો સિક્કો
કપર્દિન (ના) શિવજી
કપાટ (ના) કબાટ, બારણું, દ્વાર
કપાતર (વિ) કુપાત્ર, બેઅદબ, ધાસ્તેલ
કપાલ (ના) ખોપરી, લલાટ, ભાળ
કપાલભૃત્ (ના) શિવજી
કપાલી (ના) શિવ, ખોપરીની માળા પહેરનાર
કપાવુ (ક્રિ) છેદાવું, કજીઓ કરવો [હિત ૨
કપાસ (ના) કાર્પાસ, રૂનું ઝાડ, કપાસિયા સ
કપાસિયા (ના) રૂનું બી, માસના લોચા
કપાસી (ના) કણી, પગના તળીઆની જાડી ચા
કપાળ (ના) કપાલ, લલાટ, ભાળ દૈવ [મડી
કપાળકૂટ (ના) માથાફોડ, એકની એક વાત
કપિ (ના) વાનર, વાંદર, હનુમાન
કપિકચ્છુ (ના) કૌવચ, વૃક્ષ
કપિંજલ (ના) એક જાતનું પખી
કપિતાન (વિ) સેતાન, તોફાની
કપિત્થ (ના) એક વૃક્ષ.
કપિ ધ્વજ (ના) અર્જુન.
કપિલ (વિ) પીળાસ મારતું, કાંચું.
કપિલ (ના) સાંખ્ય શાસ્ત્ર પ્રવર્તક મુનિ.
કપિલા (ના) એકરંગી, કાળી, ગાય, લાલ
ભૂકો, પુંડરીક દિગ્ગજની સ્ત્રી.
કપિલાષષ્ઠ (ના) કપિલાના દાનનો દિવસ,
ભાદ્રપદ વદ ૬.
કપિવલ્લી (ના) ગજપીપર.
કપિશ (ના) કાળો પીળો મિશ્રિત રંગ,
કપીતન (ના) સિરસીનું ઝાડ
કપીલો (ના) ખુજલીના ઓસડનો લાલ ભૂકો.
કપૂત (ના) કુપુત્ર, દુરાચારી છોકરો
કપૂર(ના) કર્પૂર, એક આરતીનો સુગંધી પદાર્થ.
કપૂરકાચલી (ના) એક સુગંધીદાર મૂળિયું.
કપૂરચીની (ના) એક ઔષધી.
કપૂરિયા (ના) કાચી કેરીના કકડા, કોરાં ઢોકળાં.
કપૂરી (વિ) કપૂરવેલી, એક જાતનું પાન
કપેચા (ના) ગાધીનું એક વસાણું.
કપોટી (ના) રોટલાની પોપડી
કપોટું (ના) ભાખરાનાં ઓગણા, છોડું.
કપોત (ના) ઊંકે રંગની ટાટવાળું કબૂતર.
કપોતપાલિકા (ના) કબૂતરખાનું, વિટંક.
કપોતરૂં (ના) ગાબચું, જાડી છાલ
કપોતાંગ્નિ (ના) માલકાકણી
કપોલ (ના) ગાલ, ગંડ
કપોળ (ના) વાણીઆની એક ન્યાત.
કપોળકલ્પિત (વિ) જૂઠું, બનાવટી
કપ્પડ (ના) કાપડ, કપડું, વસ્ત્ર, લુગડું.
કપ્પા (ના) સાદડાના ગાયળા, સૂરકાં
કપ્પી (ના) નાનો કપ્પો, ઘરેડી
કપ્પો (ના) ભાર ઉપાડવાનો નાનો રેંટ, મો-
ટો પડો, જેમ ખજુરાનો કપ્પો
કફ (ના) દેહના ત્રિદોષમાંનો એક, મુખથી
નીકળતો છાતીનો મળ, ગુલ, કપ
કફજ્વર (ના) કફથી આવતો તાવ
કફન (ના) મુડદાને ઓઢાડેલું લુગડું, શબ ઢાં-
કફની (ના) ટૂંકી બાંહ્યનું પહેરણ [કવાનું વસ્ત્ર.
કફર, કફોર (વિ) કપરૂં, કઠિન, મુશ્કેલ.
કફિન્ (ના) એક જાતનો હાથી, કફરોગી.

કફોડું (ના) કલેડું.
કફોડું (વિ) કપરું, કઠણ, અઘરું, અઘટિત.
કફોણી (ના) હાથની કોણી.
કબજ (વિ) કબજામાં રહેલું, બંધાયેલું.
કબજાન (ના) કબજો, સત્તા, દાબ.
કબજિયત (ના) કબજ હાલત.
કબજો (ના) દબાણ, હવાલો.
કબટ (ના) કબાટ, કપબોર્ડ [અંગ્રેજી].
કબડાવું (ક્રિ) સૂકાવું, લેવાવું, શરીર કથળવું.
કબંધ (ના) ધડ, પગથી કંઠ સુધીની કાયા.
કબર (ના) દેયરી, સમાધ - (મુસલમાનની).
કબરસ્તાન (ના) કબરો કરવાની જગા.
કબરી (ના) કાનફોડી, દેશવેશ, અઘોરી.
કબાડ (ના) કબાડ, કબાટ, કપબોર્ડ [અંગ્રેજી].
કબાડ (ના) ઘાસની ગંજી.
કબાડિયું (ના) ભાડું ને જોતરવાળું.
કબાડી (ના) કઠિયારો.
કબાબ (ના) કબાબ, બાફેલા માંસના કટકા.
કબાબચીની (ના) ચીનીકબાલા, એક વસાણું.
કબાલો (ના) લેખી શરત, ઠરાવ, ખત, લખત.
કબિલાક (ના) કુટુંબ, પરિવાર, બૈરી, સ્ત્રી.
કબીજ (અ) કબ, કદી, કદાપિ, કોઈ દહાડો.
કબીર (ના) એ નામનો પંથ પ્રવર્તક સાધુ.
કબીરપંથી (વિ) કબીરનો મત માનનાર.
કબીલદાર (વિ) કુટુંબી, ગૃહસ્થ, પરણેલું.
કબુધિયુ } (વિ) કબુદ્ધિ, ઊંધો વિચાર કરનાર,
કબુદ્ધિ } કુમતિયુ.
કભૂ (અ) કબી, કદી, કદાપિ, કદાચ.
કબૂતર (ના) ખબૂતર, એક પખી.
કબૂતરખાનું (ના) કપોતપાલિકા, કબૂતરને રહેવાને બાંધેલી જગા.
કબૂલ (વિ) મંજુર, નક્કી માનેલું, સ્વીકારેલું.
કબૂલત (ના) કબૂલાત, કરાર, ઠરાવ, સ્વીકાર.
કબૂલવું (ક્રિ) વચન આપવું, સ્વીકારવું.
કબૂલાન (ના) કબૂલત, વચન, ઈકરાર.
કબૂલાતનામું (ના) લેખી કબૂલાત.
કબા } (ના) ઝીનખાબનો જામો, અંગરખો
કબાય } એ પરણતી વખતે વરને પહેરાવે છે.
કમ (વિ) ઓછું, અધુરું, થોડું, ઊણું, હીણું.
કમકમવું (ક્રિ) ધ્રુજવું, કાંપવું, ટાઢ ચડવી.

કમકમાટ } (ના) કંટાળો, ધિક્કાર, કંપારી,
કમકમી } ધ્રૂજારો.
કમખો (ના) કાંચળી, કપડુ, ચોળી.
કમચી (ના) સોટી, ચાબક, તેની દોરી.
કમ-મજરે (અ) નિરર્થક, બરબાદ, ફોકટ.
કમ-જાત (વિ) ક્ષુદ્ર, હરામી, વર્ણસંકર.
કમજાદે (વિ) ઓછું વધતુ.
કમ-જુરત } (વિ) અશક્ત, નબળું, હીચકારું,
કમ-જોર } કાયર, બાયલું.
કમઠ (ના) કચ્છ, કાચબો, કૂર્મ, કચ્છપ.
કમઠાણ (ના) લફરું, તોફાન, પચાની.
કમંડળ, કમંડળું (ના) ઝેરી નાળિયેરનો અડધિયાનું જતિનું જલપાત્ર.
કમ-તર (વિ) ઘણુંજ થોડું, જૂજ.
કમતરીન (વિ) પામર, રંક, દાસાનુદાસ.
કમતી (ના) ઘટ, ખૂટ, ખૂટકો.
કમતી (વિ) ઓછું, ઘટતું, ખૂટતું.
કમન (ના) નાખુશી, હુલ્લડ, બખાળો.
કમન (વિ) કામી, કામુક, અનુક, વિષયી.
કમ-નજર (વિ) ટુંકી નજર, ઓછી કૃપા.
કમ-નસીબ (વિ) અભાગિયું, દુર્દૈવી.
કમ-પેશ (વિ) ઓછું વધતું કાઢવું, ઘાલવું.
કમ-બખત (ના) દુર્દૈવ, વિપત્તિ, પડતી.
કમર (ના) કડ, કેડ, કટિ, કમ્મર.
કમરક (ના) કમરખ, એક ફળ.
કમરકસ (ના) કમ્મરમાં કસ લાવનાર.
કમરખ (ના) કમરક, કર્મરંગ, એક ફળ.
કમરપટો } (ના) કેડ બાંધવાનો પટો, કંદોરો, કટિમેખલા, એક ઘરેણું.
કમરબંદ }
કમલ (ના) કમળ, પંકજ, એક ફુલ, સુગ.
કમલક (ના) નાનું કમળ.
કમલયોનિ (ના) બ્રહ્મા, વિધિ, પ્રજાપતિ.
કમલા (ના) કમળમાં રહેનારી, લક્ષ્મી, પદ્મા.
કમલાસન (ના) ધાતા, વિધાતા, બ્રહ્મા, સૃષ્ટા.
કમલિની (ના) પદ્મિની, કમલના છોડ, કમલનું વન.
કમલોત્તર (ના) કસુંબાનાં ફુલ.
કમલોદ્ભવ (ના) વિરંચિ, વેધા, અબ્જયોનિ.
કમ-સુકન } (ના) ભુંડાં વેણ, મેણું, ગાળ,
કમ-સુખન } અપશબ્દ.
કમળ (ના) કમલ, જલજાત, એ નામના ફુલના આકારની પિંડ, ગુમ.

કમળકાકડી (ના) કમળનું બી, એક ઔષધી.
કમળકોશ (ના) કમળનો ડોડો.
કમળલોચના (વિ) કમળ જેવાં નેત્રવાળી (સ્ત્રી)
કમળવદના (વિ) કમળમુખી (સ્ત્રી).
કમળા (ના) કમલા, લક્ષ્મી, પદ્મા.
કમળો (ના) કમળ જેવાં એક જાતનાં ફૂલ, આંખનો એક રોગ.
કમળો (ના) એક નેત્ર.રોગ, એક ફળ, ઈર્ષા.
કમા (ના) ખૂબસૂરતી, સ્નેહાકર્ષણ.
કમાઈ (ના) કમાણી, પ્રાપ્તિ, પેદાશ, નફો.
કમાઉ (વિ) કમાઇ કરનાર, રળતું, ઉદ્યમી.
કમાડ (ના) કપાટ, બારણું, દ્વાર.
કમાણી (ના) કમાઈ, આવક, પેદાશ, નફો.
કમાન (ના) ચેઢાવેલું તીર, ધનુષ્ય, મેહેરાબ, વાંક, ધરી, તાર (પોલાદનો).
કમાનદાર (વિ) કેમાન–મેહેરાબ-વાળું.
કમાલ (વિ) ખૂબસૂરત, સુંદર, ઉત્કૃષ્ટ, પૂર્ણ.
કમાલ (ના) હદ, કબીર સાધુનો પુત્ર.
કમાવિયા (ના) પાવૈયાના છોકરા.
કમાવિસદાર (ના) મામલતદાર.
કમાવવું (ક્રિ) રળવું, મેળવવું, નફો કાઢવો.
કમિન્, કમિતા (ના) કામી, કામુક, વિષયી.
કમી (વિ) ઓછું, બાકી, ઊણું, કમ.
કમીજાસ્તી (ના) ઘટવધ, ઓછુંવધતું.
કમીન (વિ) કપટી, હૈયામેલું.
કમીનો (વિ) પામર, હલકો, કંગાળ.
કમોત (ના) અકાળ મૃત્યુ, આપઘાત.
કમોદ (ના) ચોખાની એક જાત, કુમુદ, એક રાગણી.
કમોદની (ના) કુમુદિની.
કમોદિયો (ના) સાગડીનું લાકડું, એક કંદ.
કમોસમ (ના) ક–રત, અયોગ્ય વખત.
કમ્પ, કમ્પન, કમ્પ્ર (ના) ધ્રૂજારી, કણકણા, કંટાળો, હાલવું તે, શિશિર ઋતુ.
કંપની (ના) મંડળી, જથ્થો, પંત્યાળું, સંગત.
કંપવાયુ (ના) શરીર ધ્રૂજ્યા કરે એવો વાયુ.
કંપાક (ના) વાયુ, પવન.
કંપાણુ (ના) કંપન, તાજવા વગરનો કાંટો, એક રોગ.
કંપોણી (વિ) એક જાતનો તોળાટ.
કંપાયમાન (વિ) કાંપતું, ધ્રૂજતું, હાલતું.
કંપારી (ના) કંપ, ધ્રૂજારો.
કંપાસ (ના) એક ઓજાર, હોકાયંત્ર (અંગ્રેજી).
કંપિત (ના) કંપાયમાન, હાલતું.
કંપુ (ના) છાવણી, ફોજ, કેમ્પ [અંગ્રેજી].
કંપ્ર, કંપ્રી (ના) ધ્રૂજારી, ટાઢ ચઢવી, કાંપવું તે.
કંબર (વિ) રંગબેરંગી. [વસ્ત્ર
કંબલ (ના) કામળી, ધાબળી, ઊર્ણાયુ, ઊનનું
કંબલિકા (ના) નાની ધાબળી, એક મૃગલી.
કંબલિન્ (ના) બળદ.
કંબી (ના) કરછી.
કંબુ (ના) શંખ, કાંકણુ.
કંબુગ્રીવા (ના) શંખના જેવી ત્રણ રેખાયુક્ત ગરદનવાળી સ્ત્રી.
કંભાજ (ના) કાચલું, એક હાથી, એક દેશ.
કંભારી (ના) એક વૃક્ષ.
કંમર (ના) કમર, કેડ, કટી.
કમ્ર (વિ) મનોહર, ખૂબસૂરત, કામી.
કયરો (ના) કનકવાની ઊભી કામડી, કરડો, એક ઘરેણું. [પ્રશ્નાર્થે.
કયી, કયુ, કયો (સ) કોણ? શી, શું, શો,
કર (ના) હાથ, વેરો, છાપો, લાગો, જગાત, હાથીની સૂંઢ, કિરણ.
કર (પ્ર) કર્ત્તા, અર્થે જેમ: સુખકર.
કર (પ્ર) રહીશ અર્થે, જેમ પુણેકર, દેલવાડાકર.
કરક (ના) કર્ક, કાચબો. કરચલો, એક રાશિ,
કરકડી (ના) હાડકી, ખાટલી. [કરવો.
કર કકોળ (ના) પરચુરણ કકોલ.
કરકડ (અ) અવાજનું અનુકરણ.
કરકડ વડી (ના) એક જાતની વડી (ખાવાની).
કરકટાટ (અ) સ્પષ્ટ, ઉતાવળે (વાંચવું).
કરકર (વિ) કર્કર, કરગર, ખરબચડું, તીવ્ર.
કરકસર (ના) મિતવ્યય, જરૂરનો ખરચ.
કરકાટિયું (વિ) છેક પાતળું, સૂકું.
કરકા (ના) વર્ષાકાલ, પહેલો વર્ષાદ.
કરકોચલી (ના) કરચલી, પદાર્થનું સંકોચાવું
કરખ (ના) દુઃખ, શોક, ખેદ, ગમી, ખેતી.
કરખી (ના) ખેડુત, દૃષિકાર.
કરગવું (ક્રિ) કાલાવાલા–આર્જવ–કરવાં તે.
કરગસ (ના કરચ, મેલ, કચરો.
કરચ (ના) કકડી, ઝીણો ભૂકો.

કરચલી (ના) કરચલાની માદા સુંવાળા પદ
કરચલુ (ના) એક જલજંતુ [થવુ સંકરાવુ
કરચાવવુ (ક્રિ) ચીડવવુ, ખીજવવુ, કચવાવવુ
કરચો (ના) આડાવાળ, નીમાળાની કટકીઓ
કરજ (ના) કર્ઝ, દેવુ, ઋણ, નખ
કરજદાર (વિ) દેણદાર, કરજ કરનાર
કરનળી } (ના) મેશ-કાજળ-પાડવાનુ ઠીયુ
કરઝાળી }
કરજ, કરેજ (ના) એક જાતનુ ઝાડ
કરજ, કરજે (ના) ફુવારો
કરટ (ના) કાક વાયસ, કાગડો, ગંડસ્થળ
કરટુ (ના) એક અશુભવાદી પક્ષી કરેટુ
કરડ (ના) ભરડેલા ભાતના ચોખા, બળેની મારી, વધારો
કરડકણુ (વિ) કરડકણ, કરડે એવુ
કરડપાચેમ (ના) શ્રાવણ શુદ ૫ બૈરાનુ વ્રત
કરડવુ (ક્રિ) કડવુ, બચકુ ભરવુ
કરડાપાગી (ના) સોનીનુ એક ઓજાર
કરડીનજર (ના) આકરી નજર, જુલમ
કરડુ (વિ) આકરુ, તાતુ [અવકૃપા
કરડો (ના) પગની ચીપી કયડો, એક ઓજાર
કરણ (ના) ક્રિયાનુ સાધન, ત્રીજી વિભક્તિ, ૧૧ તિથિ કિરણ ઈંદ્રિય, એક ઝાડ કર્ણ વૈશ્યથી શૂદ્રાને પેટ જન્મેલો
કરણી (ના) કામ, ક્રિયા, થાપી, મૂળ ન નીકળે એવી સંખ્ય (ગણિતમા)
કરણીકા (ના) ફૂલનો ગર્ભ બીજ
કરણીય (વિ) કરવા યોગ્ય
કરડ (ના) એક પક્ષી કડિયો
કરત (ના) કમોસમ, અયોગ્ય સમય
કરતલ (ના) હાથની
કરતવ (ના) કર્તવ્ય કૃત્ય, જરૂરનુ કામ
કરતા (અ) થકી છે તોપણ છતા ઈ૦ અર્થે
કરતા, કરતાર (વિ) કર્તા કરનાર
કરતાકારવતા (વિ) ગનારો અને સંભાળનારો
કરતાલ } (ના) કરતાલિકા, કાંસિયા ઝાંઝ,
કરતળ } કરથી વગાડવાની બે ચીપો
કરતીયા (ના) એક નદી
કરતૂક (ના) કરતબ, કામ (નઠારા)
કરનાર (વિ) કર્તા

કરતા (ક્રિ) કામ કરતા (કવિતામા)
કરપ (ના) કરબ ધાક, દાબ વજન
કરપણુ (વિ) કૃપણ, કંજુસ, બખીલ
કરપત્ર (ના) આર, કરવત
કરપલ્લવ (ના) હાથ, હાથનો સંકેત
કરપલ્લવી (ના) હાથના સંકેતની રીત આગળે લખાની લિપિ શિલાલેખની લિપિ
કરપવુ (ક્રિ) મતરવુ, થોડુ કરવુ
કરપા (ના) કરચા, કૃપા
કરપી (વિ) કૃપણ કંજુસ, બખીલ
કરપીણુ (વિ) ક્રૂર, ઘાતકી, હિંસક નિર્દય
કરબ (ના) કરપ, ધાક, દાન, વજન દર
કરબડી (ના) લાકડાની છાજલી, કળપી, રાપી
કરબોરૂ (ના) એક જાતનુ જાડુ ઘાસ
કરભ (ના) ટચલીનુ અંગ, હાથ
કરમ (ના) કર્મ કામ નસીબ કપાળ એક માપ કૃમી પેટના ધોળા જંતુ
કરમકહાણી (ના) કરમનસીબની વાત દુખ
કરમદી (ના) કરમદીનુ ફળ [વર્ણન ટાયનુ
કરમબખેશ (ના) સખાવત નાગ્ય ક્ષમા
કરમદુ (ના) કરમદુ [એવુ અર્થ
કરમરુ (વિ) અડધાથી ઓછો પાક થયેલો
કરમવેરો (ના) માથાદીઠ કર, જજીયો વેઠ
કરમાણી અજમો (ના) એક જાતનો અજમોદ.
કરમાધરમી (અ) નસીબ પ્રમાણે [ગવુ
કરમાવુ (ક્રિ) નિરસ-સૂકુ-થવુ સંકોચાવુ બી-
કરમાળા (ના) આંગળીના વેઢા ગણી જપ કરવો તે અરબો નાની માળા
કરમી (વિ) નસીબદાર ભાગ્યશાળી
કરમો (ના) મસાલેદાર ભાતનુ નૈવેદ્ય
કરમોડવુ (ક્રિ) ચીકાસ દેવી મોવુ, મોહવુ
કરમોડિયા (ના) ઢોરનો એક રોગ
કરમ્ભ કરમ્બ (ના) દહીં સહિત સાથવો
કરરુહ (ના) નખ
કરવ (ના) ચીકણું કડણુ મટોડુ
કરવરો (ના) કરવો નાળચાવાળો લોટો
કરવત (ના) કરપત્ર આરી એક ઓજાર
કરવતી (ના) આરી, સોનીનુ એક ઓજાર એક જાતની ગની [પીંનીયાની કોર
કરવતીકોર (ના) કરવતના દાંતાના આકારની

કરવનીદાવ (ના) કુસ્તીનો એક પેચ
કરવરૂ વર્ષ (ના) આર્યાથી પણ ઓછા પાકનુ [વરસ.
કરવાલ (ના) તરવાર
કરવાલિકા (ના) ગુપ્તી, ખાંડુ
કરવીર (ના) કરેણનુ ફુલ
કરવું (ક્રિ) બનાવવુ, બજાવેલુ, ઉપજાવવુ, [પાળવુ
કરશણ (ના) કણસુ, ખેતી, મોલ
કરશણી (ના) કર્ષણ, કૃષી, ખેતી
કરશાખા (ના) આગળી
કરશીકર (ના) હાથીની સૂંઢનુ પાણી
કરસફ (ના) સુતર રેસમના રેસા, ચીથરા
કરહાટ (ના) કમળનો દાંડો.
કરહાટક (ના) એક ઝાડ
કરા (ના) કર, હવાથી થએલું બરફ
કરાજવું } (ક્રિ) ઝાડો ન ઉતરતો હોય ત્યારે
કરાઝવુ } શ્વાસ ઊચો રાખી પેટને દબાવવુ તે
કરા-ટી,ઠી(ના)અનાજના સૂકા ઝાડવા-ડાળા
કરાઈ (ના) લાકડા વહેરનાર
કરાએલ (વિ) શોભિતુ, કળા કરેલુ (પખી)
કરાડી (ના) જળાશયના કિનારાનો ખાડો,એક
કરાડો (ના) ભેખડ, આરી [ઓજાર
કરાણી (ના) વહાણની દેખરેખ રાખનાર
કરામત (ના) યુક્તિ, કળા, જાદુ
કરામનક (વિ) હાથનુ આમળુ [આરામ
કરાર (ના) કબુલાત, ઠરાવ, આસાએશ,
કરારદાદ (ના) કબૂલાતનો કાગળ,માટવાળનો
કરાડિયો (ના) કરોળિયો, ઊર્ણનાભ [લેખ
કરાળ (વિ) કરાલ, વિકરાળ, ભયકર, ઊચુ
કરાળિયો (ના) કરોળિયો, એક જતુ
કરિણી (ના) હાથણી
કરિપીપળી (ના) ગજપીપર ઔષધી
કરિયાતુ (ના) એક કડવુ ઓસડિયુ
કરિશાવક (ના) હાથીનું બચ્ચુ.
કરી (ના) હાથી, ગજ, કુજર, પરેજી, પથ્ય
કરી, કરીને (અ) થી, વડે. પાચમી વિભક્તિ
કરીમ (વિ) મેહેરબાન, સખી, ઉદાર [અર્થ
કરીમ (ના) દુનિયાનો ધણી, રાજા
કરીર (ના) કેરાનુ ઝાડ
કરીષ (ના) અડાયા, સૂકુ છાણુ
કરુણ (ના) કવિતાનો એક રસ
કરુણા (ના) દયા, કૃપા, મેહેર
કરુણાકર (ના) દયાની ખાણ
કરુણાપાત્ર (ના) દયા કરવાને યોગ્ય
કરુણારસ (ના) કાવ્યના નવ રસમાનો એક.
કરુણાળુ (વિ) કરુણાથી ભરેલું, દયાળુ
કરૂપ (વિ) કુરૂપ, બેડોળ, બદસૂરત.
કરૂર (વિ) ક્રૂર, ઘાતકી, પાપી, હિંસક
કરેટુ (ના) એક પખી
કરેઠી (ના) કળોઠી, કળોઝી, સફેત રેતી
કરેડુ (ના) ખરેડુ વિયાયના ઢોરનુ દૂધ,
કરેણ (ના) એક ઝાડ [સોઇનો હાથો
કરેણા (ના) કરવીર, કરેણના ફુલ
કરેણુ (ના) હાથી, ગજ
કરેણો (ના) કરેણનુ ફુલ અથવા વૃક્ષ
કરેલું (ના) પરેલુ (એક શાક)
કરૈ (ના) પાટિયા વહેરનાર, કરાઈ
કરો (ના) દીવાલ, ભીંત
કરોચવી (ના) કરચવી
કરોટિ (ના) ખોપરી
કરોઠ (ના) શરીરનુ પડખુ, કરોડ
કરોડુ (ના) ધારો, વ્રતનિયમ
કરોડ (ના) બરડાનુ હાડકુ, કરોડ, સોલાખ
૧૦૦૦૦૦૦૦ (સખ્યા)
કરોડપતિ } (વિ)કરોડ રૂપિયાનો માલિક,
કરોડાધિપતિ } તાલેવન, ધનાઢ્ય
કરોડો (વિ) ઘણાએક કરોડ, અસખ્યાત
ક્રોધ (ના) ક્રોધ (એક મનોવિકાર)
કરોળિયો (ના) ઊર્ણનાભ, એક રોગ,કુંભાર,
એક વેલો અને તેના બી
કર્ક (ના) કરચલો, એક રાશિ (જ્યોતિષમા)
સફેદ ઘોડો
કર્કટક (ના) ખેકડો, ઊસ
કર્કટી (ના) કાકડી
કર્કરી (ના) આલુ
કર્કરેટુ (ના) એ પખી
કર્કશ (વિ) કઠણ, કઠોર, ચીડિયું, એક ઔષધી.
કર્કશા (વિ) કજીઆબાઈ, કકાસિયણ
કર્કારુ (ના) કાકડી
કર્કાર્ક (ના) કર્ક રાશિનો સૂરજ
કર્કોટક (ના) પાતાળનો એક ...

કર્બૂર (ના) આંબાહળદ. [બાકસુ]
કર્ણ (ના) કાન, કુંતિપુત્ર, કાટખૂણાની સામી
કર્ણધાર (ના) નાવિક, ગુરુ.
કર્ણપિશાચ (ના) એક જાતનું ભૂત.
કર્ણફુલ (ના) કાનનું એક ઘરેણું.
કર્ણવેષ્ટન (ના) કુંડળ, કાનનું ઘરેણું.
કર્ણિકા (ના) મધ્યમા આંગળી, કાનનું ઘરેણું, સૂંઢનો અગ્રભાગ.
કર્ણિકાર (ના) એક ફૂલનું ઝાડ.
કર્તરીપ્રયોગ (ના) વાક્યમાં કર્તાનાં જાતિ, વચન પ્રમાણે ક્રિયાપદનો પ્રયોગ થવો તે.
કર્તરી (ના) કાતર, કાપવાનું ઓજાર.
કર્તવ્ય (વિ) કરવાને ધારેલું-જરૂરનું.
કર્તવ્ય (ના) ફરજ, જરૂર કરવાનું કાર્ય.
કર્તવ્યતા (ના) કામ, કૃતિ, કર્મ, ફરજ, ધર્મ.
કર્તા (વિ) કરનાર, રચનાર, યોજક, પ્રણેતા.
કર્તા (ના) માલિક, ક્રિયા પ્રવર્તક (વ્યાકરણમાં).
કર્તાહર્તા (વિ) કરનાર અને હણનાર, કારભારી.
કર્તૃત્વ (ના) કર્તાપણું, ક્રિયા શક્તિ.
કર્તૃવાચ્ય (વિ) કર્તાનું પ્રાધાન્ય દર્શક (વાક્ય).
કર્દમ (ના) કાદવ, કચરો, બ્રહ્માના પુત્ર.
કર્પટ (ના) કપડાંલત્તાં. [સકરપણું.
કર્પર (ના) કપાળ, ખોપરી
કર્પરાળ (ના) અખરોટ.
કર્પરી (ના) એક ઓષધી.
કર્પૂર (ના) કપુર, એક સુગંધી પદાર્થ.
કર્પૂરગૌર (વિ) કપુર જેવું ગોરૂં, શ્વેત.
કર્પૂરગૌર (ના) શિવ, મહાદેવ.
કર્બુર, કર્બૂર (વિ) કાબરૂં, કાબરચીતરૂં, સોનું.
કર્મ (ના) કામ, ક્રિયા, વર્તણૂક, ક્રિયાનો આધાર (વ્યાકરણમાં), ભાગ્ય, નસીબ, શાસ્ત્રમાં નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એવા ત્રણ ભેદ કર્મના ગણેલા છે.
કર્મકર (ના) મજુર.
કર્મકાર (ના) કારીગર, ઘરનાં માણસો.
કર્મકાંડ (ના) વેદનો કર્મ પ્રતિપાદક ભાગ, બ્રાહ્મણનાં કર્મ. [વનાર (બ્રાહ્મણ).
કર્મકાંડી (વિ) વૈદિક કર્મ કરનાર તથા કરા-
કર્મક્ષમ (ના) કામ કરવામાં સમર્થ.
કર્મઠ (ના) કર્મકાંડી, આરંભેલું કામ પૂરું કરનાર.

કર્મણિદ્વિતીયા (ના) કર્મને અર્થે વપરાતી બીજી વિભક્તિ. [ક્રિયાપદનો પ્રયોગ થવો તે.
કર્મણિપ્રયોગ (ના) કર્મનાં જાતિ, વચન પ્રમાણે
કર્મણિવાચ્ય (વિ) કર્મ પ્રાધાન્ય દર્શક (વાક્ય).
કર્મણ્યા (ના) મજુરી.
કર્મનિષ્ઠ (વિ) કર્મધર્મમાં શ્રદ્ધાળુ; ધર્મસુરત.
કર્મન્દી (ના) સંન્યાસી.
કર્મબંધ (ના) કર્મ કરવાથી થએલું બંધન.
કર્મભ્રષ્ટ (વિ) ધર્મકર્મને તજનાર.
કર્મમાર્ગ (ના) વૈદિક કર્મ પ્રવર્તક માર્ગ
કર્મયોગ (ના) કર્મસહિત યોગ, નસીબસંજોગ.
કર્મશીલ (ના) નિરંતર કામમાં લાગેલો.
કર્મશૂર (ના) કર્મઠ.
કર્મસાક્ષી (ના) સૂર્ય, અંતર્યામી.
કર્માતીત (વિ) કર્મનું જેને બંધન ન થાય તેવું.
કર્માન્તર (ના) શાસ્ત્રોક્તવિધિ-ક્રિયા.
કર્માર (ના) વાંસ.
કર્મિષ્ઠ (વિ) નિષ્ઠાપૂર્વક નિત્ય કર્મ કરનાર.
કર્મેન્દ્રિય (ના) કર્મ કરનાર ઇંદ્રી, વાણી, હાથ, પગ, ગાંડ, અને ઉપસ્થ એ પાંચ.
કર્ષ (ના) ૧૬ માસાનું વજન.
કર્ષક (ના) ખેડુત.
કર્ષણ (ના) ફૂટી, ખેતી, ખેડ.
કર્ષફલ (ના) બહેડું.
કર્ષૂ (ના) આજીવિકા, નદી
કલ (ના) ઝીણું મધુર આચન ઝોક, વક્ષણ.
કલકલ (ના) કચકચાટ, ગોંધાટ, શોરબકોર.
કલકલવું (ક્રિ) કકળવું, કકળાટ કરવો.
કલકલાટ } (ના) કકવાણ, અકબકાટ, શોર-
કલકલાણ } બકોર, રુદન, આક્રંદ. [એક.
કલકી (ના) કલ્કી, વિષ્ણુના ૧૦ અવતારમાંનો
કલખાપરી (ના) પકાવેલી માટીની એક વસ્તુ
કલગી (ના) મોરપીછ, તોરો, ફુલનો ગોટો,
કલગીદાર (વિ) કલગીવાળું. [આદિશક્તિ.
કલગીવાળા (ના) આદિશક્તિના ઉપાસક.
કલગેર (ના) ખાંટ, સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર
કલંક (ના) આરોપ, આળ, દાધ, લાંછન, ચિહ્ન.
કલંકી (વિ) કલંકવાળું, (ના) કલ્કી.
કલંઠ (વિ) તોફાની, હઠીલું, વઢકણું
કલાક (ના) તોફાની, લડાઈખોર.

કલત્ર (ના) પત્ની, ભાર્યા, નારી, વહુ, કેડ.
કલથી (ના) કુળથી, એક અનાજ.
કલદાર (વિ) અંગ્રેજી સિક્કાના પોહોળીઆ [(રૂપીઆ)
કલધૂત (ના) રૂપું.
કલધૌત (ના) સોનું, રૂપું, મધુર સુર.
કલન્દર (ના) વર્ણસંકર પુરુષ.
કલપ (ના) કાળો રંગ, કલફ, કલ્પ.
કલપવુ (ક્રિ) શોક કરવો, રડવું.
કલફ (ના) કલપ, કાળો રંગ.
કલબલ (ના) કલકલ, ગોંધાટ.
કલબલાટ (ના) કલકલાણુ, કકલાટ.
કલભ (ના) હાથીનુ બચ્ચું.
કલમ (ના) લેખણુ, અક્ષર, ભાષા, છટા, લેખ-
 વિભાગ, ઝાડની કાપેલી ડાળ, ચોખા, ચોર
કલમ કરવી (ક્રિ) લેખણુ ઘડવી.
કલમ કાપવી (ક્રિ) બરતરફ કરવું, કાઢવું.
કલમતરાશ (ના) ચાપુ, ચાકુ, છુરી.
કલમ-દાન (ના) કલમ રાખવાનું ઘર.
કલમબંધ, કલમ-અદ્દી (ના) ટાંચ, જપતી.
કલમી (ના) નાનો કૂવો, નાનો સઢ, કણબી
કલમી (વિ) કલમવાળુ વૃક્ષ, આંબો ઈ૦
કલમો (ના) કલામ, કુરાનનું વાક્ય.
કલમ્બ (ના) ભાજીનું ડાંખલું, બાણ, કદંબ.
કલમ્બુટ (ના) તાજું માખણ.
કલરવ (ના) કુમળો મધુરો સ્વર, એક કબુતર.
કલલ (ના) લોહી અને વીર્યનું સંમેલન.
કલલજ (ના) રાળ, ગર્ભાશય.
કલવાર (વિ) લાલ કોયચી (સોપારી).
કલવિંગ (ના) એક પખી, ચકલી.
કલવો (ના) કવૈવો, વરને સાસરેથી આવેલી
કલશ (ના) કળશ, ઘડો [મીઠાઈ.
કલશિ (ના) પીઠવણુ ઔષધિ
કલશી (ના) ઘડો, કુંભો
કલહ (ના) કજીઓ, રસ્તો.
કલહંસ (ના) બતક.
કલહાન્તરિતા (ના) એક નાયિકા (કાવ્યમાં.)
કલા (ના) કળા, ૩૦ કાષ્ટાનો વખત, ચંદ્રનો
કલાઈ (ના) કલઈ, એક ધાતુ [૧૬ મો ભાગ.
કલાક (ના) હોરા, અવર, ૬૦ મિનિટ, રા ઘડી
કલાકુર (ના) કાલકૂટ, વિષ, ઝેર.
કલાકુશલ (ના) કવિતાનો એક છંદ.
કલાકેલી (ના) કામદેવ, આનંદી.
કલાંકુર (ના) સારસ પખી.
કલાદ, કલાદક (ના) સોની.
કલાધિક (ના) કૂકડો.
કલાનિધિ (ના) ચંદ્રમા.
કલાન્તર (ના) વ્યાજનો વધારો.
કલાપ (ના) સમૂહ, જથ્થો, મોરપુચ્છ, ચંદ્ર.
કલાપિની (ના) રાત.
કલાપી (ના) મોર, કોયલ.
કલાપીટ (ના) માથાકૂટ, આક્રંદ, રડાપીટ.
કલાબતૂ (ના) રેશમના દોરાપર વીંટેલો સો-
 ના રૂપાનો તાર, તારકસબ.
કલામો (ના) અગરખાં ઈ૦ ની બાંહ્યના કાપ.
કલાલ (ના) દારુ વેંચનાર, પીઠાવાળો.
કલાલાપ (ના) ભમરો.
કલાવી (ના) કલાલનો ધંધો.
કલાયન (ના) નાચનાર, નૃત્યક.
કલિ (ના) કલહ, ચોથો જુગ, ૪૩૨૦૦૦ વર્ષ.
કલિકા (ના) ફૂલની કળી, કવિતાનો એક છંદ.
કલિકારક } કલિમારક } (ના) કરંજનું ઝાડ, નારદમુનિ.
કલિંગ (ના) ઈંદ્રજવ, તડબૂચ, તૈલંગદેશ,
 કટકથી મદ્રાસ સૂધીનો પ્રદેશ.
કલિંગડ (ના) કાલિંગડુ, તડબૂચ.
કલિંજ (ના) સાદડી.
કલિત (વિ) જાણેલું, સમજેલું.
કલિતા (ના) કવિતાનો એક છંદ.
કલિદ્રુમ (ના) બહેડાનું ઝાડ. [પર્વત.
કલિન્દ (ના) સૂર્ય, જમના નદી નીકળે છે તે
કલિમલ (ના) કિલ્બિષ, પાપ, અપરાધ.
કલિયાર (ના) હરણો, સુખીમૃગ
કલિયુગ (ના) કળજુગ.
કલિલ (વિ) દુર્ગમ, ગહન.
કલુષ (ના) પાપ (વિ) ગંદુ.
કલેંઠ (ના) કલાંઠ, તોફાની, મસ્તીખોર.
કલેકટર (ના) મેહેસુલ ઉઘરાવનાર અમલદાર
કલેજુ (ના) કલેજું, હૈયું. હૃદય. [(અંગ્રેજી).
કલેડી (ના) વગર વીઆયલી ગાય, ભેંસ, ના-
કલેડું (ના) ઠીકરાની તાવડી, ઠીબ. [ની ઠીબ.

કલેમ (ના) કલમ, લેખણ, પેન. [અંગ્રેજી.]
કલેવર (ના) ખોળીયું, ચૈતન્યરહિત દેહ, પાપ.
કલૈ (ના) કલઈ, એક ધાતુ.
કલૈકરાવવી (ક્રિ) માથું મુંડાવવું.
કલૈગર (વિ) કલઈ દેનાર-ઘડનાર.
કલૈઘડો (ના) કલઇના ઘાટ ઘડનારો.
કલૈસપેતો (ના) એક વસાણું.
કલાંજીરૂં (ના) એક ઔષધિ.
કલોહું (ના) રાડું, જુવાર બાજરીનું સાઠું.
કલોલ (ના) કલ્લોલ, લહેર, મોજ, આનંદ.
કલોવો (ના) કલેવો, લગ્નને દિવસે વરને સાસરેથી પકવાન ખવડાવવા આવે છે તે.
કલ્ક (ના) પાપ, વિષ્ટા.
કલ્કન (ના) દંભ, શઠતા.
કલ્કફળ (ના) દાડેમનું ઝાડ. [ઘિંડો.
કલ્કી (ના) વિષ્ણુનો ૧૦મો અવતાર, લીલો
કલ્પ (ના) બ્રહ્માનો અહોરાત્ર, ૪૩૨ કરોડ વર્ષ, વેદનું પ્રયોગદર્શક એક અંગ.
કલ્પક (ના) હજામ.
કલ્પતરુ / કલ્પદ્રુમ } (ના) ઈચ્છિત ફળ દેનાર વૃક્ષ, પારિભદ્ર, મંદાર, પારિજાતક, સંતાન અને હરિચંદન એ નામવાળાં પાંચ કલ્પવૃક્ષો સ્વર્ગમાં છે.
કલ્પન (ના) રચના, રક્ષણ.
કલ્પના (ના) ધારણા, તર્ક, બુદ્ધિ, યુક્તિ, અટકળ, શક, ભ્રાંતિ, નાયક માટે હાથી તૈયાર કરવો તે.
કલ્પનાસૃષ્ટિ (ના) કલ્પનાથી રચાયલું તે.
કલ્પની (ના) કાતર.
કલ્પનીય (વિ) કલ્પના કરવાને યોગ્ય
કલ્પલતા (ના) ઇચ્છિત વસ્તુ દેનાર વેલી.
કલ્પવું (ક્રિ) કલ્પના કરવી, ધારવું.
કલ્પવૃક્ષ (ના) કલ્પતરુ, ઇચ્છિત ફળદાતા ઝાડ.
કલ્પાન્ત (ના) પ્રલયકાળ, વિનાશ, અસહ્ય દુઃખ.
કલ્પિત (વિ) ધારેલું, ખોટું, અનાવટી. [રુદન.
કલ્મષ (ના) પાપ.
કલ્માષ (ના) કાબરચીતરો રંગ.
કલ્માષકંઠ (ના) શિવ, મહાદેવ.
કલ્માષી (ના) જમદગ્નિની ગાયનું નામ.
કલ્ય (ના) આવતી કાલ, સવાર, આશીષ.
કલ્યા (ના) દારૂ, હરડા.
કલ્યાણ (ના) સોનું, કુશળ, ક્ષેમ, એક રાગ.
કલ્યાણી (ના) કલ્યાણકર્તા દેવી, સોહાગણ સ્ત્રી.
કલ્લ (ના) બહેરૂં.
કલ્લા (ના) લમણાના વાળના ગુચ્છા, થોભિયા.
કલ્લી (ના) કાંડે પહેરવાનું ઘરેણું, છૂટી ઘડી
કલ્લું (ના) કાંડે ઘાલવાનું ઘરેણું. [(વસ્ત્રની).
કલ્લો (ના) બૂમ, ગોંધાટ, જથ્થો, હોબો.
કલ્લોદેવો (ક્રિ) પ્રસૂતાની ઓળ ચઢી ન જાય માટે પેટને દાબી રાખવું તે.
કલ્લોલ (ના) મોજા, તરંગ, લહેર, હર્ષ, આનંદ.
કલ્હાર (ના) એક સુગંધી ફુલ.
કવખોડવું (ક્રિ) વખોડવું, દોષ કહાડવો.
ક-વગું / ક-વગું } (વિ) વગ વિનાનું, બેઢંગું, ક-ઠેકાણાનું.
કવચ (ના) વર્મ, બખતર, રક્ષણાર્થ સ્તોત્ર (દેવતાનું), કૌવચ'
કવચાં (ના) એક વસાણું.
કવણ (સ) કોણ, કયું, શું (કવિતામાં).
કવન (ના) કાવ્ય, કવિતા, કથન, પદ.
કવરડું (વિ) કટલું, વાંકું, આડું.
કવરાવવું (ક્રિ) થકવી નાખવું.
કવરી (ના) હિંગનું ઝાડ, કલગી.
કવર્ગ (ના) ક,ખ,ગ,ઘ,ઙ એ પાંચનો વર્ગ.
કવલ (ના) કોળીઓ, ગ્રાસ.
કવવું (ક્રિ) કથવું, કહેવું, કવિતા કરવી.
કવળાં (ના) નળિયાં, નળિયાંની હાર.
કવાએત (ના) લશ્કરી કસરત, યુક્તિ, રચના.
ક-વાટ (ના) નરસો માર્ગ, આડી રીત, કબાટ.
કવાબ (ના) માંસની કચુમરના તળેલા ગોળા.
કવાલ (ના) ખ્યાલ, ખ્યાલ ગાનાર.
કવાલી (વિ) ખ્યાલવાળું, ગવૈયો.
ક-વાસ (ના) ખરાબ રહેઠાણ, દુર્ગંધ, બો.
કવિ (ના) કાવ્ય કર્તા, શાયર, વિદ્વાન, વિષ્ણુ, શુક, બ્રહ્મા, મુનિ, સૂર્ય, વાલ્મીકિ, લગામ.
કવિક, કવિકા, (ના) લગામનો આંકડો.
કવિ જ્યેષ્ઠ (ના) આદિ કવિ, વાલ્મીકિ.
કવિત (ના) મનહર, ૩૧ અક્ષરનો એક છંદ.
કવિતા (ના) રસાત્મક વાણી, કાવ્ય, પદ્ય શાયરી, કવિ. [કાવ્ય, કર્તૃત્વ.
કવિત્વ (ના) કવિતા કરવાની શક્તિ, પ્રતિભા.

ક-વિદ્યા (ના) ઠગાઈ, લુચ્ચાઈ, હૈયામેન
કવિપુત્ર (ના) શુક્ર, રાણો, દૈત્યગુરુ, શઠ અ-
ને અમર્ક
કવિરાજ (ના) ઉત્તમ કવિ, કવિ વર્ગમા શ્રેષ્ઠ
કવી (ના) લગામનો આકડો '
કવીન્દ્ર (ના) અત્યુત્તમ કવિ, અલૌકિક કાવ્યકર્ત્તા
કવીશ્વર (ના) કવિરાજ, કવિવર, ઉત્તમ કવિ
કવેલ (ના) કમળ
ક-વેળા (ના) અયોગ્ય સમય નઠારો વખત
કવ્ય (ના) પિતૃ નિમિત્ત થતા પિંડ, તર્પણ વ૦
કવ્યવાહ (ના) અગ્નિ [દંડ ચાબૂક
કશ (ના) તેશ, નરાજ, લોહનો ચપટી અણીનો
કશણુ (ના) કણુસ, હુંડુ (અનાજનુ)
કશલી (ના) નાનો કળશિયો, લોટી
કશા (સા) ચાબૂક
કશિપુ (ના) અન્નવસ્ત્ર, ઓસિકુ, સાદડી, ખો
કશુ (વિ) કોઇ, કઈ [રાક, કપડા
કશેરુ (ના) બરડો, વાસાનુ હાડકુ
કશ્મલ (ના) મૂર્છા, પાપ, ધાસ્તી
કશ્યપ (ના) મરીચિના પુત્ર કાચબો
કષ (ના) કસોટી, ઘસવાનો પથ્થર
કષાય (ના) કાટ, કાઢો, ઉકાળો, કર્મ, લેપ
કષાયિત (વિ) રંગિત, પાશવાળુ, કઠાયલુ
કષ્ટ (ના) શ્રમ, મેહેનત, દુખ દેહપીડા
કષ્ટાવુ (ક્રિ) કષ્ટ પામવુ, પીડાવુ
કષ્ટિત, કષ્ટી (વિ) દુખી, પીડિત
કસ (ના) કષ, પરીક્ષા, સત્વ, રસ બળ, કે-
કસઇ (ના) કસાઇ, ખાટકી [સ, બદ
ક-સકન } (ના) અપશકુન, અપશબ્દ, કઠ
ક-સગણ } વુ વેણુ
કસકસાવવુ (ક્રિ) ખૂબ તાણવુ, કચકચાવવુ
કસટિયો (ના) સર્વેનો ધધો કરનાર
કસડો (ના) કંદોરો કટિમેખલા
કસણવુ (ક્રિ) કોસણવુ
કસણુ (ના) કણુસ, હુંડુ (અનાજનુ)
કસદાર (વિ) કસવાળુ
કસબ (ના) જર, ધધો, હુન્નર, ઠગાઈ, વેશ્યાપણુ
કસબચોર (વિ) હુન્નર છુપાવનાર, દગો કર
નાર, છેતરીને કળા શીખી લેનાર
કસબચોરી (ના) કસબચોરનુ જે કામ તે

કસબણુ } (ના) વેશ્યા, પાતર, રાંડ, ગુણિ-
કસબાતણુ } કા, રામજણી, ગાનારી.
કસબી (વિ) કારીગર, હોશિયાર, જરીનુ.
કસબેણુ (ના) વેશ્યા, પાતર, ગુણિકા.
કસબો (ના) મહાલ, પરગણુ કે તાલુકાનુ મુ
કસમ (ના) સમ, શપત, સોગન [ખ્ય ગામ
ક-સમજ (ના) ઓછી સમજ, ઉલટી સમજણુ
ક-સમો (ના) નઠારો સમય, અયોગ્ય કાળ
કસમોડા (ના) દુખાવો, કણકણા.
કસમોડાવુ (ક્રિ) પેટમા દુખવુ, તાવ ભરાવો
કસમ્બો (ના) કસુબો, કોસમના ફુલનો રંગ,
અફીણનુ પાણી [અસર.
કસર (ના) ઘટ ખૂટ, ખોડ, મિતવ્યય, અપચો,
કસરત (ના) અભ્યાસ, મહાવરો, વ્યાયામ
કસરતશાળા (ના) અખાડો, તાલીમખાનુ, રંગ.
કસરિયુ (વિ) કસર કરનાર, મિતવ્યયી [ભૂમિ
કસલિયુ (ના) કોગળિયુ મટીને થએલો આરામ.
કસલી (ના) કશની, કળશી નાની લોટી
કસવાળો (ના) લાકડાની લાબી મેખ.
કસવુ (ના) ખૂબ ખેચવુ તપાસવુ, ઘસવુ.
કસાઈ (ના) ખાટકી માસ વિક્રેતા
કસાઈ (વિ) નિર્દય, ક્રુર, ઘાતકી
કસાઈવાડો (ના) ખાટકીનુ રહેઠાણ
કસાણુ (વિ) કઠાણુ, કષાયિત, કઠાળાવાળુ
કસાર (ના) કસાર, કણુસાર, લાપસી
કસારકણા } (ના) બળતણ, સરપણ કાષ્ટ,
કસારબાકણા } બાળવાના લાકડા
કસારી (ના) એક જીવડુ, ઉધઈ
કસાવુ (ક્રિ) કસાયલુ થવુ, કઠેલ બનવુ
કસીદો (ના) ભરત, છાગળ, કીટો (મોટીના
કસુ (વિ) કશુ, કોઈ, કઈ [કસનો ઓઢો)
કસુએ (વિ) કસુ, કઈપણ, કોઈપણ
કસુઝ (ના) કસમજ, ખોટી સમજણુ
કસુતર } (વિ) અઘરુ, મુશ્કેલ, કઠણ, હરામી,
કસુતરુ } તોફાની, અગવડુ, વાકુ, ઉલટુ
કસુમ્બી (ના) કોસમ્બી, એક જાતના ફુલ
કસુમ્બી (વિ) કસુમ્બાના રંગનુ, લાલ, રાતુ,
કસુમ્બુ (ના) કસુબી રંગનુ લૂગડુ (સ્ત્રીનુ)
કસુમ્બો (ના) કોસમના ફુલનો રંગ અફી
ણનુ પાણી, સ્ત્રીનુ રંગીન વસ્ત્ર [રકારી
કસૂર (ના) ચૂક, ભૂલ, તકસીર, ગુન્હો, બેદ

કસુવાવડ (ના) અધૂરે જવું, ગર્ભ ગળવો. સુવારોગ, વેતર વંઠવું તે. [થ્થર, પરીક્ષા.
કસોટી (ના) નિકસ, સોનું રૂપું કરવાનો પ-
કસ્તર (ના) ઝીણાં તણખલાં, રજકણ, કચરો
કસ્તી (ના) પારસીઓએ કેડે બાંધવાની ઊનની દોરી, [હાથણીમાં કસ્તૂરી પાકે છે તે
કસ્તૂરિયોમૃગ (ના) જે હરણની દૂટી પાસેની
કસ્તૂરી, કસ્તુરીકા (ના) અતિ સુગંધીદાર મૃગની દૂટીમાંથી મળતો એક પદાર્થ.
કસ્તૂરીમૃગ (ના), જેની નાભિ પાસેની કોથળીમાંથી કસ્તુરી મળે છે તે હરણ.
કહુડાવું (ક્રિ) દૂર થવું, જવું.
કહલાર (ના) સફેત કમળ, શિવને ચડે છે તે.
કહાગરૂં (વિ) શિખામણ માને એવું.
કહાડવું (ક્રિ) કાઢવુ, દૂર કરવું, નીકાલવું.
કહીં (અ) કિયે ઠેકાણે ક્યાં કોઇ જગાએ.
કહેણી (ના) કહેવત, કથન, બોલ.
કહેવત (ના) લોકોક્તિ, જનવાયકા, કહેણી, કથન
કહોલ-ઋષિ (ના) અષ્ટાવક્રના પિતા.
કહૂવ (ના) બગલો પંખી
કળ (ના) કળા, જુક્તિ, પેટી વગેરેને તાળાને ઠેકાણે જડવાનો સંચો, ચીકણો કાદવ, માત્રા, અકકળ, હથોટી, ચેહેન.
કળકળવું (ક્રિ) કલેશ કરવો, કકલવું, તલપવું.
કળ ચઢવી (ક્રિ) હાડ કે પેટમાં એકાએક વાગવાથી મુંઝવણ થવી તે.
કળજુગ (ના) કળિયુગ, ચોથો જુગ ૪૩૨૦૦૦ વર્ષનો કાળ, ક્રોધ, કપટ ઈ૦ દુર્ગુણ.
કળણ (ના) જ્ઞાન, જાણપણું.
કળડિયો (ના) વાંસની સળીનો કંડિયો, શૂદ્રઓના હાથનું ઘરેણું.
કળતાણું (ના) સૂકવણામાં ખેડુતને મુકાતી છૂટ.
કળત્ર (ના) કલત્ર, સ્ત્રી, ધણીઆણી.
કળથી (ના) એક જાતનું અનાજ.
કળપવુ (ક્રિ) સંકલ્પ કરવો, કળપીએ ખેતર સાફ કરવું, ખેતરમાં ચાસની વચ્ચે કળબ ફેરવવો.
કળપી (ના) ખેડૂતનું એક હથિયાર, રાંપી.
કળબ (વિ) મોટી કળપી.
કળબવું (ક્રિ) ખેતરમા કળબ ફેરવવો.

કળમી (ના) કણબી, ખેડુત, એક શૂદ્ર જાતિ.
કળવકળ (ના) યુક્તિ, જુગતી, તદબીર.
કળવકળિયું (ના) તદબીરથી કામ કઢાડી લેનાર.
કળવું (ક્રિ) સમજવું, જાણી લેવું, દુખવું, અટકળવું, દટાવું.
કળવૈજવું (ક્રિ) કળ આવવી.
કળશ (ના) લોટો, દેવાલયનું શિખર.
કળશિયો (ના) લોટો, જળપાત્ર.
કળશિયે જવું / કળશે જવું (ક્રિ) ઝાડે જવું, જંગલ જવું, અથવા જવું.
કળસ (ના) કળશ, મોટો લોટો.
કળસી (ના) સોળ (૧૬) મણનું માપ.
કળહીણુ (વિ) કળાહીણ, નિરુદ્યમી.
કળાંસી (ના) કળા, આગળો
કળા (ના) કલા, કીસબ, હુન્નર, તર્ક, ચંદ્રબિંબનો ૧૬ મો ભાગ, અંશનો ૬૦ મો ભાગ લેશ, કાંતિ, માત્રા
કળાકૌશલ્ય (ના) કળા-હુન્નર-માં કુશલતા.
કળાણ (ના) ગારો, કાદવ, કીચડ, પંક.
કળાધર / કળાનિધિ (ના) ચંદ્ર, શશિ, સોમ, નિશાકર, વિધુ, સુધાંશુ, ઈંદુ.
કળાપો (ના) કલ્પાંત, આક્રંદ, રૂદન.
કળાવંત (વિ) હુન્નરી, કાંતિમાન, ગવૈયા.
કળાવંતિણી / કળાવંતી (ના) ગાનારી, રામજણી, તાયફો, ગુણિકા.
કળાવાન્ (વિ) કળાવાળુ, કળા જાણનાર.
કળાહીણ (વિ) કળા વગરનુ, અણુકસબી.
કળિંગડું (ના) તડબૂચ, એક ફળ.
કળિત (વિ) કથિત, જાણેલું, સમજેલુ, દટાયલું.
કળિયો (ના) ફુલની કળી, કળિયો, કુલીન.
કળી (ના) કલીકા, ખીલ્યાવગરનું ફુલ, બૂટી, ત્રિકોણાકાર કાપડનો કટકો, કમળ.
કળીચુનો (ના) પકાવેલો ચૂનો (પાનમાં ખાવાનો).
કળીજવું (ક્રિ) સમજવુ, દટાવુ, શરદી થવી
કળેવળે (અ) તદબીરથી, તજવીજથી.
કળો (ના) કલહ, કલેશ.
કળોટી (ના) સેકતા ધોળી થતી રેતી, કળોઠી.
કળોડ (ના) કરોડ, પેટ અને છાતીનું પડખુ.
કળોઠી (ના) કળોઠી, સાથિયાની સફેત રેતી.
કળોહું (અ) કેમ? શા સારૂ ઈ૦ પ્રશ્નાર્થ.

કાં (અ) કેમ ? શા સારૂ ઈ૦ પ્રશ્નાર્થે.
કાંઇ / કાંઇએક / કાંઇક } (વિ) કંઇ, કિંચિત, જરાક, લગાર, થોડું એક. એ શબ્દ કોઇવાર નિરર્થક પણ વપરાય છે.
કાંકડ (ના) કાકડ, એક ફળ.
કાંકડું (ના) કાંગડુ, ભફાય નહિ તેવા દાણા.
કાંકણ (ના) કંકણ, ચપટી કાંગરીની બંગડી.
કાંકણી (ના) સ્ત્રીનું કાંગરીવાળું ઘરેણું.
કાંકરી (ના) રેતી, ઝીણો કાંકરો.
કાંકરીદાવ (ના) કાંકરીની એક રમત.
કાંકરો (ના) કંકર, પથ્થરનો કટકો, શક,ખટકો.
કાંકીડો (ના) સરડો, કાચંડો, એક જંતુ.
કાંકે (અ) કારણ કે, એમ છે માટે, કેમકે.
કાંકેચઢાવવું (ક્રિ) ચીડવવું, ખીજવવું.
કાંકોલ (ના) એક જાતનો છોડ.
કાંગ (ના) કંગુ, એક કઠણ અનાજ.
કાંગડું (ના) કાંકડું, પલળે નહિ તેવા કઠણ [દાણા.
કાંગરી (ના) નાનો કાંગરો.
કાંગરૂ (ના) એક ચોપગુ જનાવર.
કાંગરો (ના) કાપો, ભરતની એક તરેહ.
કાંગસી (ના) કાંસકી, એક છોડ.
કાંગાઈ (ના) કાંગાપણું, નાજુકાઈ.
કાંગું / કાંગુમુંડું } (વિ) નાજુક, દેખીતું ગરીબડું, સુંવાળી રૂંઠનું.
કાંચન (ના) સુવર્ણ, સોનુ.
કાંચનાહ્વય (ના) નાગચંપો.
કાંચની (ના) વેશ્યા.
કાંચવું (ક્રિ) છેતરવુ. [ચાલતો એક પંથ.
કાંચળિયાપંથ (ના) નીચવર્ણમાં ધર્મને નામે
કાંચળી (ના) કંચુકી, કમખો, કાપડું, ચામડીની ખોલ (સર્પ વગેરેની).
કાંચી (ના) સ્ત્રીનો કંદોરો.
કાંચીડો (ના) કાંકીડો, સરડો (એક જંતુ).
કાંજિક, કાંઝી (ના) કનેરી, રાબડી, પેજ, ખળ,
કાંજે (અ) કાંકે, કારણકે, કેમકે. [લાહી.
કાંટલી (ના) સ્ત્રીની કોટનુ એક ઘરેણુ.
કાંટલો (ના) ગળાનો કાપ, વાળો, કાંઠો.
કાંટાસરિયો / કાંટાસળિયો } (ના) ગંધ વિનાનું સિંધુરિયા રંગનું કાંટાવાળુ ઝાડ.
કાંટી (ના) એક જાતની માછલી.

કાંટો (ના) કંટક, ઝાડના પેટમાં ફુટતો અણીદાર ફણગો, ત્રાજવું, ઘડિયાળની સળી, કરોડ, લોખંડનાં અણીવાળાં હથીઆરો, સ્ત્રીનું કાનનું ઘરેણું, જંતુને ડંખવાનું એક હાડકું, કણકણો, તાળો, ગોખરૂં, નલ, લેસ્કો, ખટકો, એક કંઠનો રોગ.
કાંઠડો (ના) કાંઠો, કિનારો. [ઘરેણું.
કાંઠલી (ના) કાંટલી, કંઠમાં પહેરવાનું એક
કાંઠલો (ના) ગળાપરનો કાપો, કાંઠો, આહરણી.
કાંઠિયો (ના) નજર, સંડાસ, શૌચકૂપ, કન્યાને ઘરેણું ઘાલવું તે, હાંસડી.
કાંઠો (ના) કિનારો, મોંઢિયું, કાનો. [ભાગ.
કાંડું (ના) પોંચો, હાથના પંજા આગળનો
કાંણાકોડી (ના) એક રમત.
કાંણું (ના) નાકું, છિદ્ર, સુરાક, બોંક, બાકોરૂં.
કાંણું (વિ) બાકોરાવાળું, છેદવાળું, બાડું.
કાંત (ના) રેંટિયાની તરાક, ઓસરિયું, પતિ.
કાંતવું (ક્રિ) દોરા કરવા તે, ઓછું કરવું.
કાંતીલોહું (ના) કલઈ ચઢાવેલું લોઢું.
કાંતો (અ) અથવા, અગર, વા.,
કાંતોડિયુ (ના) વર્ષાદ મોડો વરસવો તે.
કાંદડું (ના) તરાક ઘાલવાનું ચામડાનું કે છાલના રેસાનું ઓજાર.
કાંદો (ના) કદ, ડુંગળી, પ્યાજ, જડ, લાભ.
કાંદો કહાડવો (ક્રિ) લાભ કહાડવો,ફળ મેળવવું.
કાંધ (ના) ખાંધ, સ્કંધ, ખભો.
કાંધિયું / કાંધા } (ના) હફતા, કટકે કટકે આપવુ તે.
કાંપ (ના) કંપ, કંપારી, ધ્રુજારી, ચગું.
કાંપ (ના) છાવણી, કેમ્પ [અંગ્રેજી].
કાંપવું (ક્રિ) હાલવુ, ધ્રુજવું, ટરવું.
કાંબડી (ના) કામડી, વાંસની ચીપ.
કાંબળી (ના) ધાબળી (ઊનની).
કાંબળો (ના) કંબલ, ધાબળો.
કાંબી (ના) બૈરાનું એક ઘરેણું, દોરાનું મોઢિયું.
કાંય (અ) કેમ, શા માટે ?
કાંરે (અ) કેમરે ? શા વાસ્તે ?
કાંસ (ના) પાણીના ખાડા, તલાવડી, નહેર.
કાંસકાં (ના) કાંસિયાં, ઝાંજ (કાંસાનાં).
કાંસકી (ના) કાંગસી, એક છોડ, ફણી.

કાંસાં } (ના) કાંસકાં, ઝાંજ, કીર્તનિયાને
કાંસિયાં } વગાડવાનું એક વાદ્ય.
કાંસિયો (ના) કાંસાનો મોટો વાડકો, પિત્ત-
જની કડછી. [જીવણીની ઉપધાતુ.
કાંસું (ના) કાંસ્ય, તાંબુ અને કલાઇની મે-
કાઈજવું (ક્રિ) હારી જવું, થાકવું, કંટાળવું.
કાએદો (ના) કાયદો, ધારો, રિવાજ, કાનુન.
કાએમ (વિ) કાયમ, સ્થિર, મંજુર.
કાએર (વિ) કાયર, નાહિંમત, કંટાળેલું.
કાક (ના) કાગ, કાગડો, વાયસ, કરટ.
કાકચ (ના) સાગરગોટા.
કાકજંઘા (ના) અપેડી
કાકટાસીંગ (ના) એક ઝાડ, એક સીંગ.
કાકડી (ના) એક શાક, ચીભડાની વાટ.
કાકડો (ના) મોટી સળગાવવાની લાકડી,
નાની જીભ, જીભનો પાછલો ભાગ.
કાકતાલીય (વિ) એચિંતું મળેલું.
કાકનાસા (ના) એક ઔષધિ.
કાકપત્ર } કાગડાનો પગ જેવી નિશાની,
કાકપત્તુ } (ના) લખાણમાં છૂટેલા અક્ષર ઉ-
કાકપદ } મેરવા માટે વપરાય છે. ^
કાકમારી (ના) એક ઔષધિ.
કાકર (ના) કરવતના દાંતા.
કાકરિયા (ના) તલના લાડુ.
કાકરિયા (વિ) ગોળની ચાસણીમાં સેકેલા.
કાકરિયાકુંભાર (ના) એક કાબરૂ પક્ષી.
કાકરિયુ (ના) ગોળની ચાસણીમાં સેકેલું.
કાકરિયું (વિ) કાંકરીવાળું (તળાવ, ખેતર).
કાકલિયા (ના) સૈયડ, બળિયા, શીતળા.
કાકલી (ના) કાક ભાષા, પંખીની બોલી.
કા કા (ના) કાગડાના સ્વરનું અનુકરણ.
કાકા (ના) બાપના ભાઇ, વૃદ્ધનું સંબોધન.
કાકાકૌઆ (ના) એક સફેત કલગીવાળું પંખી.
કાકાજી (ના) સસરાનો ભાઈ. કાકા શબ્દને
માન્યાર્થે "જી" પ્રત્યય લગાડી બોલે છે.
કાકાટૌઆ (ના) કાકાકૌઆ.
કાકાપુરી (વિ) બાગુંનૂડું, નબળું.
કાકાબળિયા (ના) સૈયદ, શીતળા.
કાકાબાસી (ના) એક હલકી જાતનુ મોતી.
[illegible] (ના) કોડી, પા માસો, ચોરસ.

કાકિની (ના) કોડી, પા પૈસો.
કાકી (ના) કાકાની બૈરી.
કાકીજી (ના) કાકીસાસુ, કાકાજીની વહૂ.
કાકીડો (ના) કાંકીડો, સરડો, એક જંતુ.
કાકીસાસુ (ના) કાકાસસરાની વહૂ.
કાકુ (ના) છોકરો, કીલો, કીકો ધ્વનિ, ભેદ.
કાકુદ (ના) તાળવું, સ્વાદ.
કાકો (ના) બાપનો ભાઈ. [નારૂં એક પંખી.
કાકો કૌઓ (ના) કાકા કૌઓ, એવો અવાજ કર
કાકોલ (ના) જંગલી કાગડો, સર્પ, ડુક્કર, એક
કાકોસસરો (ના) સસરાનો ભાઇ. [નરક.
કાક્ષ (ના) કટાક્ષ, નજર.
કાખ (ના) કક્ષ, બગલ.
કાખબલાઈ } (ના) બગલમાં થએલો ફોલ્લો.
કાખબિલાડી }
કાખી (ના) કાંચળીનો કાખ આગળનો કાપ.
કાગ (ના) કાક, કાગડો.
કાગજ, કાગઝ (ના) કાગળ, કાગદ, પત્ર, તાવ.
કાગાકેરી (ના) કેરીના આકારનું કાળું ફળ.
કાગડા સાણુસી (ના) સોનીનુ એક ઓજાર.
કાગડી (ના) કાગડાની માદા, ઘોરીઆની અણી.
કાગડો (ના) કાક. (વિ) ચકોર, વાચાળ.
કાગદ (ના) કાગજ, કાગળ.
કાગદી (ના) કાગળનો ધંધો કરનાર.
કાગદી (વિ) નાજુક, તકલીદી, પાતળી છાલવાળું.
કાગપત્ર (ના) કાકપદ, એક નિશાની ^
કાગમાળો (ના) હલકો બાંધો.
કાગવંધ્યા (ના) એકજવાર જણનારી કેળ.
કાગવાસ (ના) પૂર્વજનિમિત્ત શ્રાદ્ધને દિવસે
કાગડાને ખાવાનું નાખવું તે.
કાગવિદ્યા (ના) કર્ણપિશાચ વિદ્યા, જાદુ.
કાગળ (ના) કાગઝ, પત્ર, ચીઠી.
કાગળપત્તર } (ના) વ્યવહારી કાગળ–સંદેશો–
કાગળપત્ર } ખબરઅંતર, સમાચાર.
કાગળિયાં (ના) કામનાં લખેલાં કાગળ
કાગારોળ (ના) કકલાણ, કેર, મોટો અનર્થ.
કાંકોળ (ના) કાંટાનું ઝાડ.
કાંક્ષવું (ક્રિ) ઇચ્છવું, અભિલાષા રાખવી.
કાંક્ષા (ના) ઇચ્છા, મરજી.
કાંક્ષિત (વિ) ઇચ્છિત, ધારેલું.

કાચ (ના) રેતીનો પકવેલો ચળકતો પથ્થર.
કાચકી (ના) એક કાંટાવાળું ઝાડ, એક રોગ.
કાચકો (ના) કાચકીનું ફળ. [જગા.
કાચડ (ના) દરણું, ફોલ્લાની આસપાસની
કાચરો (ના) કાંકીરો, સરડો, એક જંતુ.
કાચબી (ના) કાચબાની માદા, એક રોગ.
કાચબો (ના) કચ્છ, એક જંતુ.
કાચર (ના) કરકી, કચર, કરચ.
કાચરકુચર (ના) આકસબાકસ, ધૂળ પથ્થર.
કાચરિયું (ના) કચરિયું, કુચા, ક્સુમર.
કાચરી } (ના) ચીરકવણી, કાચલી ( શાક ફ-
કાચલી } જની ).
કાચલી (ના) નાળિયેરની વાટી, કટકી.
કાચલું (ના) નાળિયેરનું કોચલું.
કાચો (વિ) અપકવ, અનિશ્ચિત.
કાચી જપતી (ના) હુકમનામા અગાઉ માલ જપ્ત કરવો તે.
કાચી જમાબંધી (ના) મેહેસુલની અજમાસ.
કાચી નોંધ (ના) ખરડો, ટીપણું, ટાંચણ.
કાચીબુદ્ધી (વિ) મૂર્ખ, ગાફેલ, ભોળું.
કાચીબુદ્ધિ (ના) નાદાની, બેસમજ, છોકરમત.
કાચું (વિ) અપકવ, અપૂર્ણ, અનિશ્ચિત, ન-ટકાઉ, નવું, તાજું, પોચું (હૈયું).
કાચુંકોરું (વિ) રોકેલું, તળેલું (ખાવાનું)
કાછ (ના) કચ્છ, કાછો, કાછડો, પાછળો છેડો.
કાછડી છૂટવી (ક્રિ) નાહિમ્મત થવું, ડરવું.
કાછડીછૂટો (વિ) છીનાળવો, લપટ, કાયર.
કાછડો (ના) કચ્છ (બૈરાનો).
કાછિયેણ (ના) કાછિયાની સ્ત્રી.
કાછિયો (ના) શાકભાજી વેચનાર.
કાછોટો (ના) કચ્છો, વારો ખળી કરવાનો.
કાજ (અ) કાજે, ચોથી વિભક્તિ અર્થે.
કાજ (ના) કાર્ય, કામ, કૃત્ય, નોતરૂ, પ્રેતક્રિયા.
કાજખરૂ } (વિ) જુવાન, પ્યારૂ, લાડકુ,
કાજગરૂ } નાજુક, કામવાળુ.
કાજળ (ના) કજ્જલ, મેસ, એક અંજન.
કાજળી (ના) છારી, મેસ, ગરિયુ, એક મત.
કાજગરી (વિ) કારજવાળી, કામની, કાજગરી.
કાજી (ના) કાઝી, કુરાન પ્રમાણે ન્યાય કરનાર.
કાજુ (ના) એક ઝાડનાં બી.

કાજુકળિયા (ના) રોકેલા કાજુ.
કાજે (અ) વાસ્તે, માટે, ચોથી વિભક્તિનો પ્ર૦
કાટ (ના) કાષ્ટ, લાકડું, કસી વગરનું ધાતુ પાત્ર હવામાં રહેવાથી તેપર થતી રંગીન છારી, નડતર. [કરવી.
કાટ કહાડવો (ક્રિ) કાશલ કાઢવી, નડતર દૂર
કાટકૂટ (ના) ભાંગીતૂટી સરસામાન, કાપકૂપ.
કાટકો (ના) વીજળીથી થતી ગર્જના.
કાટકોણ } (ના) એક ૯૦ અંશનો ખુણો. L
કાટખૂણ } એક કડિયા સુતારનું ઓજાર.
કાટખૂણચોખૂણ (ના) જેના ચાર ખૂણા ૯૦ અંશના હોય તે
કાટખૂણત્રિકોણ (ના) ત્રણ ખૂણાની આકૃતિમાં એક કાટખૂણ હોય તે.
કાટપીટિયો (ના) ઈમારતી લાકડાં વેચનારો.
કાટલાં (ના) જોખ, વજન.
કાટલાંદાસ (વિ) કાટલું—ઓછું—કરનાર.
કાટલિયો (ના) કાલડિયો, અગિયારમાનો પિંડ મેળવનાર, જંગમ. [ડીનો ખોરાક.
કાટલુ (ના) જોખ, વજન, ઘટાડો, સુવાવ-
કાટલું કરવું (ક્રિ) નુકસાન કરવુ, કાપવું.
કાટલા સાંખવાં (ક્રિ) જોખ તપાસી જોવાં.
કાટકાટ (ના) કાપાકાપ, કતલ, અદાવત.
કાટી (ના) કાસદુ, અગિયારમાની સરવણી.
કાઠડી, હું, ડો (ના) ઘોડાપરની લાકડાની બેસણી, જીન.
કાઠલો (ના) કન્યાને ઘરેણું ઘાલવું તે.
કાઠા (વિ) લાલાસ પડતા (ઘઉ).
કાઠડલી (ના) જીનપરની ઊનની ગોદડી.
કાઠિન્ય (ના) કઠણાઇ, મજબૂત, કઠોરતા.
કાઠિયાવાડ (ના) સૌરાષ્ટ્ર, ગુજરાતનો એક પ્રાંત.
કાઠિયાવાડી (વિ) કાઠિયાવાડ સબંધી.
કાઠી (ના) લાકડી, દાંડી, લાકડાની ભારી, વીઘાનો ૪૦૦મો ભાગ, દેહનો બાંધો, કાઠિયાવાડી.
કાઠું (ના) શરીરનો બાંધો, બરૂ, ઘર (હવા-
કાઢું (વિ) કઠણ. [લા ચારણા વગેરેનું.)
કાઢનાર (વિ) કાઢી મૂકનાર, પ્રકાશક.
કાઢવુ (ક્રિ) ખેંચવું, ખસેડવું, લેખવું, શોધવું, રદ કરવું, ફળ મેળવવું, ભોગવવું, લંબાવવું

કાઢો (ના) કષાય, ઊકાળો, ક્વાથ, કાવો, નીક.
કાણ (સ) કોણ, કિયું (આમ્ય).
કાણુ (ના) મોકાણ, રડવું તે.
કાણું (વિ) છિદ્રવાળું, એક આંખે દેખતું.
કાણું (ના) બાકોરૂં, છિદ્ર, ભોક.
કાણેક (અ) કોઈ, કોઇએક, કોઈવાર.
કાંડ (ના) સાંધો, ડાળી, બાણ પ્રકરણ, સાંઠો.
કાત (ના) પેડું, આય, રામ, દૈવત.
કાતડી (ના) ચામડી, ત્વક્, સ્પર્શ ઇંદ્રી.
કાતડી (ના) નળિયાનો પાતળો ગોળ કટકો.
કાતરણી (ના) કાતરણી, કાતર, કાપવાનું ઓ-
કાતર (ના) કર્તરી, કાપવાનું ઓજાર, [જાર.
કાતરણી(ના)કાતર, કાપવાનો વખત, કપામણી
કાતરમૂકવી (ક્રિ) નુકસાન કરવું, દગો દેવો.
કાતરવું (ક્રિ) કાપવું, ઓછું કરવું.
કાતરા (ના) ચીરા, કાપા, પાંતળા કકડા, એક આતસબાજી. [એક હથિયાર, મગજ.
કાતરિયું (ના) છાપનારાને લગતો મેડો, કઢું,
કાતરી (ના) ફળની પાતળી કરચી,કાતળી, સૂ-
કાતરો (ના) ચીરો,ઝુમખો,એક ઘરેણું.[કવણી.
કતલી } (ના) કાતરી, ચુકવણી, પાતળી,
કાતળી } પતીકી, ચીરી.
કાતી (ના) એક લોઢું, દગો, કરવત, પાજી.
કાતું (ના) છૂરી, પાળી, ચાકુ.
કાતેર (ના) કાતર, કાતરવાનું હથિયાર.
કાથરોટ (ના) કથરોટ, તાસક, થાળો.
કાથાકબાલા (ના) ચીથરાં, ભાગાંટૂટાં લાકડાં.
કાથા ગોળી (ના) કાથાની મેળવણીની ગોળી.
કાથો (ના) લાકડાની છાલનો અરક, નાળિ-યેરના રેસા.
કાદવ (ના) કર્દમ, કીચડ, ગારો, પંક.
કાન (ના) કર્ણ, શ્રવણ, સાંભળવાની ઇંદ્રિય.
કાન આમળવા (ક્રિ) ઠપકો દેવો, શિક્ષા કરવી.
કાન ઉઘાડવા (ક્રિ) ચેતવવું, જગાડવું.
કાન (ના) કૃષ્ણ, કહાન.
કાનકરિયું (ના) કાન ચામરિયું, એક પંખી.
કાનેકોચિયા (ના) કાને બાંધવાનું કપડું.
કાનખજુરો (ના) ઘણા પગવાળો એક જંતુ.
કાનચામરિયું (ના) વાગોળના જેવું એક પંખી.
કાનચામોરી (ના) વાગોળ.

કાનછેરિયા (ના) કાન સુધી લાંબા વાળ.
કાનડ (ના) કર્ણાટક, એ નામનો છંદ્લો.
કાનડી (ના) કર્ણાટક દેશ સંબંધી.
કાનડું (ના) કાંદડું (રેંટિયાનું).
કાનડો (ના) કાનરો, એક રાગ (ગાયનનો).
કાનઢાંકણી (વિ) કાન જેથી ઢકાય એવી
કાનન (ના) વન. [ટોપી.
કાનપટો (ના) કાને બાંધવાનો પટો. [પંથી.
કાનફટો (ના) કાને કડી ઘાલતો જોગી, ગોરખ-
કાનરો (ના) કાનડો રાગ.
કાકનો (ના) કાનસુરી, કાન જેટલો.
કાનસ (ના) રેતરડી, ઘસવાનું હથિયાર.
કાનસિયા (ના) કાનછરિયા, લમણા પરનો વા-
કાનસિયાર (ના) એક રાઢ જીવડું.[ળનો ગુંચ્છો.
કાનસુરી (ના) કાવો, કાનસૂધીનો ભાગ.
કાનુડો (ના) કૃષ્ણ.
કાનૂ (ના) એક જાતનું વાજું.
કાનૂન (ના) કાયદો, ધારો, રિવાજ.
કાનો (ના) આ સ્વરની આવી [ા] નિશાની.
કાનોમાત્રા (ના) કાનો અને માત્રા, ો.
કાંત (ના) વર, પતિ, ધણી, નાથ, કંથ.
કાંતા (ના) વહૂ, બૈરી, કાંતિવાળી સ્ત્રી.
કાંતિ (ના) તેજ, નુર, ખૂબસૂરતી, સૌંદર્ય.
કાપ (ના) કાપો, ચીરો, એક કાનનું ઘરેણું.
કાપકૂપ (ના) કાપવું તે, ઘટાડો.
કાપટ્ય (ના) કપટ, દગો.
કાપડ (ના) કપડું, લુગડું, થાન.
કાપડિયો (ના) કાપડ વેચનાર.
કાપડુ (ના) કાંથળી, ચોળી (બૈરાંની).
કાપણી (ના) અનાજ છોડવા સુદ્ધાં કાપવું તે
કાપલી (ના) નાનો કટકો. [કાતર.
કાપલો (ના) મોટી કાપલી, કફલો.
કાપવું (ક્રિ) ચીરવું, ખંડિત કરવું, ઘટાડવું.
કાપા (ના) લીસોટા, લીટા.
કાપાકાપ } (ના) કતલ, ખુનરેજી, અદાવત
કાપાકાપી } મારામારી (હથિયારની).
કાપાકૂપા (ના) આડાઅવળા લીટા.
કાપી (ના) નકલ, ઉતારો, પ્રતિ (અંગ્રેજી).
કાપી કરવી (ના) જોઇને નકલ ઉતારવી. ધાપ
કાપુસ (ના) કાર્પાસ, રૂ. [મારવી.

કાપો (ના) લીટા, છેકો, ચીરો, કાપ.
કાફર (વિ) નાસ્તિક, અધર્મી, ખન્નું, હરામખોર.
કાફરી (વિ) એબિસિનિયાનો રહીશ, હબસી,
કાફલો (ના) સંઘ, સમુદાય, જથ્થો. [સિદી.
કાફિયો (ના) કવિતાના ચરણનો છેલ્લો શબ્દ, અનુપ્રાસ. [એક રાગણી.
કાફી (ના) બુંદ, બ્યન, એનો કાત્તો કરે છે,
કાબરચીતરૂં } (વિ) કર્બુર, કાળા અને સફેદ
કાબરૂં } રંગનું, કાળા રંગની ભેળવાળું.
કાબસ (ના) કાંટા, તેલ દીવેલનો તળિયે
કાબા (ના) એક જાતના ભીલ. [ઠરેલો મેલ.
કાબિલ (ના) કાબેલ, નિપુણ, હોશિયાર.
કાબુલ (ના) અફઘાનીસ્તાનનું એક પેહેર.
કાબુલી (વિ) કાબુલ સંબંધી.
કાબૂ (ના) સત્તા, હાક, દોર, વજન, વશ.
કાબેર (ના) એક કાબરચીતરૂં પંખી.
કાબેલ (વિ) કાબિલ, પ્રવીણ, નિપુણ, હોશિયાર.
કાબેલિયત (ના) નિપુણતા, પ્રવીણતા, હોશિયારી.
કામ (ના) કર્મ, કૃતિ, કાર્ય, ધંધો, બાબત, કારભાર, જરૂર, ઉપયોગ, કામઠી, મદન. એક પુરુષાર્થ, વાસના, ઈચ્છા, કેસ, કજીયો.
કામકળા (ના) કામની કળા, રતિ, કામદેવની સ્રી.
કામકાજ (ના) કોઈપણ કામ, ધંધો, ખટપટ.
કામગણેશ (ના) કામના આરંભમાં કરવાનું ગણપતિ પૂજન.
કામઆરૂં (વિ) કામવાળું, કામમાંગુંથાયલુ.
કામચલાઉ (વિ) સાધારણ, ટૂંક મુદત કામ કરનાર, એક્ટિંગ [અંગ્રેજી].
કામજ્વર (ના) કામના વિકારથી આવેલો તાવ.
કામઠી (ના) કામડી, ધનુષ્ય, બપાટિયું.
કામઠુ (ના) કામઠી, તીરની વાંકી વળેલી કામડી.
કાંમટકોટિયું (વિ) કામઠાનું બનેલું (ઘર).
કામડી (ના) વાંસની ચીપ, પાતળો વાંસ.
કામડું (ના) કામડી અથવા તેનો કડકો.
કામણ (ના) વશીકરણ, મોહનવિદ્યા.
કામણગારૂં (વિ) મોહક, સુંદર, મનોહર.
કામણટૂમણ (ના) વશીકરણના ટૂચકા.
કામદાર (ના) સરકારી અધિકારી, દિવાન, વજીર.
કામદુધા (ના) કામધેનુ, ઈચ્છિતફળ દેનાર ગાય.
કામદૃષ્ટિ (ના) કામી નજર, સંભોગ અપેક્ષા.
કામધંધો (ના) કામ તથા ધંધો, વેપાર.
કામધેનુ (ના) મનકામના પૂર્ણ કરનાર ગાય.
કામના (ના) ઈચ્છા, મુરાદ, વાસના.
કામની (ના) કામિની, સ્રી, પ્રમદા, સુંદરી.
કામરૂપ (વિ) ઈચ્છિત વેશ ધરનાર, ખુશનુમા.
કામલેટ (ના) એક જાતનું ઊનનું કાપડ.
કામવાસના (ના) ઈશ્કની ઇચ્છા.
કામવિકાર (ના) ઇશ્કથી થતો વિકાર.
કામશાસ્ત્ર (ના) કોકશાસ્ત્ર, અનંગરંગ.
કામસાધુ (ના) આપમતલબી, નિજસ્વાર્થી.
કામસૂત્ર (ના) વાત્સાયન મુનિકૃત કામવિચારના સંક્ષિપ્ત સિદ્ધાંતો [નામર્દ.
કામહીણ (વિ) નપુંસક, હીજડો, અશક્ત,
કામળ (ના) કામળી, ધાબળી, ધાંધળી.
કામળિયો (ના) કામળો, ચોમાસાનો એક જંતુ.
કામળી (ના) હલકા ઊનનું કપડું, ધાબળી.
કામળો (ના) કમ્બલ, મોટી કામળી, ઘુમ્માળો,
કામા (ના) સુંદર સ્રી, ઢંગ. [કામળિયો.
કામાટી (ના) એક શુદ્ર જાતિ, કડિયા વગેરેનો ધંધો કરે છે.
કામાટીપુરા (ના) કામાટી લોકોનું રહેઠાણ.
કામાતુર (વિ) કામી, રતિરસ માટે ટળવળતું.
કામાનળ (ના) કામરૂપી જે અગ્નિ તે.
કામાર્ણું (વિ) ઘણા કામવાળું, ઉદ્યોગી.
કામાવેશ (ના) કામનો જુસ્સો.
કામિની (ના) કામા, પ્રેમાળ સ્રી.
કામી (વિ) કામ વિકારવાળું.
કામુક (વિ) ઈચ્છનાર, જીજ્ઞાસુ, કામી.
કામુકા (ના) કામિની, સ્રી.
કામેટી (ના) કમિટિ, તપાસનાર મંડળ, પરીક્ષક.
કામોદય (ના) કામના જોસ્સાનું ઉભરાવું.
કામ્બી (ના) પગમાં પહેરવાનું ઘરેણું, તોડા.
કામ્ય (વિ) ગમતું, કામનાથી કરેલું (કર્મ).
કાય (ના) કાયા, દેહ, વપુ, શરીર.
કાયદાસર (વિ) કાયદા પ્રમાણે હોય તે.
કાયદો (ના) નિયમ, શાસ્ત્ર, હુકમ, લગામનો હૂક.
કાયફળ (ના) એક ઝાડ તથા તેનાં ફળ.
કાયમ (વિ) સ્થિર, અચળ, મજબુર.
કાયમખરડો (ના) મેહેસૂલ નક્કી કરવા માટે તૈયાર કરેલું પત્રક.

કાયમદાયમ (વિ) હમેશનું, સ્થિર, નિત્યનું.
કાયર (વિ) કાયલ, નાહિમ્મત, સુસ્ત.
કાયર કરવું (ક્રિ) કંટાળો આપવો, થકવવું,
કાયર થવું (ક્રિ) કાયી જવું, કંટાળવું. [પજવવું
કાયરૂં (વિ) કાયર.
કાયલ (વિ) કાયર, કંટાળેલું.
કાયા (ના) કાય, દેહ, શરીર, તન, જાત.
કાયાકષ્ટ (ના) દેહદમન, તપશ્ચર્યા.
કાયાકુટી (ના) એક ઓસડ.
કાયિક (વિ) શરીર સંબંધી.
કાયેલ (ના) એક ઝાડ.
કાર (પ્ર) સ્વરૂપ સૂચક જેમ : અકાર, નકાર.
કાર (પ્ર) કર્ત્તા અર્થે, જેમ : કુંભકાર, શાસ્ત્રકાર.
કાર (આ) કૃ ધાતુનો નામસાધક. જેમ : સં-
સ્કાર, વિકાર, આકાર.
કાર (ના) ભોઈ, પાલખી ઊંચકનાર.
કારક (ના) સાધન, વિભક્તિ (વ્યાકરણમાં).
કારક (પ્ર) કરનાર અર્થે, જેમ: પુષ્ટિકારક.
કારકીર્દી (ના) કારભારસમય, કારભારીપણું.
કારકુન (ના) મુનિમ, દફ્તરલેખક, મેહેતો.
કારકુની (ના) કારકુને કરવાનું કામ તે.
કારખાનું (ના) હુન્નરશાળા. ખાતું, કુટણખાતું.
કારચબી } (ના) રેશમી કાપડ ઉપર સોને-
કારચોબી } રી રૂપેરી કસબનું ભરત.
કારજ (ના) કાર્ય, કામ, ટાણું, અવસર.
કારંજો (ના) ફુવારો.
કારડો (ના) ક્યારડો, નાનો ક્યારો, કરવરો.
કારણ (ના) મૂળ, ઉત્પત્તિ, આધાર, ધારણા,
ગરજ, પ્રેતપીડા.
કારણ (અ) કેમકે, એટલામાટે કે. [કાજે.
કારણ (પ્ર) ચોથી વિભક્તિનો, માટે, વાસ્તે,
કારણદેહ(ના)પ્રકૃતિજન્યદેહ, ત્રણ દેહમાંનો ૧.
કારણવાદી (વિ) વાદી, ફરિયાદી. પૂર્વપક્ષી.
કારણસર (અ) કામને અર્થે, જરૂરને લીધે.
કારણસહ (અ) સકારણ. હેતુપૂર્વક.
કારણ્ડવ (ના) બતક, એક પક્ષી.
કારતક (ના) કાર્ત્તિક, કૃતિકા નક્ષત્ર સંબંધી
માસ, વિક્રમાદિત્ય સંવત્‌નો પ્રથમ માસ.
કારતકી (વિ) કારતક મહિનાની (પૂનેમ).
કારતગ (ના) કારતક, કાર્ત્તિક (માસ)..

કારતુસ (ના) દારૂગોળી રાખવાની ડબ્બી.
કારતેક (ના) કારતક, કાર્ત્તિક.
કારતેકી (ના) કારતક મહિનાની (પૂનેમ).
કારભાર (ના) કારોબાર, મોટું કામ, રાજ્ય-
વ્યવસ્થા, વહિવટ.
કારભારી (વિ) કારોબારી, કારભારૂં કરનાર.
કારભારૂં (ના) કારભારીનું કામ, વહિવટ.
કારમું (વિ) અદ્‌ભુત, સુંદર, મારકણું.
કારવહેવાર (ના) કામકાજનો વ્યવહાર.
કારવો (ના) કેરબો, એક નાચ, એક રાગ.
કારસાદી (ના) ચોકસ વેપારની ખરીદીમાં
ભાગીઓ. [આંકડો.
કારસિયો (ના) હીંચકાની સાંકળ ભેરવવાનો
કારસી (ના) એક જાતનો કાંટો (તોળવાનો).
કારસ્તાન(ના)લુચ્ચાઈનું કામ, મસ્તી, ખટપટ.
કારસ્તાની (વિ) કારસ્તાન કરનાર.
કારાગૃહ (ના) બંદીખાનું, જેલ [અંગ્રેજી].
કારાપેશ (ના)ચૂંથાચૂંથ, વંકાઇ, ચોળેલાં વેણ.
કારિકા (ના) શ્લોક, વાક્ય.
કારી (વિ) ઠેઠ પોંહોંચું, ઊંડું, સજ્જડ, જુવાન.
કારી (પ્ર) કરનાર અર્થે, જેમ : ગુણકારી.
કારીગર (ના) કારાગીર, હુન્નરી.
કારીગરી } (ના) કળા, હુન્નર, ચતુરાઇ,
કારીગીરી } જુક્તિ.
કારુણ્ય (ના) કરુણા, કૃપા, દયા.
કારેલી (ના) કારેલાનો વેલો (એક શાક)
કારેલું (ના) કારેલીનું ફળ, કરેલું, મગદળિ
કારોબાર (ના) કારભાર, વ્યવસ્થા.
કાર્ત્તિક (ના) કારતક, કારતગ (મહિનો)
કાર્પણ્ય (ના) કૃપણતા, બખીલાઇ, કંજુસાઇ
કાર્મુક (ના) ધનુષ્ય, કામઠું, તીર.
કાર્ય (ના) કારજ, કામ, કર્મ, કર્તવ્ય.
કાર્યકારણભાવ (ના)કાર્ય અને કારણનો સંબંધ
કાર્યપ્રયોજન (ના) રૂડો અવસર, પગરણ.
કાર્યસિદ્ધિ(ના)ફતેહ.યશ,કામ પાર પડવું તે.
કાર્યાકારણ (અ) જરૂરને લીધે, કામને માટે.
કાર્યાકારણ (વિ) મતલબ જેટલું.
કાલ (ના) કાળ, સમય, વખત, વેળા, આગ-
લો વા પાછલો દિવસ.
કાલક્ષેપ (ના) વખત ખોવો તે.

કાલબૂત (ના) જોડામાં ઠોકવાનું લાકડું, સાંચો, બીબું, મૂળ, ઓઠું.
કાલવવું (ક્રિ) મેળવવું, મિશ્રણ કરવું.
કાલાં (ના) કપાસનાં સૂકાં ડિંડવાં.
કાલા થવું (ક્રિ) ઢોંગ કરવા, બહાનાં કહાડવાં
કાલાવાલા (ના) આજીજી, પ્રાર્થના, કરગરવું તે.
કાલાષ્ટમી (ના) વદ(કૃષ્ણપક્ષ)ની આઠેમ.
કાલિ (ના) મહાકાળી, ચંડી (દેવી).
કાલિક } (વિ) વખત સંબંધી, જેમ : સમકાલિન, એક કાલિક.
કાલિન }
કાલિન્દી (ના) જમના, યમુના (નદી).
કાલીશ (ના) કંઠનું એક ઘરેણું.
કાલું (વિ) અણસમજુ, ઘેલું, તોતલું, કુમળું.
કાલું (ના) રૂનું ડિંડવું.
કાલૂ (ના) દરિયા કાંઠાના પથ્થર, એક માછલું.
કાલેરા (ના) અધોક, એક રોગ (અંગ્રેજી)
કાલ્પનિક (વિ) કલ્પિત, તર્કથી શોધેલું.
કાવડ (ના) બે છેડે સીકાં બાંધેલી કામડી.
કાવડીયો (ના) કાવડ ઊંચકનાર.
કાવતરાંખોર } (ના) કાવતરૂં કરનાર.
કાવતરાંબાજ }
કાવતરૂં (ના) કપટ, દગો, છળ, ઠગાઈ.
કાવરૂં (ના) ઘણું બાવરૂં, બેબાકળું.
કાવલું (વિ) નાજુક–શોભિતું–પણ તરત ટળકી જાય એવું
કાવળ (ના) કૂડ, કપટ.
કાવળી (ના) કાચની બાંગડી.
કાવાં (ના) નળિયાની ઓળ
કાવાદાની (ના) કાવો ઉકાળવાનું પાત્ર, કિટલી.
કાવાદાવા (ના) કૂડ, કપટ, બુરી મસલત.
કાવેતર (ના) કાવતરૂં, દગાબાજી.
કાવો (ના) ઘોડાને ચક્રમાં ફેરવવો તે, ખ ધાઈ, ઉકાળેલી કાફી.
કાવોદાવો (ના) કૂડકપટ, ખરૂં ખોટું.
કાવ્ય (ના) કવિતા, પદ્ય, રસિક વાક્યરચના.
કાવ્યચોર (વિ) પારકી કવિતાના વચનો પોતાની કૃતિમાં ઘૂસાડનાર.
કાવ્યચોરી (ના) પરની કવિતામાંથી ચોરવું તે.
કાશ (ના) એક જાતનું ઘાસ.
કાશળ (ના) અડચણ, નડતર, પીડા, હરકત
કાશ્મીર (ના) એક સંસ્થાન તથા ત્યાં થતું ઊનનું એક કાપડ.
કાષ્ટ (ના) લાકડું.
કાષ્ઠઘંટા (ના) લાકડાની ઘંટડી, ડણું, હેડ, નિરર્થક દુઃખ.
કાસકું (ના) કાંસકી, અગિયારમા દિવસનું શ્રાદ્ધ, પાનની દવા.
કાસદ (ના) સંદેશાવાહક, જાસૂસ, ખેપિયો, ટપાલી.
કાસદિયું } (ના) કાસદનું જે કામ તે, દૂતત્વ.
કાસદું }
કાસની (ના) એક વસાણું.
કાસન્દ્રી (ના) પોહોળો પટઘીવાળો લોઢો, એક વૃક્ષ.
કાસીદોરિયો (ના) એક સૂતરાઉ કાપડ.
કાહળ (ના) એક જાતનું વાજું.
કાહિલી (વિ) આળસી, રીબાઇ, કાયર, સુસ્ત.
કાળ (ના) કાલ, સમય, નાશ, મોત, યમદૂત, દૂકાળ, શિવ
કાળક (ના) કાળાપણું.
કાળકા (ના) કાલિકા, મહાકાલિ, એક દેવી.
કાળક્રમણ (ના) વખત ગાળવો તે.
કાળક્ષેપ (ના) નિરર્થક કાળ ગુમાવવો તે.
કાળચક્ર (ના) જીંદગીનો ફેરફાર, ચડતીપડતી.
કાળચંદ્ર (ના) અશુભ ફળદાતા ચંદ્ર.
કાળચોઘડિયું (ના) શનિનું ચોઘડિયું.
કાળજડું (ના) કાળજું (કવિતામાં).
કાળજાની કોર (વિ) ઘણુંજ વહાલું, પ્રાણપ્રિય.
કાળજાનું નસ્યું (વિ) સાવધ, હોશિયાર.
કાળજી (ના) ફિકર, ચિંતા, સંભાળ, ચાનક, ખંત.
કાળજું (ના) કાલેલ, પિત્તાશય.
કાળજું ઠરવું } (ક્રિ) સંતોષ થવો, આંતરડી ઠરવી, પેટ ભરવું.
કાળજું ઠંડું થવું }
કાળજું ફટકવું (ક્રિ) મગજ ખસી જવું, ઘેલું થવું.
કાળજું બળવું (ક્રિ) દલગીર થવું, હૃદય દુખવું.
કાળનિદ્રા (ના) મરણ, છેલ્લી ઊંઘ.
કાળપ (ના) કાળાશ, કાળાપણું.
કાળપરત્વે (અ) વખતને લીધે, સમા પ્રમાણે.
કાળપૂછી (વિ) સાવ કાળા વાળના પૂછડાવાળી.
કાળપ્રસંગ (ના) સમય અને સંજોગ.
કાળભ્રાતિ (ના) વિકાળ સ્વરૂપવાળો પુરુષ.
કાળમાન (ના) વખતનું માપ, ઘડિયાળ, ઘટિકાયંત્ર.
કાળમાપક (વિ) વખત માપનાર.
કાળયાતના (ના) જમ(યમ)ની શિક્ષા.
કાળરાત્રિ (ના) જન્માષ્ટમી, કાળિના જન્મની રાત, અધારી રાત, કાળી ચૌદસ.

કાળવેલિયો(ના)ભૂરકી નાખનાર,ધૂતારો બાવો.
કાળાંગરી (ના) એક ઝાડ તથા તેના દાણા.
કાળા અક્ષર (ના) લખાણ. લેખવાંચન.
કાળાગૃહ (ના) કારાગૃહ, બંદીખાનું, જેલ.
કાળાટ (ના) કાળાપણું, કાળાશ, કાળી ભૂમિ.
કાળાતલ (ના) કાળા રંગના તલ, તલ જેવડા શરીરપરના ડાઘ.
કાળાન્તરે (અ) કાળ વહી જાય તોપણ, કોકાળે, બીજે સમયે.
કાળાબ (ના) કાળા રંગનો અંશ, થોડું કાળાપણું.
કાળિક (વિ) કાલિક, તે કાળનું.
કાળિઅડું (ના) કળિઅડું, કાચું તડબૂચ, એક શાક
કાળિંગરો(ના)પાછલી રાતે ગવાતો રાગ
કાળિયું (વિ) કાળા રંગનું.
કાળિયું (ના) કાળી આંઠી, અફીણ.
કાળિયો (ના) કાળો તમ્બાકુ.
કાળી (ના) કાલિ, (વિ) કાળા રંગવાળી.
કાળી (ના) કાલિકા, મહાકાલિ (દેવી).
કાળીકંઠી } (ના) બજરગરી, સ્ત્રીની ડોકનું એક ઘરેણું.
કાળીગાંઠી }
કાળીચૌદસ (ના) આસો વદ ૧૪,નર્કચતુર્દશી.
કાળીજમીન (ના) ઘઉં, જુવાર, કપાસ, ઇન્ના વેતરની ભોંય.
કાળીજીરી (ના) એક ઝીણાં કડવાં બી
કાળીટીલી (ના) બદનામી, ઠપકો, કલંક.
કાળીપરજ (ના) દુબળા, વગેરે હલકા લોકો, તથા તેના રહેઠાણની જગા.
કાળી મુસળી (ના) એક ઔષધિ.
કાળું (વિ) કાલ, કાળા રંગનું.
કાળુ (ના) કલંક, ડાઘ, અંધારૂ,પાપ,ગુન્હો, લાજ.
કાળુ કરવુ (ક્રિ) નામ ડૂબાવવું, મોં છૂપાવવું.
કાળુંમોહુ (ના) ન જોવાલાયક મુખ.
કાળુંરોણું (ના) આંધળુંધુધળું.
કાળેપાણી (ના) દેશપાર, દરિયાપાર,હદપાર.
કાળોકોપ (ના) મોટો જુલમ, અનર્થ, કેર.
કાળોચોર (ના) અંધારે ચોરીનું કામ કરનાર.
કાળોતરી (ના) મરણના ખબરની ચીઠી.
કાળોવાળો (ના) વિરણ, એક ઔષધિ.
કાળોસરસ (ના) કાળા રંગનો સરસ, એક રસ.
કાળોસોમલ (ના) એક જાતનો સોમલ.

કિંવા (અ) અથવા, વા, યા.
કિકિ (ના) ચાસ પંખી.
કિકિયારી } (ના) ચીસ, તીવ્રો ઊંચો સાદ, ઓચિંતા કકલાણ કરવુ તે.
કિકિયાણ }
કિકિયારી }
કિંકર (ના) ચાકર, દાસ, ગુલામ, સેવક.
કિંકરી (ના) દાસી, ચાકરડી, ગુલામડી.
કિંકિણી (ના) ઘંટડી, ઘુઘરમાળ, ચણીઆની કસ, કદોરો.
કિંગલાણે ચડવું (ક્રિ) ઘણા હરખમાં આવવું.
કિંગલાવું (ક્રિ) ફુલાવુ, ઘણું ખુશી થવું.
કિચકિચ(ના) ચેંચેં,બબડાટ,કચપચ બોલવું.
કિચકિચાવવું (ક્રિ) કચડાય તેમ કરવું, ભીંચી
કિચડ } (ના) કાદવ, પંકજ, ગારો, ચીખલ.
કિચલ }
કિચોડો (ના) આમલીનો ઠળિયો, ચાંચુડો
કિંચિત (અ) થોડુંક, કંઇક, જરા, લેશ, લવ
કિટલી (ના) ચાહ ઉકાળવાનું પાત્ર, ચાહદાની.
કિટાવું (ક્રિ) કટાવુ, કાટ ચડવો, કટાણું થવુ.
કિટિ (ના) સૂવર, વરાહ.
કિટોડો (ના) કીટો, સળ, રસનો ગઠ્ઠો, ગાંઠો
કિતવ (વિ) જુગારી, ઠગ.
કિતાબ (ના) ખિતાબ, ચોપડી, ગ્રંથ, પુસ્તક.
કિતાબખાનું (ના) પુસ્તકાલય, બૂકડીપો.
કિત્તો (ના) ખરડો, ખેતરનો કકડો.
કિ દહાડે (અ) કયે દહાડે, કયી વખતે.
કિનખાપ } (ના) જરીનું વસ્ત્ર, કસબ, જર.
કિનખાબ }
કિનરી (ના) એક તરેહની સારંગી
કિનાત (ના) કનાત, કપડાનો બાંધવાનો પડદો.
કિનાર (ના) બાજુ, કોરણ, છેડો.
કિનારી (ના) ફીત, કોર (વસ્ત્રની).
કિનારો (ના) કાંઠો, પાર, બાજુ, તટ, તીર.
કિન્નર (ના) સ્વર્ગમાંનો ગંધર્વ.
કિન્નરી (ના) કિન્નરની સ્ત્રી, સારંગી
કિફા (અ) કેણીગમ,કયી તરફ (ગ્રામ્ય)
કિફાયત (ના) લાભ, નફો, ફાયદો, ગુણ.
કિમિયાગર (ના) કિમિયો કરનાર.
કિમિયો(ના)હીણી ધાતુને ઊંચી કરવાની કળા.
કિમ્પુરુષ (ના) કિન્નર, એક દેવતા.

ઘરમેળે (અ) માંહોમાંહે, પોતીકું જાણીને. ખાનગી
ઘર વખરો (ના) ઘર વાખરો, રાચરચીલું.
ઘરવટ (ના) કુટુંબી જેવો વહેવાર, સ્નેહભાવ.
ઘર વાખરો (ના) રાચરચીલું
ઘરસંસાર (ના) સંસાર વહેવાર
ઘરસંસારી (ના) ગૃહસ્થાશ્રમી, ગૃહસ્થ.
ઘરસૂત્ર (ના) ગૃહસૂત્ર, ઘરમસાર
ઘરાક (ના) ગ્રાહક, લેનાર, ગુપ્ત
ઘરાકી (ના) ઘરાકનું કામ.
ઘરાણિયા (વિ) ઘરેણે મૂકેલું.
ઘરે (ના) ગ્રહ (જ્યોતિષમાં).
ઘરેડ (ના) ઘરડ, ચીલો.
ઘરેડી (ના) ફરકી.
ઘરેરો (ના) ઘરર ઘરર બોલતો શ્વાસ, અંત-
ઘરેણાઉખત (ના) ગીરોખત. [કાળનો.
ઘરેણું (ના) દાગીના, અલંકાર, શોભા.
ઘરેણે (વિ) ગીરવી.
ઘરોબો (ના) ઘરવટ.
ઘરોળી (ના) ગીલોડી, પલ્લી.
ઘર્મ (ના) ઘામ બાફ ગરમી.
ઘર્ષણ (ના) ઘસારો, ઘાસ
ઘર્ષણી (ના) હરિદ્રા.
ઘવાઈ જવું } (ક્રિ) ફસાવું, નાણાંની નુકસાનીમાં આવવું, ખુટવું.
ઘવાવું }
ઘસોડું (ના) ઘીલોડું, ટીંડોરું, ગોલ
ઘસડવું (ક્રિ) ખણવું, ઉઝરડવું.
ઘસ (ના) કફ
ઘસડવું (ક્રિ) ભોંયપર ખેંચવું, લઈ જવું.
ઘસરકો (ના) ઉઝરડો, કાપો, ઘસારો
ઘસવું (ક્રિ) ઘર્ષણ કરવું [ઓસર, તોટો
ઘસારો(ના)ઘર્ષણની નિશાની, ઘસીને પાવાનુ
ઘસાવું (ક્રિ) ઘસાયથી હાલતમાં આવવું.
ઘસિયો (ના) દૂધે કરમોડી શેકેલો લોટ.
ઘસોટિયા (વિ) શેકેલા લોટનો (લાડુ)
ઘાંચ (ના) ખાંચ.
ઘાંચણ (ના) ઘાંચણ, ઘાંચીની બૈરી.
ઘાંચો (ના) તેલી. ઘાણી રાખનાર
ઘાંચણ (ના) તેલીની સ્ત્રી.
ઘાંઘા (ના) વાંસફોડો, બરડો

ઘાંટી (ના) દાઢી, ગળાની ઘૂંટી.
ઘાંટીપૂરવી (ક્રિ) હડવાની આવવી.
ઘાંટો (ના) સાદ, અવાજ, બરાડો.
ઘાંટો બેસવો (ક્રિ) અવાજ ઘોઘરો થવો.
ઘા (ના) પ્રહાર, જખમ, દરતો, ક્ષત
ઘાએલ (વિ) ઘાયલ, ઘવાયલો.
ઘાઘરી (ના) નાનો ચણીઓ.
ઘાઘરો (ના) ચણીઓ
ઘાટ (ના) નાળો, ઘડતર, આકૃતિ, સીનો, ઓવારો, પહાડ, સહ્યાદ્રિની પૂર્વનો દેશ, યુક્તિ. [કરવી, મારી નાખવું.
ઘાટઘડવો (ક્રિ) આકૃતિ આણવી, તજવીજ
ઘાટડી (ના) ચુંદડી
ઘાટપોત (ના) એક રેશમી કાપડ.
ઘાટી (વિ) ઘાટનું, ગડી, ગામઠી
ઘાટીલું (વિ) દેખાવડું, રૂપાળું.
ઘાડવું (ના) માટલું.
ઘાડવો (ના) ઘડો, ઘર, કુંભ
ઘાડાશ (ના) ઘાટાપણું.
ઘાડું (વિ) લચકા પાતું, જાડું.
ઘાણ(ના)વિભાગ ધૂળધાણી,સથરવથર,સંહાર,
ઘાણી (ના) તેલ કાઢવાનું યંત્ર. [હાટ, પત.
ઘાત (ના) હત્યા, ખૂન, પ્રાણસંકટ, ઘા, એકજ સંખ્યાનો ગુણાકાર
ઘાતક } (વિ) ઘાત કરનાર, ખૂની, નિર્દય, દુષ્ટ.
ઘાતકી }
ઘાતચંદ્ર (ના) હાનિકારક રાશિનો ચંદ્ર
ઘાતવું (ક્રિ) ઘાલવું.
ઘામ (ના) ઘર્મ, પરસેવો, ઉબારો, તડકો.
ઘામચ }
ઘામઠ } (ના) તટમાથી વહાણમાં પાણી ભરાવું તે.
ઘામટ }
ઘાય (ના) ઘાવ, જખમ
ઘાયડમન (વિ) બહાદુર, શૂરો, પહેલવાન.
ઘાયલ (વિ) જખમી, દુખી, દરદી [ડૂબેલા
ઘાયા ખડયાં (વિ) શસ્ત્રથી ઘાએલ થએલા ક
ઘાયો (ના) ઘા. દસ્તો (૨૪ કાગળનો),
ઘારણ (ના) ઘોરનિદ્રા [સાંકેતિક લેખ
ઘારી (ના) એક પકવાન, વાળનો ઘેર, ચક.
ઘાલ (ના) પંગત, હાર

ઘડિયાળાંઇ (ના) ઘડિયાળિયો ઘંટા પાડનાર
ઘાઘમેલ (ના) ઝરણામાં રે, ઝરણું
ઘાઘમેલિયો (ના) ઝરણિયો, ઉતાવળો
ઘાઘવું (ક્રિ) પેસાડવું, ખડેરવું, માથું મારવું.
ઘાવ(ના) ઘા, આઘાત, ક્ષત જખમ[ખાડું જવું
ઘાલિયો (ના) પીડાપર નાખવાનું ઊનનું કાપડ
ઘાસ (ના) ખડ, તૃણ, ચાર, પથારો
ઘિનેલ (ના) એક રાતો હીરો
ઘિયાગ (વિ) જેના દૂધમાંથી ઘણું ઘી નીકળે
ઘિરસો (ના) ઘીનેઢો, કાપો [તેનું (ઢોર)
ઘી (ના) ઘૃત, આજ્ય ઘૃત
ઘીયો (ના) ઘીનો ધંધો કરનાર
ઘીસોડી (ના) પલ્લી, ઘરોળી, ઢેડાડાનો વેઢો
ઘીલોડું (ના) ઢેંઢરું, ગોળું (એક શાક)
ઘીસ (ના) રેન, દોરીનો વરઘોડો
ઘીસવું (ના) બગદ પરે ટવાનું હથિયાર
ઘીસવું (ક્રિ) ઠોકવું, મારવું
ઘુનર (ના) ઘુમટો, લાજ
ઘુનટી (ના)માથે ઓઢવાની સોરી ની કામળી
ઘુઘટ (ના) ઘુમટો, લાજ
ઘુઘરી (ના) માથે ઓઢવાની કામળી
ઘુઘવવું (ક્રિ) ઘુ ઘુ અવાજ કરવો
ઘુટડો (ના) ગોટ, એકે શ્વાસે પીવાય તેટલું
ઘુંટણ (ના) ઢીંચણ
ઘુંટણિયા ભરવા (ક્રિ) ધીરે ધીરે ઘુંટણથી ચાલવું
ઘુંટવું (ક્રિ)ખલ કરવું, ઘસવું ફરી ફરી લખવું.
ઘુંટી (ના) પગની પાની અને નળાના સાંધાની બાજુની હાડકી
ઘુંટો (ના) ઘુંટવાનું ઓજાર
ઘુવડ (ના) ઘુવડ પક્ષી, ઉલૂક [રમવું તે
ઘુઘરમાળ (ના) ઘુઘરાની માળા, તે બાંધીને
ઘુઘરી (ના) ધાતુની પોલી નાનાવાળી ગોળી, એક સીનું ઘરેણું, બાફેલું અનાજ
ઘુઘરો (ના) એક રમકડું, મોટી ઘુઘરી, એક ખાવાનું, મરડિયા, પલાળેલા ચણા
ઘુઘવાટ (ના) જોરમા વહેતા પાણીનો અવાજ
ઘુઘુ (અ) અવાજનું અનુકરણ
ઘુઘવાવું (ક્રિ) જોરથી ફૂકી વગાડવું
ઘુમજ
ઘુમટ } (ના)ગુમજ, અધગોળ શિખર વાળું ઢાકણ (દેહેરાનું)

ઘુમટી (ના) પાના કે વાસની ચૂપડીં જેવી
ઘુમરી (ના) ફિંડાળ [છતરી.
ઘુમરડી (ના) ફેર, ચક્કર
ઘુમરાવું (ક્રિ) મોડું નડવું, અંધરાવું.
ઘુરકવું (ક્રિ) ડોળા કાઢવા, દાંતીઆ કરવા
ઘુરકિયા (ના) ડોળા
ઘુસવું (ના) પેસવું, દાખલ થવું.
ઘુસ્સો (ના) ગુસ્સો, ક્રોધ, મુક્કો
ઘૂક (ના) ઉલૂક, ઘુવડ
ઘૂટ (ના) ઘૂટડો, ઘાટો
ઘૂડ (ના) ઘુવડ, ઉલૂક
ઘૂમ (અ) બેભાન, ગરક
ઘૂમવું (ક્રિ) ચોમેર અવાજ કરવો, મચવું.
ઘૂસ (ના) કોળ, મોટો ઉંદર [મહાલવું
ઘૂસિયું (ના) કોળવાઈ,ઘૂસ પકડવાનું પાંજરું
ઘૃત (ના) ઘી, રૂપ, આજ્ય, તાજેલું માખણ
ઘૃતવર (ના) ઘેબર, એક પકવાન્ન
ઘેઘર (ના) ધાડ છાયા, અંધકાર
ઘેઠ (ના) ઘાસમા ઉકાળેલા ઘાટનો ઓસાક
ઘેટું (ના) મેંઢું, ગાડર
ઘેન (ના) ખુમારી, તંદ્રા
ઘેબર (ના) ગેબર, ઘૃતવર (પકવાન)
ઘેબરિયો (ના) ઘેબર જેવો મીઠો
ઘેર (ના) ઘેરાવો, હદ, પરિધ, ધારી, ઘેરિયાનું ટોળું ઘરે
ઘેરદાર (વિ) ફરતા ઘેરવાળું (કપડું)
ઘેરમેહા (અ) આયઘર, બહાર ગયાવિના
ઘેરમેરાવું (ક્રિ) રજ મળવી, બરતરફ થવું
ઘેરવું (ક્રિ) કબજે કરવું, કેદ કરવું, રોકવું.
ઘેરાવ (ના) પરિધ, ઘેર, ઘેરાવો
ઘેરાવું (ક્રિ) સકડાવું, અંધરાવું.
ઘેરાવો (ના) ઘેર, પરીઘ
ઘેરિયો (ના) ઘેર રમનારો
ઘેરૂ (વિ) પાકું, ચકચૂર, ખુમારીવાળું
ઘેરેઘેર (અ) બધાને ઘેર, દરેક ઘરમા
ઘેરો (ના) ઘેરાવ
ઘેરો ઘાલવો (ક્રિ) ચોમેરથી રોકવું
ઘેલચકું (ના) ઘેલીના પેટનું છોકરું
ઘેલછા (ના) ઘેલુંક ઘેલાપણું.
ઘેલરી (ના) ઘેલી (કવિતામા)

ઘેલસફ્ફું (વિ) ઢંગવગરનું.
ઘેલાં કાઢવાં (ક્રિ) લાડમાં ઘેલાઈ કરવી.
ઘેલાઈ (ના) ઘેલછા, ગાંડપણ.
ઘેલું (વિ) ગાંડું, અક્કલમાંસલી.
ઘેંસુ (ના) રજ, ધૂળ.
ઘોંકવું (ક્રિ) કોણી મારવી, મુક્કી મારવી.
ઘોંકો (ના) મુક્કો, ગોદો, કોણીનો ઘા.
ઘોંગાટ } (ના) કકળાણ, બૂમ. શોર, ભેગો
ઘોંઘાટ } થએલો અવાજ.
ઘોંચવું (ક્રિ) ભોંકવું, ઊઘાડવું.
ઘોંટવું (ક્રિ) ઘોર ઊંઘવું, ચુંટવું.
ઘો (ના) એક પ્રાણી. ચંદનઘો, પાટલાઘો
ઘોકવું (ક્રિ) ઘોંકવું, મુક્કી મારવી.
ઘોકો (ના) ઘોંકો, ગોદો.
ઘોઘર (ના) બાહુક, આવો.
ઘોઘરરાણો (ના) ઘોઘરનો રાજા, એક પૂતળું.
ઘોઘા (ના) કાઠીઆવાડનું એક બંદર.
ઘોઘારી (વિ) ઘોઘા અંદરનું.
ઘોઘો (ના) ઘોબો, મૂર્ખ.
ઘોઘોરાણો (ના) ઘોઘરરાણો.
ઘોચવું (ક્રિ) ઘોંચવું, પેસાડવું.
ઘોઝારૂં (વિ) ગોઝારૂં, ગોઝું.
ઘોટ (ના) ઘૂટ, ગોટ, ઘૂંટડો.
ઘોટક (ના) ઘોડો, તુરગ, વાજિ, હય, અશ્વ
ઘોટગાંઠ (ના) બેવડી ગાંઠ.
ઘોડદોડ (ના) ઘોડાની સરતનું સ્થાન.
ઘોડમહાલ (ના) ઘોડીથી બાદશાહને ઘેરવો તે (સેતરંજમાં).
ઘોડમુખું (ના) ઘોડાના જેવા મુખવાળું.
ઘોડલી (ના) ઘોડી (લાડમાં).
ઘોડવેલ (ના) ઘોડાગાડી, ચારટ. [જમાં)
ઘોડાગાંઠ (ના) ઘોડગાંઠ, ગાડીનું જોર (સેતરં-
ઘોડાગાડી (ના) ઘોડાની ગાડી, ચારટ.
ઘોડાર (ના) તબેલો, અશ્વશાળા.
ઘોડાવછ, ઘોડાવજ (ના) એક સુગંધી મૂળિયું.
ઘોડાવાળો (ના) ચરવાદાર. રાવત.
ઘોડિયું (ના) ચોપગી બાળકની ઝોળી બાંધ-વાની ઘોડી. [લિહેર, ટેકો, એક મોહરૂં.
ઘોડી (ના) ઘોડાની માદા, ખીંટી, બેસણી,
ઘોડું (ના) દુર્બલ ઘોડો, ઘોડેસ્વાર.
ઘોડેસ્વાર (ના) અસવાર.
ઘોડો (ના) ઘોટક, અશ્વ, હય.
ઘોઢલ્યો (ના) બળદિયો, સાંઢ.
ઘોણ (ના) ઘેણ, મોટો હથોડો.
ઘોણા (ના) ઘોડાનું નાક.
ઘોણિયું (ના) ઠેકો.
ઘોણી (ના) સુવર, ડુકર, વરાહ.
ઘોબો (ના) ગોબો, વાસણમાં પડેલો ખાડો
ઘોર (ના) ઊંઘતાં નીકળતો અવાજ, કબર નો ખાડો, ખરજ, કયાસ.
ઘોર (વિ) ભયંકર, અધમ.
ઘોરઅંધારી (વિ) બિહામણી કાળી (રાત),
ઘોરંભાવું (ક્રિ) અંધરાવું.
ઘોરવું (ક્રિ) ઊંઘતાં અવાજ કાઢવો.
ઘોરરાસન } (ના) શિયાળ.
ઘોરરાસી }
ઘોરા (ના) રાત્રિ.
ઘોલ્લો (ના) વગર તેડે આવેલો, એક પંખી. ખાસી કરેલો વાછડો.
ઘોષ (ના) ગોખવું તે, અમુક સ્વર, ભરવાડનું ઝુંપડું, તબેલો, કાંસું.
ઘોષવતી (ના) વીણા.
ઘોળ (ના) ગભરાટ,મુંઝવણ,વાદવિવાદ, અંધેર.
ઘોળવું (ક્રિ) ચોળીને નરમ કરવું, વિચારવું.
ઘોળવું (ના) ભાંગેલું દહીં.
ઘોળાઘોળ (ના) સંકલ્પવિકલ્પ, સંદેહાવસ્થા.
ઘોળાયા કરવું (ક્રિ) વખત ગાળવો,ખોટી થવું.
ઘોળાવું (ક્રિ) ચોળાઈને નરમ થવું.
ઘોલ્યુ (અ) હરો! છાને! ઓછું!
ઘ્ન (પ્ર) નાશક અર્થે, જેમ કૃતઘ્ન, કર્ણઘ્ન.
ઘ્રાણ (ના), નાક, ગંધ.
ઘ્રાણેંદ્રિય (ના) નાસિકા, નાક.

ઙ

ઙ (ના) પાંચમો વ્યંજન. આથી આરંભાતા શબ્દો નથી (તેથી પ્રેસમાં બીબાં નથી). શબ્દની વચમાં ક, ખ, ગ, ઘ, એ ચાર વ્યંજ-નોની પૂર્વે (ઙ્) એ આવે છે. ત્યાં એને બ-દલે અનુસ્વાર મૂકાયછે. જેમ: અઙ્ક=અંક; શઙ્ખ=શંખ; ગઙ્ગા=ગંગા; સઙ્ઘ=સંઘ.

## ચ.

ચ (ના) છઠ્ઠો વ્યંજન.
ચ (અ) અને, પુનઃ [નાચ ઈ૦
ચ (આ) "ત્ય"નો. જેમ સત્ય, સાચ, નૃત્ય,
ચઈતર (ના) ચૈત્ર (મહિનો).
ચઉટું (ના) ચૌટું, નાનું બજાર.
ચઉદ (વિ) ચૌદ, ૧૪ (સંખ્યા).
ચક (ના) ઝીણી સળીનો પડદો (જનાનાનો)
ચક (અ) છક, ચકિત.
ચકચક (અ) ચળકાટ દર્શક.
ચકચકતું (વિ) ચળકતું, સાફ, સ્વચ્છ.
ચકચાર (ના) ખંત, તપાસ, પૂછપરછ.
ચકચૂંધ (ના) ખાંચખૂચ, માયાફૂર, ચામોદી.
ચકચૂર (વિ) ગરક થયલું, તલ્લીન, નિમગ્ન.
ચકડોલ (ના) ઉપર નીચે ચક્રમાં ફરતા
ચકડી (ના) ચકરડી, ફીરકી. [હિંચકા, ચક, ફેર.
ચકડું (ના) ચકરડું, ચક્ર.
ચકતી (ના) ફીરકી, ચક્કર.
ચકતું (ના) ઢેકું, ચપટું ગોળપડ.
ચકદવું (ક્રિ) કચરવું, ખૂંદવું, ચાંપવું.
ચકમક (ના) એક આગિયો પથ્થર.
ચકમક કરવી (ક્રિ) ટંટો થવો, બોલાચાલી થવી
ચકમંડળ (ના) ચક્રમંડળ, ચકરાવો, મશ્કરા-
ચકમો (ના) બનાત. [ની ટોળી.
ચકર, ચકરચકર, ચકરભમર (અ) ચક્કરની પેઠે
ચકરડી (ના) એક રમકડું, ચકી. [ફરતું તે.
ચકરડી ભમરડી (ના) ફુદડી, ભમરડાની પેઠે
ચકરડું (ના) ચક્ર–પૈડાની વાટ, ખપરડું, કુંડાળું.
ચકરદા (વિ) હૃષ્ટપુષ્ટ, જાડો (પુરુષ).
ચકરાવો (ના) ફેરાવો, પરિધ, ચક્રવ્યૂહ.
ચકરી (ના) ચકરડી, ફેર.
ચકરીદાર (વિ) ચકરીવાળી, દક્ષિણી (પાઘડી).
ચકલી (ના) ચલ્લી, ચકલાની માદા.
ચકલું (ના) ચકલીનું બચ્ચું. [પાઇ.
ચકલેદાર (ના) ચકલાની સંભાળ રાખનાર સી-
ચકલે મૂકવું (ક્રિ) ઊઘાડું પાડવું. [ચલ્લો.
ચકલો (ના) ચાર રસ્તાનું નાકું, મોહોલ્લો,
ચકવાચકવી (ના) ચક્રવાક, એક પંખી,
ચકવે (ના) ચક્રે. [વિખૂટાં આશકમાશૂક.
ચકાર (ના) ચ અક્ષર કોઈપણ બોલ.
ચકિત (વિ) છક, આશ્ચર્ય પામેલું, ગાભરું.
ચકોતરું (ના) એક મોટા લીંબુ જેવું ફળ.
ચકોર (ના) એક ચચળ પંખી. [મજનાર.
ચકોર (વિ) ચચળ, ચાલાક, સહજમાં સ-
ચક્કર (ના) ચક્ર, ફેરો, આંટો, પરિધ, તમ્મર,
ચક્કી (ના) ચાકી, ઘંટી. [એક હથિયાર.
ચક્ર (ના) પૈડું, ગોળાકાર વસ્તુ, ચાક, દરિયાઈ
જંતુનું ઘર, સુદર્શન, એક હથિયાર, એક
ચિહ્ન, રાજ્ય, ખટચક્રમાંનું એકેક, કુંડાળું.
ચક્રદંડ (ના) એક અંગકસરત.
ચક્રપાણિ (ના) વિષ્ણુ, હાથમાં ચક્ર ધરનાર.
ચક્રવર્તી (ના) મોટો રાજા, શહેનશાહ, એક
ચક્રે રાજ કરનાર.
ચક્રવાક (ના) ચકવાચકવી, એક પંખીનું જોડું.
ચક્રવાત (ના) વંટોળિયો. [વ્યાજ
ચક્રવૃદ્ધિ (ના) એક જાતનું વ્યાજ (વ્યાજનું
ચક્રવ્યૂહ (ના) ચકરાવો, ચક્રાકારે સૈન્યની રચના-
ચક્રાકાર (વિ) ચક્ર જેવા આકારનું, ગોળ.
ચક્ષુ } (ના) આંખ, નૈન, નેત્ર, નયન, અક્ષિ,
ચખ } લોચન, દૃગ.
ચખાડવું (ક્રિ) ચાખવા આપવું.
ચગદવું (ક્રિ) ખૂંદવું ચાંપવું, ચકદવું.
ચગવું (ક્રિ) ઉડવું. (કનકવાનું).
ચગળવું (ક્રિ) ચાવી ચાવીને ખાવું.
ચગાવવું (ક્રિ) હવામાં ઉરાડવું (પતંગ).
ચગી જવું (ક્રિ) સંકેતમાં સમજવું.
ચગું (વિ) ચંચળ, ચાલાક, ચકોર.
ચગુ (ના) રેલનો કાદવ, ઠરેલી માટી.
ચંગ (વિ) સ્વચ્છ, શુદ્ધ, આનંદી, એક વાજું,
ચંગ (અ) ઊંચાં, ઘટા, કંઈ નહિ અર્થે. [પતંગ.
ચંગા (વિ) ચંગ, સ્વચ્છ.
ચંગારી (ના) ચણગારી, તણખો, રજ.
ચંગોડી (ના) સોડ, મોઢું લૂગડે ઢાંકવું તે.
ચચણવું } (ક્રિ) ચણચણવું, બળવું, ચોંટવું.
ચચરવું }
ચચ્ચાર (ના) ચાર ચારનો ચોક.
ચચ્ચોમચ્ચો (ના) મા બહેનની ગાળ.
ચંચ (ના) ચાંચ, ચંચૂ (પંખીની).
ચંચળ (વિ) ચળ, ફરતું, હલતું, ચાલાક, ચપળ

ચંચળા (ના) વીજળી, લક્ષ્મી, એક વૃત્ત.
ચંચળાઇ (ના) ચપળતા, હોશિયારી.
ચંચૂ (ના) ચાંચ.
ચટ (અ) ઝપટ, તાકીદે.
ચટક (ના) એક પખી, ચકલો.
ચટક (વિ) દીપતું, લાલચોળ.
ચટકવું (ક્રિ) ડંખવું, દીપવું, છટકવું.
ચટકી (ના) ચપટી, ડંખ.
ચટકો (ના) દંશ, ડંખ, રીસ, ચાલ્લો.
ચટણી (ના) વાટીને કરેલું અથાણું, ચાંટણ.
ચટપટ
ચટપટી } (ના) કાળજી, ખંત, તાલાવેલી, અકળામણ, સંતાપ.
ચટાઇ (ના) સાદડી, ઘાસનું પાથરણું.
ચટાચટ (અ) ઝટઝટ, જલદીથી.
ચટાડવું (ક્રિ) કોઇ ચાટે તેમ કરવું.
ચટાપટી (ના) ચટપટ, સંતાપ.
ચટિયો (વિ) જીદ્દી, મમતી, હઠીલો.
ચડાચડ (અ) ઝટ, જોતજોતામાં.
ચઃઉતર (ના) વધઘટ, ચડવું ને ઉતરવું.
ચડણ (ના) ચઢણ, ઊંચે ચઢવાનો માર્ગ.
ચડતી (ના) ચઢતી, આબાદાની, ઉત્કર્ષ, ફતેહ.
ચડતી (વિ) ઊંચી, વધતી.
ચડતું (વિ) ચઢતું, વધતું, શ્રેષ્ઠ.
ચડતા દહાડા (ના) આબાદીનો વખત.
ચડતી બાંજણી (ના) હલકી કીમતની રકમને ભારે કીમતમાં આણવી તે.
ચડપ ચડપ (અ) જલદીથી.
ચડપવું (ક્રિ) ઝડપવું, ઝુંટી લેવું.
ચડભડવું (ક્રિ) ગુસ્સે થવું, લડવું.
ચડભડાટ (ના) બોલાચાલ, તકરાર.
ચડવું (ક્રિ) ઉપર જવું, વાંકું વળવું, ઊંચુ થવું, વધવું, ઉત્કર્ષ થવો, જોસ વધવો, છકવું, આવવું, વળગવું, ધરાવું, તૈયાર થવું, ફૂલવું, રળવું.
ચડવો (ના) રાહિયો.
ચડસ (ના) ચરસ, એક કેફ, લલુતા
ચડસાચડસી (ના) ચરસાચરસી, સ્પર્ધા.
ચડાઇ (ના) ચઢાઇ, હુમલો, તૈયારી.
ચડાઉ (વિ) પૂલણજી.
ચડાચડી (ના) સરસાઇ, હોંસાતોંસી.
ચડાણ, ચડાવ (ના) સ્વારી, ઉપાડ.
ચડાવવું (ક્રિ) ચડે તેમ કરવું, ઉપર મૂકવું, ખાવું, ઉશ્કેરવું, છૂટ આપવી, કબુલવું, અર્પવું.
ચડાવો (ના) ચડાવ, ચડાણ.
ચડિયાતું (વિ) વધારે સરસ, ચડતું.
ચડેલ (વિ) ચડાઉ, ઉશ્કેરાટું.
ચઢવું (ક્રિ) ચડવું.*
ચણગી (ના) ચીંગારી, તણખો, વિસ્ફુલિંગ.
ચણચણ (અ) અવાજનું અનુકરણ.
ચણચણવું (ક્રિ) ચચણવું.
ચણચણાટ (ના) ચણચણનો અવાજ.
ચણતર (ના) ચણવાની રીત, બનાવટ.
ચણવું (ક્રિ) ચણતર કરવું, ઊભાવવું.
ચણા (ના) ચણક, એક કઠોળ.
ચણાપણી (ના) ચણાનો છોડ, તેની લુડી.
ચણાપાપડી (ના) એક મીઠાઇ.
ચણિયારું (ના) બારણું ફરવાનો ખાડો.
ચણિયો (ના) ઘાઘરો.
ચણોટી
ચણોઠી } (ના) ગુંજા, વા વાલ, રા ચેન.
ચણ્ડ (વિ) ક્રોધાયમાન, તુંદ મીજાજી.
ચણ્ડાલ
ચણ્ડાળ } (ના) શ્વપાક, બ્રાહ્મણીને પેટે શૂદ્રથી થએલી પ્રજા, ઢેડો.
ચણ્ડાળ (વિ) નિર્દય, ઘાતકી, દુષ્ટ.
ચણ્ડાળ ચોકડી (ના) લુચ્ચાની ટોળી.
ચણ્ડાળણી (ના) ચંડાળની સ્ત્રી. પાપણી
ચણ્ડુલ (ના) અફીણનો રસ, એક કેફ.
ચણ્ડોલ, ચણ્ડોળ (ના) એક પંખી.
ચતરંગ (ના) એક વાજું, એક ગીત.
ચતરાઇ (ના) ચતુરાઈ, હોશિયારી, દક્ષતા.
ચતું (વિ) પીઠપર પડેલું, સવળું.
ચતુપાટ (વિ) પાટલા જેવું ચતું.
ચતુર્ (વિ) ચાર, ૪ (સંખ્યા), જેમ ચતુર્ભુજ.
ચતુર (વિ) હોશિયાર, દક્ષ, રસિક, પક્કું.

* આ પ્રમાણે ઘણાખરા ચડ ધાતુના શબ્દોમાં ચડ (એટલે ડ ને ઠેકાણે ઢ) લખાય તથા બોલાય છે. પોકળ રૂઢી અને શિષ્ટસપ્રદાય જોતાં બંને પ્રયોગો યોગ્ય છે. માત્ર વિસ્તાર ન થવા માટે અત્રે બધા શબ્દોને બેવડાવ્યા નથી.

ચતુરંગ } (વિ) ચાર જાતનું (સૈન્ય),હાથીના
ચતુરંગી } સ્વાર, ઘોડેસ્વાર,રથી અને પેદલ
ચતુરસીમા (ના)ચતુરસ્સીમા,ચારે બાજુની હદ
ચતુરસુજન (વિ) દક્ષ અને સુજ્ઞ, ભણેલું
ચતુરા (ના) ચતુર સ્ત્રી [ગણેલું.
ચતુરાઈ (ના) ચાતુર્ય, કામેચ્છિયત, પક્કાઈ.
ચતુરાનન (ના) ચાર મુખવાળો બ્રહ્મા
ચતુર્ઘાત (ના) એકની એક સંખ્યાનો ત્રેવડો
ચતુર્થ (વિ) ચોથો. [ગુણાકાર
ચતુર્થાંશ (ના) ચોથો ભાગ, ૦ા (પા)
ચતુર્થી (ના) ચોથ, પખવાડિયાનો ૪થો દિન.
ચતુર્દળ (વિ) ચાર પાખડીવાળુ.
ચતુર્દશ (વિ) ચૌદ, ૧૪ (સંખ્યા), ૪+૧૦
ચતુર્દશી (ના) ચૌદસ
ચતુર્ધા (અ) ચાર પ્રકારે
ચતુર્ભુજ (વિ) ચાર ભુજાયુક્ત, ૪ હાથવાળુ.
ચતુર્ભુજ (ના) વિષ્ણુ, સરસ્વતી.
ચતુર્વિધ (ના) ચાર પ્રકારનુ.
ચતુષ્કોણુ (ના) ચોખૂણુ
ચતુષ્ટય (ના) ચારનો સમુદાય
ચતુષ્પદ (ના) ચોપગા પશુ, એક કરણ
ચત્તુ (વિ) ચતું, ઉધુ નહિ તે
ચતુભુજ (વિ) ચતુર્ભુજ, ચાર હાથનુ.
ચન્ત (ના) ચિન્ત્ય, સ્વામી
ચંતા (ના) ચિંતા, ફીકર, કાળજી.
ચંદ (ના) ચંદ્ર, ચાદલો
ચંદ (પ્ર) શ્રાવકના નામને લાગે છે, જેમ
ચંદ (વિ) થોડુ, જુજ. [પ્રેમચંદ
ચંદન (ના) સુકડ, ડીલ્લુ, એક સુગંધી કાષ્ટ
ચંદનઘો (ના) એક જાતની ઘો (પખી)
ચંદનચૂડી (ના) આગળ પહેરવાની ચૂડી
ચંદનહાર (ના) એક ગળાનુ ઘરેણું [રવો
ચંદની (ના) ચાદની, ચંદ્રપ્રભા, સફેત ચંદ-
ચંદરવો(ના) માંડવાની ઉપર બાંધવાનુ કપડુ
ચંદરસ (ના) ચંદ્રસ
ચંદા (ના) ચંદ્ર જેવી કાંતિવાળી સ્ત્રી, ચંદની
ચંદાવુ (ક્રિ) ભફાઇને ચાડુ પડવું.
ચંદી (ના) ઢોરને આપવાનુ અનાજ.
ચંદેરી (ના) એક ગામ, તથા ત્યાની ચીજ્તે
ચંદ્ર (ના) એક ગ્રહ, સોમ, ચાંદ્લો, એક
ચંદ્રક (ના) ચાદલો, ચાહ્લો [સ્ત્રીનુ લુગડું.
ચંદ્રકળા (ના) ચંદ્રબિંબનો ૧૬મો ભાગ, એક
ચંદ્રકાંત (ના)એક ચળકતો ઝરતો ઠંડો પથ્થર.
ચંદ્રગ્રહણ (ના) પૂનેમનુ ગ્રહણ, ચંદ્ર સૂર્યની
વચ્ચે પૃથ્વીનું આવવુ
ચંદ્રજ્યોતિ (ના) ચાદની, બપોરિયુ.
ચંદ્રમણી (ના) ચંદ્રકાંત [તારાઓ.
ચંદ્રમંડળ (ના) ચંદ્ર તથા તેની આસપાસના
ચંદ્રમા (ના) ચંદ્રમસ, ચંદ્ર, ચાદ, શશિ.
ચંદ્રમુખી (વિ) ચંદ્ર જેવા મુખવાળી (સ્ત્રી)
ચંદ્રમૌલિ (ના) શિવ (જટામા ચંદ્ર રાખનાર)
ચંદ્રવદના (વિ) ચંદ્રમુખી
ચંદ્રશેખર (ના) શિવ, ચંદ્રમૌલિ.
ચંદ્રાવળા (ના) એક જાતની ગુજરાતી કવિતા
ચંદ્રાવળી (ના) એક ગીત
ચંદ્રિકા (ના) ચાદરણુ, ચાદની
ચંદ્રુસ (ના) એક ગુંદર
ચંદ્રોદય (ના) ચંદ્રનુ ઉગવુ તે
ચપ (અ) મેળવુ અગ્કાવવાની સંજ્ઞા
ચપકાવવુ (ક્રિ) ગરમ ચીજને ચાપવી, ડામવું
ચપકો (ના) હળવો ડામ
ચપચપ (અ) ઝડપથી, અવાજનુ અનુકરણ
ચપચપવુ (ક્રિ) ચાપી જોતા તાર નીકળે એવું
ચપચપુ (વિ) ચીકણું અને ભીનુ. [થવું.
ચપટ (અ) ચપ્પટ, પલાઠીએ બેસવુ
ચપટાવુ (ક્રિ) દબાવુ, નુકસાનમા આવવુ.
ચપટી (ના) અંગુઠા સાથે તર્જની કે મધ્ય-
માનુ જોડાણ, જરાક, પળક
ચપટું (વિ) ચંપાયલુ, દબાયલુ, ચીપુ.
ચપડવુ (ક્રિ) ટીપીને ચપટું કરવુ
ચપડાવવુ (ક્રિ) ચપચપ ખાઈ જવુ, ચોરવુ,
ચપડે તેમ કરવુ
ચપડિયો (ના) ખાલ્લુ ચપડનાર
ચપણુ (ના) બટેરું, સકોરું, રામપાતર
ચપરાસ(ના) પતરાજ,તામની ધાતુની તખતી.
ચપરાસી (ના) ભડાઇ, પટાવાળો દૂત
ચપલ } (વિ) ચાલાક, ચંચળ, ઉદ્યોગી.
ચપળ }
ચપળતા (ના) ચાલાકી
ચપળા (ના) આખ મીચામણાં

ચપળા (ના) ચપલા, વીજળી, દામિની,ચપળ
ચપળાઈ (ના) ચપળતા, ચચળાઈ [સ્ત્રી
ચપાચપ (અ) ઝડપથી, ટપોટપ, ચુપાચુપ
ચપાટવુ / ચપાટી જવુ } (ક્રિ) સપાટાબધ ખાઈ જવું
ચપેટ / ચપેટી } (ના) ઝપાટો, પજો, ફાસો, ધક્કો, નુકસાન, પ્રેતપીડા.
ચપ્પ (અ) ચપ, મુગા રહેવાની સૂચના
ચપ્પટ (અ) પલાંઠી વાળીને બેસવુ તે
ચપ્પુ (ના) ચાકુ, કલમતરાશ
ચબરાક (વિ) ચપળ, ચાલાક
ચબાબલુ (વિ) વાયડું, અટકચાળુ,વીબાવલુ
ચબૂતરો (ના) ચાવડી, ચોળી, જેટ [અગ્રેજી]
ચબોલા (ના) સામસામા પ્રશ્નોત્તર
ચભડવુ (ક્રિ) ચીડવુ, ક્રોધમા બોલવુ.
ચભડાટ (ના) કકાસ, બોલાચાલ [આકર્ષણ
ચમક (ના) ચળકાટ, ચમકારો, એક રોગ,
ચમકપથ્થર (ના) લોહચુબક
ચમકવુ (ક્રિ) ચોકવુ, ઝબકવુ, ઓચિતુ પ્રકા
ચમકળી (ના) ચપાકળી, એક ઘરેણું. [શવુ
ચમકાટ / ચમકારો } (ના) ઝબકારો, ચમચમ થતો અવાજ, દેખાઇને લોપ થતો પ્રકાશ
ચમકાવવુ (ક્રિ) બીવડાવવુ, શિક્ષા કરવી
ચમચમ (અ) એવો અવાજ, બળતરા
ચમચમવુ (ક્રિ) બળતરા થવી
ચમચી (ના) ખલેચી, નાનો ચમચો [પાત્ર
ચમચો (ના) લાબા છાબરા ચાટાનુ દાંડીવાળુ
ચમડી (ના) ચપડી, ચામડીનુ દબાનુ
ચમટો (ના) અગુઠો અને તર્જનીથી ચામડી અમળાવવી તે, લાગો ચીપીઓ, હજામનુ
ચમડી (ના) ચામડી [એક ઓજાર
ચમત્કાર (ના) આશ્ચર્ય, અદ્ભુત બનાવ
ચમત્કારિક / ચમત્કારી } (વિ) આશ્ચર્યજનક, નવાઈનુ, આનદદાયક
ચમન (ના) બાગ, મઝો, આનદ
ચમરી (ના) અનાજની ફૂમતી, ચમ્મર
ચમાર (ના) ખાલપો, ચામડા સાફ કરનાર
ચમેલી (ના) ચપેલી, એક ફૂલ
ચમ્પક (ના) ચપો, એક ફૂલ તથા તેનો છોડ
ચમ્પત થ (ક્રિ) નાસી જવુ

ચમ્પલ (ના) એક જાતનો જોડો
ચમ્પાવરણુ (વિ) ચપાના ફૂલના રગનુ.
ચમ્પાવવુ (ક્રિ) દબાવવુ તે, પગચમ્પી
ચમ્પૂ (ના)ગદ્યની એકજાત, જેમ રૂક્મિણી ચમ્પૂ
ચમ્પેલી (ના) એક જાતના ધોળા ફૂલ
ચમ્પો (ના) ચમ્પક, એક પીળુ ફૂલ
ચમ્બુ (ના) લોટો
ચમ્બુડી (ના) છેક નાનો ચમ્બુ
ચમ્બેલી (ના) ચપેલી
ચમ્મર (ના) ચામર, મોરી પીછી
ચર (ના) ખાઇ, યામ્યોત્તરનુ અતર,ચરવાનુ સ્થળ, મેષ, કર્ક, તુલા, મકર રાશિ સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા શતતારકા નક્ષત્રો
ચર (વિ) જતુ, ચરનાર
ચરકલો (ના) ચકલો
ચરકવુ (ક્રિ) બાળકનુ અઘવુ
ચરખ, ચરખો (ના) કપાસિયા ને રૂ જુદા પાડવાનો સાચો, ખરાદ
ચરખી (ના) નાનો ચરખો, પવનચક્કી
ચરચા (ના)ચર્ચા, લોકવાયકા, વાદ, સભાપણુ
ચરચાવવુ (વિ) ચરચા ચલાવવી
ચરચાવુ (ક્રિ) ગવાવુ
ચરણ (ના) પગ, કવિતાનુ પાદ, તુક.
ચરણામૃત (ના) પૂજ્યના પગધોયલુ પાણી
ચરણારવિદ (ના) ચરણરૂપી કમળ
ચરણો (ના) ધાઘરો, ચણિયો
ચરણોદક (ના) ચરણામૃત
ચરન્દુ (ના) ચોપગુ પશુ
ચરબી (ના) ચર્બિકા, ચામડીની અદર ઠરેલો ચીકણો પદાર્થ, ચામોઢી
ચરબીદાર (ના) ચરબીવાળુ
ચરરર (અ) અવાજનુ અનુકરણ
ચરવાદાર (ના) ઘોડાવાળો, રાવત
ચરવી (ના) નાનો ચરુ
ચરવુ (ક્રિ) પશુનુ ખાવુ, ફરતા ખોરાક
ચરસ (ના) એક કેફ, લલુતા [મેળવવો
ચરસાચરસી(ના)ચડસાચસી, સરસાઇ, હો
ચરાઈ(ના)ઢોર ચરાવવાની મજુરી [નાતોસી
ચરાગ (ના) દીવો, બત્તી
ચરાચર (વિ) જગમ સ્થાવર

ચાંગળુ (ના) અર્ધ ખોબો હાથના પંજાનો ખાડો
ચાંચ (ના) ચંચૂ, પંખીના મુખની ટોચ, અણીદાર ભાગ [જનુ
ચાચર, ચાચળુ (ના) એક જાતનો ઉદરો
ચાંચવો (ના) એક ખોદવાનું ઓજાર
ચાંચિયો (ના) દરિયાઈ ચોર
ચાંચુ (ના) મોંપાળ અક્ષર-બોલ
ચાંદ (ના) ચંદ્ર, ચાંદો
ચાંદરણું (ના) ચાંદરણું, ચંદની
ચાંદની (ના) ચંદ્રપ્રભા, અજવાળી રાત
ચાંદબીજ (ના) શુદ બીજ, ચાંદરાત
ચાંદરડા (ના) તારા, નક્ષત્ર
ચાંદરણ (ના) ચાંદની, ચંદ્રપ્રકાશ
ચાંદરાત (ના) ચાંદબીજ
ચાંદલીયો (ના) ચાંદો, ચંદ્ર
ચાંદલો (ના) ચાલ્લો, શુભકારજની ભેટ
ચાંદી (ના) શુદ્ધ રૂપું, ખાખ, ચાંદુ, ગરમીનો
ચાંદું (ના) ચામડીનું ચાંદું [રોગ
ચાંદો (ના) ચંદ્ર, ચાંદ, ચંદ્રકાર લાંછન
ચાપ (ના) કળ, કમાન, દાબ ચેતવણી, લાગ
ચાપણ, ચાપણી (ના) દબાણ, ઉશ્કેરણી
ચાપતી (વિ) આકરી, સખત
ચાપવુ (ક્રિ) દાબવું, લાગ દેખી તપાસવું
ચાપુ (ના) ફણસનો ગોટલીવાળો ગર ચંપો, નથની વચમાં ફરતા મોતી સાથેનો ટીડો, માથાનું એક ઘરેણું
ચાલ્લાવહેવાર (ના) ચાલ્લો કરીને જમવાનો
ચાલ્લો (ના) ચાંદલો [વ્યવહાર
ચા (ના) ચાહ ઈચ્છા હેત [લનો મુખી
ચાઉસ(ના)સીપાઇનો જમાદાર લશ્કરી હમા
ચાક (ના) સોટો, ચક, પૈડું, એક ઘરેણું ભ
ચાકટ, ચાકણુ (ના) ચાકળ, એક સર્પ [ગતિ
ચાકર (ના) દાસ સેવક, ગુલામ, વહીતરો
ચાકરડી (ના) દાસી, વહીતરી
ચાકરિયુ (ના) ચાકરી પેટે આપેલું ખેતર ઈ૦
ચાકરી (ના) સેવા, દાસપણું પગાર ફરજ
ચાકળો (ના) કાચળીપર ભરેલી એક તરેહ
ચાકળ, ચાકળણ (ના) બે મોઢાની સાપણ
ચાકળી (ના) નાની ધડુલી, અટકણ
ચાકળો (ના) આસનીયો ગોળી ધરેણ, ગાદી
ચાકી (ના) ગોળ ચપટો કકડો, વિશેષ ટગ
ચાકુ (ના) ચકતુ, ખજુરનું વાળિયુ, ઠેકુ
ચાકુ (ના) ચપ્પુ છરી, કલમતરાશ
ચાખણી (ના) પાવડી. [ખાવું
ચાખવુ (ક્રિ) સ્વાદ લેવો, લહેજત લેવી, જરા
ચાખળિયો, ચાખળો (ના) ચાકળો
ચાંચર (ના) ચત્વર ચોક, ચકલો
ચાચરિયા (ના) ચકલાની દેવીના નામ
ચાચા, ચાચા (ના) કાકો
ચાટણું, ચાટણું (ના) બાળકને ચટાડવાની ચીજ
ચાટલુ (ના) આરસી, દર્પણ, આપ
ચાટવો (ના) રુપિયો [મૂકવું, જીભે સ્વ લેવો
ચાટવું (ક્રિ) આંગળીએ વળગાડી જીભપર
ચાટવો (ના) લાકડાનો કડછો, વાટો
ચાટુડી (વિ) બહુ બોલી, ચિપાસિયેલુ (સ્ત્રી)
ચાડુગો (વિ) દોઢડાહ્યો, ચીપાસીઓ, ચીબા
ચાઠું (ના) ચામડીપરનો ડાઘ ચાઠ [વડો
ચાડ (ના) ખત, ચાનક, ચીવટ
ચાડિયેણ (ના) ચુગલીખોર સ્ત્રી
ચાડિયો (ના) ચુગલીખોર, ખેતરનું પૂતળું, બિહામણો પુરુષ
ચાડી (ના) ચુગલી, નિંદા, ચાડુ
ચાડીખોર (ના) ચાડી કરનાર ચાડું
ચાડ (ના) ગોફણની ચાડી કોચિ મૂકવાનુ ઠામ, કદરૂપુ મોઢું
ચાણાક્ય (ના) ચંદ્રગુપ્તનો પ્રધાન, ચતુર.
ચાણ્ડાળ (ના) ચંડાળ, શ્વપાક, પાપી
ચાળણી (ના) ચારણી
ચાળણો (ના) મોટી ચાળણી ચારણો
ચાતક (ના) એક પક્ષી, બપૈયો
ચાતરવું (ક્રિ) ફેરવવું, ખસેડવું, ફરવું
ચાતરી (ના) તરાપ તરાક (રેંટિયાની)
ચાતુર (વિ) ચતુર, કામેલ વિચક્ષણ
ચાતુરી (ના) ચતુરાઇ, ચાતુર્ય
ચાતુર્ય (ના) ચાતુરી, હોશિયારી
ચાદર (ના) ઓછાડ કફન સ્થિરજળ
ચાદરપાટ(ના)ચાદર કરવા લાયકપનાનું કાપડ
ચાનક (ના) મળજી શિક્ષા ખત
ચાનકી, ચાનકું (ના) ભાખરી, નાની રોટલી

ચાળવણી (ના) ચાળવવાનું કામ.
ચાળવવું (ક્રિ) અવારનવાર કરવું.
ચાળવું (ક્રિ) ચાળણીથી સાફ કરવું, નળિયાં
ચાળા (ના) નકલ, નખરાં, ઢોંગ. [ફેરવવાં.
ચાળા કરવા (ક્રિ) ચાળવું, ગેલ કરવા.
ચાળા ચસકા (ના) નખરાં, લટકામટકા.
ચાળો (ના) બારી, કાળી ચાલ.
ચાળી } (વિ) ૪૦ (સંખ્યા), શરીરની ધમની
ચાળીસ } પિત્તરોગ એ ૪૦ લેખાય છે.
ચાળીસમું(ના)સુવાવડના૪૦માદિવસનું સ્નાન.
ચાળો (ના) ઇશારો, લટકો, ટોળ, ચાળનારો.
ચિચવાવવું (ક્રિ) ટટળાવવું, દેખાડીને ન આ-
ચિંચવાવું (ક્રિ)ચિંચવાવવું થવું,ટટળવું [પવું.
ચિંધરડી,ચિંધરડી(ના) ચીંધરાનો નાનો ચીરો.
ચિંધવું (ક્રિ) કહેવું. સોંપવું, ફરમાવવું.
ચિકન (ના) એક જાતનું ભરતકામ.
ચિકનકાકડી (ના) એક જાતની કાકડી.
ચિકસા (ના) ચિકિત્સાલાયક પરીક્ષણીય.
ચિકિત્સા (ના) પરીક્ષા, અનુમાન, દોષદર્શન.
ચિખ્ખલ (ના) ચીખલ, કીચડ, કાદવ, પંક.
ચિગટ (વિ) ચીકણું, મિઠ્ઠું, લોભી.
ચિંગાસવું(ક્રિ)જાગતાં છતાં ઊંઘતા દેખાડવવું
ચિંગુ (વિ) ચિંગટ, મિઠ્ઠુ, કૃપણ [ઠણ.
ચિગોઠી (ના) ચંગોઠી, સોડ, માથેમોઢે ઓ-
ચિટણીસ (ના) અવ્વલ કારકુન, શિરસ્તેદાર,
હેડ ક્લાર્ક [લિખત, તેડુ, હુકમ, પત્ર
ચિઠ્ઠી (ના) નાનો કાગળ, દસ્તાવેજ, ટીકીટ,
ચિઠ્ઠીચપાઠી (ના) ચિઠ્ઠી પતરી, કાગળપત્ર
ચિટ્ટી (ના) બૈરાનું રંગીન કપડું.
ચિણગારી (ના)ચિનગારી, તણખો, વિસ્ફુલિંગ
ચિણવું (ક્રિ) ચીપવું, ચણવું, સરખી કરચલી
કરવી.
ચિત્ (ના) સમજ, જ્ઞાન, જ્ઞાનમય ઈશ્વર
ચિત્ (પ્ર) હરકોઈ અર્થે, જેમ કદાચિત, ક-
ચિતા (ના) ચેહ [શ્ચિત
ચિત્ત (ના) મન
ચિત્તચોર (વિ) મન હરનારો, દિલ ખેંચનારો
ચિત્તભ્રમ (ના) મનનું ભ્રમણ, સંકલ્પવિકલ્પ.
ચિત્તવૃત્તિ (ના) મનની હાલત.
ચિત્તો (ના) ચીતરો (એક વાઘ).

ચિત્ર (ના) છબી, પુતળું. (વિ) વિચિત્ર, આ-
ચિત્રકાર (ના)ચીતારો, ફોટોગ્રાફર. [શ્ચર્યજનક.
ચિત્રકાવ્ય (ના) ચિત્રમાં વચાતી કવિતા.
ચિત્રવિચિત્ર (વિ) સુંદર, તરેહવાર.
ચિત્રા (ના) એક નક્ષત્ર (ચૌદમું).
ચિત્રામણ (ના) ગમે તેવું ચિત્ર.
ચિત્રિણી (ના) એક જાતની સ્ત્રી.
ચિત્રો (ના) ચીતરો, ચિત્તો (વાઘ)
ચિદ્ઘન (વિ) જ્ઞાનથી ભરેલું. (ના) બ્રહ્મ.
ચિદાનંદ (વિ) જ્ઞાનાનંદરૂપ (ના) બ્રહ્મ.
ચિનગારી (ના) ચણગારી, તણખો.
ચિન્તન (ના) ધ્યાન, મનન, વિચાર.
ચિન્તનીય (વિ) વિચારવા જેમ
ચિન્તા (ના) માનસિક ગભરાટ, ધાસ્તી,જરૂર.
ચિન્તાતુર (વિ) ફિકરમંદ, બેચેનીવાળું.
ચિન્તામણી (ના) સ્વર્ગનો ઇચ્છિત વસ્તુ દે-
નાર મણી.
ચિન્તિત (વિ) ધારેલું, વિચારેલું, મનન કરેલું.
ચિન્મય, ચિન્માત્ર (વિ) શુદ્ધ જ્ઞાનમય.
ચિપટી (ના) ચપટી.
ચિબુક (ના) હડપચીનો વચલો ખાડો
ચિમટી (ના) ચમટી.
ચિમટો (ના) ચમટો, ચીપીઓ.
ચિમેદ (ના) એક વસાણું.
ચિમ્મડ (વિ) ચીવડ, કંજુસ, નઠોર
ચિર (અ) ચિરં, હમેશ.
ચિરજીવ, ચિરંજીવી (ના) પુત્ર, બેટો, પ્રજા.
ચિરજીવ (વિ) ઘણું જીવનાર, દીર્ઘાયુ.
ચિલખત (ના) બખતર, કવચ, વર્મ.
ચિવ્વડ (વિ) ચિમ્મડ, કંજુસ.
ચિસાં (ના) રેસા, તાંતણા
ચિંહુ (ના) સુકાઈને ચીવડ થએલું.
ચિહ્ન (ના) નિશાની, લક્ષણ, ડાઘ
ચિહ્નિત (વિ) અંકિત, નીશાનીવાળું.
ચીઉ (ના) સીતાફળનો ઠળીયો.
ચીંચી (અ) અવાજનું અનુકરણ
ચીક (ના) વૃક્ષમાંથી નીકળતો ચીકણો રસ
ચીકટ (ના) ચીકણાસ, ચોંટવાનો ગુણ.
ચીકટાવું (ક્રિ) ચીકણું થવું.
ચીકટો (ના) સણનો સુગટો.

ચીકણાઇ } (ના) ચીકણાપણું, અખીલાઇ,
ચીકણાસ } કંજુસાઈ.
ચીકણીસોપારી (ના) દૂધમાં ઉકાળી સૂકવેલી સોપારી. [અખીલ, ટકાઉ.
ચીકણું (વિ) ચિક્કણ,ચીકટવાળું,ચાપચીપિયું,
ચીકાર (અ) છલાછલ, ભરપૂર.
ચીકાસ (ના) ચીકણાસ.
ચીખલ (ના) ચીકણો ગારો, કાદવ, પંક.
ચીચરવડી (ના) લાંબો સાંકડો જમીનનો ક-કડો, શેરડો, બીક, આવેશ.
ચીચરવટો (ના) પ્રીતિનો જુસ્સો, ઉમળકો.
ચીચવાડો (ના) બુમાટો, હોકારો, ચીસ.
ચીચવાવવું (ક્રિ) ચિંચવાવવું, ચીસ પડાવવી.
ચીચવો (ના) રમવાનું નાનું ચગડોળ.
ચીચાડી (ના) બૂમ, કિકિયારી.
ચીચુડો, ચીચોડો (ના) આમલીનો ઠળિયો.
ચીચો (ના) કઠણ અને કાળો પથ્થર.
ચીજ (ના) વસ્તુ, પદાર્થ, રસિક ગાયન.
ચીજવસ્ત (ના) સામાનસુમાન.
ચીડ (ના) ગુસ્સો, સહજ બળતરા, કંટાળો.
ચીડવવું (ક્રિ) ગુસ્સે કરવું, ખીજવવું, પજવવું.
ચીડવું (ક્રિ) ગુસ્સે થવું, રીસ કરવી.
ચીડિયુ (ના) ફીરિયું. (વિ) રીસાળ.
ચીઢ (ના) ચીડ (ડ ને બદલે ઢ પણ વપરાય છે).
ચીઢાણી (ના) ચીકણાસ (વિ) ચીકટવાળું.
ચીણ (ના) એક કાટનું ઘરેણું, એક ગૂથણ.
ચીણો (ના) એક અનાજ.
ચીત (વિ) ચત્તું. (ના) ચિત્ત.
ચીતડું (ના) મન, ચિત્ત. [ઝરડવું.
ચીતરવું (ક્રિ) ચિત્ર કરવું, આલેખવું, લખવું,
ચીતરાવું (ક્રિ) ચિત્રેલું થવું, વિચિત્ર થવું.
ચીતરો (ના) ચિત્રક, એક જાતનો વાઘ, ચિત્તો.
ચીતવવું (ક્રિ) વંદવું, પીરસવું.
ચીતવું (ક્રિ) ધારવું, કલ્પવું.
ચીતળી (ના) કંપારી, ત્રાસ, કટાળો.
ચીતાર (ના) ચિત્ર, તસવીર.
ચીતારો (ના) ચિત્રકાર, ચીતરનાર.
ચીથડું (ના) ચીથરૂ
ચીથરિયો (વિ) ચીથરેહાલ.
ચીથરી (ના) ચીથરાની કકડી.
ચીથરૂં (ના) ચીથડું, હલકું કાપડ.
ચીથરાં વણવાં (ક્રિ) ભીખ માગવી.
ચીથરેહાલ (વિ) ચીથરીઓ, કંગાલ.
ચીનીકબાલા (ના) એક ઔષધી.
ચીનવું (ક્રિ) ઓળખવું.
ચીનાઈ (વિ) ચીન દેશનું.
ચીનીકામ (ના) ચીનાઈ કાચના પદાર્થો..
ચીનીખાનું (ના) કાચનો સામાન.
ચીનીબોર (ના) ચણીઆં બોર, ઝીણાં બોર.
ચીપ (ના) પટી, લાંબો સાંકડો પટો.
ચીપડો, ચીપડું (ના) આંખનો મળ.
ચીપવું (ક્રિ) કલ્લી કે પાટલી કરવી, ગોઠવવું.
ચીપાસિયું (વિ) વાત લબાવનાર, ચાવટ.
ચીપાસનું (ના) કંચન, ઊંચું સોનું.
ચીપિયો (ના) પટીની પકડ, પંજો. [નાકવાળી.
ચીબડી (ના) એક પંખી. (વિ) ચીબી, બેઠેલા
ચીબાવલું (વિ) દોઢડાહ્યું, હલકું, ખરાબ.
ચીબું (વિ) ચપટા નાકવાળું.
ચીભડી (ના) ચીભડાંનો વેલો.
ચીભડું (ના) ચીભડીનું ફળ
ચીમટાવું (ક્રિ) ચીમળાવું, ભૂખ મારવી.
ચીમડી (ના) ખેતરમાં રહેલા કુમળા છોડ.
ચીમળાવું (ક્રિ) કરમાવું, શરમાવું.
ચીમાવું (ક્રિ) મનમાં બળવું.
ચીમોટી (ના) ગળચી, ગરદન, બોચી.
ચીમોડી (ના) એક જાતનાં ખીયાં.
ચીર (ના) વસ્ત્ર, ચીરી, ફાડ, ચીરો.
ચીરડાં (ના) ગરાસિયાએ વેચેલી ભૂમિના
ચીરવું (ક્રિ) ફાડવું, કાપવું. [કટકા.
ચીરાઈ (ના) ચીરવાની મજુરી.
ચીરાડો (ના) ચીરો, ફાડ.
ચીરિયુ (ના) ચીરી, કકડો, ફાડ.
ચીરી (ના) કકડો, ફાડ. [પાર.
ચીરો (ના) ભૂમિનો કટકો, ફાડ, પટકો, ઘાટ,
ચીલ (ના) એક છોડ.
ચીલો (ના) ધરડ, નવો માર્ગ.
ચીવટ (ના) કાળજી, ખત, ચાનક.
ચીવર (ના) ચીર, વસ્ત્ર.
ચીસ (ના) મોટી બૂમ.
ચીરૂં (વિ) ચોળી ચોળીને ચીકણું કરનાર.

ચુંખડું } ચુંખણું } (વિ) ચુચાળું, ઝીણી ઊંડી આંખવાળું.
ચુંચિયાં (ના) થાન, સ્તનની ડીટી.
ચુંટવું (ક્રિ) તોડવું, સમારવું, નસ ઉતારવી.
ચુંટી ખાવું (ક્રિ) કરડવું, ટુંપી નાખવું.
ચુંથવું (ક્રિ) ફેંદવું, પૂઠે પડવું, ધાલમેલ કરવી.
ચુંથાચુંથ (ના) ધાલમેલ.
ચુંથારો (ના) ચુંચવારો, દુઃખ.
ચુંથાણ (ના) ચુંથારો, અમળાટ.
ચુંથાવું (ક્રિ) દુઃખવું, ચુંથે તેવા થવું, અકળાવું.
ચુંથો (ના) ગાભો, ફાટાતુટા કકડા.
ચુંદડી (ના) ઘાટડી, ટપકીદાર લુગડું.
ચુંધળું (વિ) ચુંખણું, ઝીણી આંખનું.
ચુંધી (ના) ખણખોદ, ચાપાચીપ.
ચુકો (ના) એક ભાજી.
ચુક્કાર (ના) સિંહ ગર્જના.
ચુક્ર (ના) ખટાશ
ચુક્રિકા (ના) ખાટી (લૂણીની) ભાજી.
ચુગઠી (ના) ચપટી, પગફૂલ, છવીટિયાં.
ચુગલખોર (ના) ચાડિયો.
ચુગલી (ના) ચાડી, રાવ.
ચુગવું (ક્રિ) ચાંચેથી ખાવું.
ચુગી (ના) હુક્કિયું, લાંબી ચલમ.
ચુચિ (ના) સ્ત્રીની છાતી.
ચુંચુની (ના) એક જાતની ચીનાઈ સાકર.
ચુટકી (ના) ચપટી, થોડુંક, લવ.
ચુટકો (ના) ટુંકું ભાષણ, ટુચકો, લેહેજો.
ચુણવું (ક્રિ) ચણવું.
ચુણી (ના) બાંધની કરચળી.
ચુનચુની (ના) ચુંચુની, એક જાતની સાકર.
ચુની (ના) હીરાકણી.
ચુપવું (ક્રિ) ઘાંચવું, ખોસવું.
ચુમ્બક (ના) ચકમક પથ્થર. (વિ) કંજુસ, ખેંચનાર.
ચુમ્બન (ના) બોકી, બચ્ચી, ચૂમી.
ચુમ્માળાં (ના) ચરમા.
ચુમ્માળી, ચુમ્માળીશ (વિ) ૪૪ (સંખ્યા).
ચુમ્માળું, ચુમાળો (ના) ૪૪ શેરના મણનું માપ
ચુમ્માળો (ના) ધાબળો, મોટો જાડો કામળો.
ચુમ્મી (ના) બોકી, બચ્ચી.
ચુમ્મોતેર (વિ) ચુમોતેર, ૭૪ (સંખ્યા).
ચુરા (ના) ચોરી.
ચુલુક (ના) ચાંગળું, નાનું વાસણ.
ચુલુંપા (ના) બકરી.
ચુલ્લી (ના) રસોડું, રાંધણી.
ચુસ્ત (વિ) આગ્રહથી વળગેલું.
ચૂ, ચૂંચૂં (ના) એવા અવાજનું અનુકરણ. (વિ) ચૂચણું.
ચૂક (ના) મેખ, ખીલી, શૂળ, નાકનો કાંટો.
ચૂચણું (વિ) ઊંડી આંખવાળું.
ચૂચી (ના) થાન, તેની ડીટી.
ચૂક (ના) ભૂલ, ખોટ, ગફલત.
ચૂકતેહિસાબે (અ) જમેઉધાર સરભર કરીને.
ચૂકર (ના) હલકો ચાકર, ચાકરનો ચાકર.
ચૂકવવું (ક્રિ) ભૂલવવું, લેણદેણ પતાવવું, ફેસલો કરવો.
ચૂકવું (ક્રિ) ભૂલવું, પૂરું થવું, ન્યાય થવો, ખોવું.
ચૂકાદો (ના) નિકાલ, ફેસલો.
ચૂકાવવું (ક્રિ) લેણદેણ પતાવવું.
ચૂડ (ના) ચૂડા જેવું ઘરેણું, આડી, મુકુટ.
ચૂડગર (ના) ચૂડા ઉતારનાર.
ચૂડલો (ના) ચૂડો (કવિતામાં)
ચૂડાઉતાર (વિ) ચઢતું ઉતરતું.
ચૂડાકર્મ (ના) મુંડણ, એક સંસ્કાર.
ચૂડામણિ (ના) મુગટમણિ, ઉત્તમ હીરો.
ચૂડી (ના) દાંતની પહોળી પટીની બંગડી.
ચૂડીકરમ (ના) ચૂડો ભાંગવો તે.
ચૂડો (ના) મોટી ચૂડીઓનો જથ્થો, બલૈયાં.
ચૂનાળાં (વિ) ચૂનો દીધેલાં.
ચૂની (ના) અનાજની કણકી, છાલાં, વગેરે.
ચૂનો (ના) પકવેલા મરડિયા, છો.
ચૂપ (વિ) શાંત. (અ) મૌનસૂચક.
ચૂપકી (ના) મૌન.
ચૂપચાપ (અ) છાનામાના.
ચૂપાચૂપ (અ) સ્થિર, શાંત.
ચૂમવું (ક્રિ) બોકી કરવી, બચ્ચી કરવી.
ચૂમીને (અ) હારીને, ગરજાઉ થઇને.
ચૂમી } ચૂમો } (ના) બોકી, બચ્ચી, ચુમ્બન.
ચૂમોતેર (વિ) ચુમ્મોતેર, ૭૪ (સંખ્યા).
ચૂરણ (ના) ભૂકો, ધૂળ.
ચૂરમું (ના) ફૂટેલ લાડુ.

ચૂરવુ (ક્રિ) ભચરડી નાખવુ, ભૂકો કરવો
ચૂરારો (ના) લોટ, ભૂકો, કકડિયો
ચૂરો (ના) ભૂકો, છૂંદો
ચૂર્ણ (ના) ભૂકો
ચૂર્ણિકા (ના) કાવ્યના સારનુ ટૂકુ ગદ્ય
ચૂલ (ના) ચૂલો
ચૂલડી (ના) નાની ચૂલ
ચૂલાસગડી (ના) ચૂલાના આકારની સગડી
ચૂલો (ના) ચુલ્લી, નાની ભઠી
ચૂવુ (ક્રિ) ટપકવુ, ગળવુ, ઝરપવુ
ચૂવો (ના) એક સુગધી હુહો, ઉદર
ચૂસવુ (ક્રિ) કરડીને રસ પીવો, તાણી નાખવુ
ચેંગટ (ના) ચીસુ, ચીકણું, કંજૂસ
ચેચી (ના) પતરાજ, ફુલાસ, અભિમાન.
ચેચે (ના) બકબક, લવારી, ભીંજાસ.
ચેડુ (ના) રમવાનો દડો, મજો.
ચેડુલ (ના) ચણ્ડુલ, એક પખી, ચંડોલ
ચેક (ના) નાણાચીઠી, બેકની હુડી (અગ્રેજી)
ચેટ (ના) ચાકર
ચેટક (ના) ભૂત વળગાડ, અરે, ચાનક
ચેટવવુ (ના) બાકવુ, ચઢે તેમ કરવુ
ચેડા (ના) ગાડાઈ, ગેનાઈ, છોકરવાદી
ચેગ (ના) અગમચેતી
ચેણુ (ના) છછુદર, એક પ્રાણી
ચેતકી (ના) હરડા
ચેતના (ના) બુદ્ધિ, જ્ઞાન, પ્રાણ
ચેતન (ના) પ્રાણ સમજશક્તિ, લાગણી
ચેતરટ (વિ) દાધારગુ, છરાયેં પેટુ
ચેતવણી (ના) ઈસારો, ખબર ઉશ્કેરણી
ચેતવવુ (ક્રિ) ચેતે તેમ કરવુ, જણાવવુ
ચેતવુ (ક્રિ) સાવધ થવુ, સળગવુ સમજવુ
ચેતાવવુ (ક્રિ) ચેતવવુ, પેટવવુ
ચેદીરાજ (ના) શિશુપાળ
ચેપ (ના) પરુ, દાઘ, પીડા
ચેપ કાઢવો (ક્રિ) નીકાલ કાઢવો, પતાવવુ
ચેપવુ (ક્રિ) દાબવુ નીચોવવુ ખોસવુ
ચેપી (વિ) ચેપ લાગે તેવો (રોગ)
ચેરીમેરી (ના) પાનસોપારી, લાચ
ચેલ (ના) વસ્ત્ર (વિ) અધમ
ચેલિકા (ના) ચોળી, કબજો

ચેલી (ના) શિષ્યા, દીક્ષા લેનારી સ્ત્રી
ચેલો (ના) શિષ્ય, દીક્ષા લેનાર પુરૂષ
ચેવટ (ના) ચીવટ, ખત, ચાનક
ચેવલ (ના) કોકણનુ એક ગામ
ચેવલી (ના) ચેવલનું (પાન, સોપારી, ઇ૦)
ચેવવુ (ક્રિ) ચપકા દેવા (મીણના)
ચેષ્ટક (વિ) ચેષ્ટા કરનાર મશ્કરો
ચેષ્ટા (ના) મશ્કરી, મજાક
ચેષ્ટાખોર (વિ) ચેષ્ટક, મશ્કરી કરનાર
ચેષ્ટાળી (ના) વડાઈ, પચાત, મજાક.
ચેહ (ના) ચિતા
ચેહેન (ના) નિરાત કળ, સુખ, ચિહ્ન
ચેહેનકા (ના) ચાળા, બહાના, ચિહ્નો
ચેહેનબાજી (ના) રંગરાગ, મોજશોખ.
ચેહેરવુ (ક્રિ) રદ કરવુ, છેકવુ [પસારો
ચેહેરો (ના) દેખાવ, શિકલ, છબી, ઘાટ,
ચેહેરો કઢાવવો (ક્રિ) કપાળ આગળની સહેજ હજામત કરાવવી
ચેળ (ના) કહુ, ખજવાળ
ચૈતન (ના) ચેતન, પ્રાણ
ચૈતન્ય (ના) ચેતનશક્તિ, જ્ઞાન જીવ, પ્રજ્ઞા
ચૈતર, ચૈત્ર (ના) ચઈતર (મહિનો)
ચૈત્રી (ના) ચૈત્ર મહિનાનુ
ચો (અ) ક્યા ? ક્યી તરફ (ગ્રામ્ય)
ચોક (ના) ઝબક, ઓચિતી ફફારી
ચોકવુ } (ક્રિ) ઝબકવુ એકાએક જોતામા
ચોકીઉઠવુ } ઉઠવુ, ચાચકો ખાવો ભડકવુ,
ચોચલુ(ક્રિ)ઉછાછળુ,તોફાની,સુખણુ [બીહીનુ
ચોટ (ના) ચીકણા પદાર્થનુ વળગણ
ચોટ રહેવી (ક્રિ) માથા ચીકણા પદાર્થનુ
ચોટવુ (ક્રિ) વળગવુ જોવુ [અપચન થવુ
ચોટાડવુ (ક્રિ) ચોટે તેમ કરવુ, વળગાડવુ
ચોટિયા (ના) ચોટીઓ, ચોટિયો લાડુ
ચોટિયોલાડુ (ના) મૂઠીઆનો લાડુ. પકડી
ચોટી (ના) ચાટળી ચીમટી [પાડેલો લાડુ
ચોપ (ના) ખત, ચાનક, ઉતાવળ, ટેવની
ચો (ના) રામ, હોંસ, ચત [સળી
ચો (વિ) ચાર, જેમ ચોપગુ, ચોથાઈ
ચોક (ના) સાથિયા, ચોરસ છોબધ જગા, ગુજરી, લાવણીનો એક ભાગ, વાડો, ટૂક

ચોક (વિ) ચોગણું, જેમ: ત્રણ ચોક બાર
ચોકઠું (ના) ચોકી, બારી, તકતીનું ઘર.
ચોકઠું બેસાડવું (ક્રિ) યુક્તિથી કામ પાર પાડવું.
ચોકડી (ના) પાણવાળો ખાળ, નાનો ચોક. ચારનો સમુદાય, ચાર ખૂણાની નિશાની (× ×), એક તરેહ.
ચોકડું (ના) એક ઘરેણું, ઘોડાના મુખનું એક ઓજાર, ચારનો જથો.
ચોકવું (ક્રિ) ચોંકવું, લંબાઈ પહોળાઇ માપવી.
ચોકસ (ના) નક્કી, ખાતરીનું, સાવધ, અમુક.
ચોકસાઇ } (ના) બારીક તપાસ, સંભાળ,
ચોકસી } હોશિયારી, ખબરદારી.
ચોકસી (ના) સોનારૂપાની ટચ-કસ-કાઢનાર તથા તે વેચનાર.
ચોકિયાત (ના) ચોકનું દાણ, મકતો.
ચોકિયું (ના) ચોકઠું, ચોરસ લાકડાની ચોકી.
ચોકી (ના) સંભાળ, પહેરો, ચબુતરો, દાણ.
ચોકીદાર (ના) પહેરેગીર
ચોકીબંધી (વિ) ચોકીના આકારવાળી.
ચોકો (ના) અબોટ, રાંધવા, જમવા તથા મરવા માટે લીંપેલી જગા. [અબોટ દેવો.
ચોકો કરવો (ક્રિ) જમવા કે મરનારને સુવાડવા
ચોકો વાળવો (ક્રિ) ગમે તે બહાને કામ બંધ પાડવું.
ચોખ (ના) ચોખ્ખાઈ, સ્વચ્છતા.
ચોખ (વિ) ચોખ્ખું, સ્વચ્છ, સાચું.
ચોખંડ (ના) ચોરસ આકાર. (વિ) ચોરસ.
ચોખંડું (વિ) ચાર ખૂણાવાળું-સમચોરસ.
ચોખા (ના) તંદુલ, અક્ષત, ભાતના દાણા.
ચોખાની (ના) એક જાતનું કપડું.
ચોખાપુર (વિ) રજ, ચોખા જેટલું.
ચોખૂટ (ના) ચારે બાજુ
ચોખૂણ (વિ) ચાર ખુણાવાળું.
ચોખ્ખાઈ (ના), સ્વચ્છતા., સુઘડતા., સાચપણ.
ચોખ્ખું (વિ) સ્વચ્છ, શુદ્ધ. પવિત્ર.
ચોગડો (ના) ૪, ચારનો અંક.
ચોગણું (ના) ચારે ગુણતાં આવેલું.
ચોગમ (અ) ચારે તરફથી ફરતું.
ચોગાન (ના) મોટું મેદાન, ખુલ્લી જગા.
ચોઘડિયું (ના) ચાર ઘડીનો વખત,ટકોરખાનું.
ચોજવો (ના) ગરમ મસાલો

ચોટ (ના) લપટ, પેચ, મૂઠ, નિશાન, નુકસાન, ઘાવ, રીત. [ગુચ્છો, જટા.
ચોટલી (ના) પુરૂષના માથાનો લાંબા વાળનો
ચોટલો(ના)સ્ત્રીના માથાના લાંબા વાળનોગુચ્છો.
ચોટલા (ના) બૈરાં (ચોટલો રાખનારાં માટે).
ચોટવું (ક્રિ) તાકીને નિશાન મારવું.
ચોટાવું (ક્રિ) નુકસાનમાં આવવું.
ચોટી (ના) નિશાન મારનાર, ચોટલી.
ચોટાઈ (ના) ચોટાપણું, ચોરનું ક.મ.
ચોટું (વિ) ચોર, ઠગ, સાહું, દગલબાજ.
ચોડ (ના) ચોડો, ઉપરાચાપરી ઠગ.
ચોડવવું (ક્રિ) સેકવું, પકવવું.
ચોડવું (ક્રિ) ચોંટાડવું, મારવું, જડવું.
ચોડાણ (ના) પોળાઈ.
ચોડી (વિ) ચાવડી, પોહોળી.
ચોડું (વિ) ચોવડું, પોહોળું.
ચોડો (ના) ચોડ, થડી, થાપી.
ચોણો (ના) ચોરણો, લેંઘો.
ચોતરફ (અ) ચારે બાજુએ.
ચોતરી, ચોતરીસ (વિ) ૩૪ (સંખ્યા).
ચોતરો (ના) ચાવડી, ચબુતરો, ચોરો.
ચોતારા (વિ) ચાર તારવાળું.
ચોતારી (ના) એક જાતનું કાપડ.
ચોતાલ, ચોતાળ } (વિ) ૪ તાલનું (ગાયન)
ચોતાલું, ચોતાળું } ધ્રુવપદવાળું ગાયન.
ચોથ (ના) ચતુર્થી, ૪થી તિથી, ચોથાઇ, કળલાનો કટકો.
ચોથાઇ (ના) ચોથો હિસ્સો, પા ભાગ.
ચોથિયું (ના) ચોથ, મરણનો ચોથો દિવસ.
ચોથિયો (વિ) ચોથે દહાડે આવનાર (તાવ).
ચોથું (વિ) ચતુર્થ.
ચોદની (ના) રેદની, ધમાસો (એક ઔષધી)
ચોધરી (ના) ચતુર્ધર, ચારઠ હાંકનાર, પસાયતું ખાનાર, એક શુદ્ર જાતિ.
ચોધરો (ના) પટેલ, પોલીસપટેલ.
ચોધારું (વિ) ચાર ધારવાળું, ધ્રુસ્કેજ (રૂદન).
ચોપ (ના) ચોંપ. દંડ, સળી.
ચોપગું (ના) ચારપગવાળું પશુ.
ચોપચીની (ના) એક વસાણું.
ચોપટ (ના) સોકટાંબાજી. (વિ) ચોગણું.

ચોપડવું (ક્રિ) લગાડવું, ગાળ દેવી.
ચોપડાં (ના) ચાર પડની વણેલી રોટલી.
ચોપડી(ના) બાંધેલું પુસ્તક. (વિ)ચારપડવાળું.
ચોપડું (વિ) ચાર પડવાળું.
ચોપડો (ના) લાંબી મોટી ચોપડી, ચોકલો ઘર.
ચોપદાર (ના) ચોબદાર, છડીદાર.
ચોપન (વિ) ૫૪ ( સંખ્યા ).
ચોપવું (ક્રિ) ઘોંચવું, ઓસવું, રોપવું, ધીખવું.
ચોપાઈ (ના) કવિતાનું એક વૃત્ત.
ચોપાનિયું (ના) ચાર કે તેથી વધારે પાનાંની નાની ચોપડી.
ચોપાયા (ના) કવિતાનું એક વૃત્ત.
ચોપાસ (અ) ચારે પાસે.
ચોપાળી (ના) એક જાતની પરનાળ.
ચોપાળો (ના) ચોફાળો, હિંચકો.
ચોફાળ (ના) ચાર ફાળની જાડી પીછોડી.
ચોબ (ના) લાકડી, સોટી, તંબુનો વાસ.
ચોબદાર (ના) ચોપદાર, છડીદાર, કંચુકી
ચોબો (ના) ઢોલકનો સળીઓ, ખિજવારી—
ચોમાસું (ના) ચાતુર્માસ, વર્ષાકાળ. [બ્રાહ્મણ.
ચોમેર (અ) ચારે તરફ.
ચોર (ના) ચોરી કરનાર, તસ્કર.
ચોર (વિ) ગુપ્ત, છૂપું.
ચોર આમલી (ના) એક ઝાડ તથા તેનાં ફળ
ચોરખાંડ } (ના) છૂપું ખાનું, સંતાઇ રહેવાનું ઠેકાણું.
ચોરખાનું }
ચોરડું (વિ) ચોટ્ટું, ચોર. [લેંઘો.
ચોરણો (ના) પગે બેસતો ને જાંઘે પહોળો
ચોરવું (ક્રિ) છૂપી રીતે લઈ લેવું, હરવું.
ચોરસ (ના) ચતુરસ,ચાર કાટખૂણાનો આકાર
ચોરસ (વિ) ચોખંડુ, લંબાઈ પહોળાઇનો ગુણાકાર. [કટકો.
ચોરસું (ના) ચાકું, ચોસલું, ચોરસ ઇંટનો
ચોરાણું (વિ) ૯૪ (સંખ્યા). [આપવું
ચોરાવવું (ક્રિ) ચોરે તેમ કરવું, ચોરને ઉત્તેજન
ચોરાવું (ક્રિ) ચોરીમાં જવું, છેતરાવું.
ચોરિયા (ના) એક ગળાનું દરદ.
ચોરિયો (ના) દરિયાઈ ચોર, ચાંચિયો.
ચોરી (ના) ચૌરી, છૂપી રીતે પારકી ચીજ લેવી તે, લગ્નમંડપ, માંહેરું.

ચોરીચપાટી (ના) ચોરવું તથા લૂટવું તે.
ચોરો (ના) મોટો ઓટલો, ચબુતરો.
ચોર્યાસી (વિ) ૮૪ સંખ્યા, આસન, સિદ્ધ.
ચોર્યાસી (ના) ૮૪ જાતના બ્રાહ્મણ.
ચોર્યાસીલક્ષ યોની (ના) ૨૧ અંડજ, ૨૧ ઓરજ, ૨૧ સ્વેદજ અને ૨૧ લક્ષ ઉદ્‌ભિજ.
ચોલાઈ (ના) તાંદળજાની ભાજી.
ચોવટ (ના) પંચાત, કુથળી.
ચોવડું (વિ) ચાર પડવાળું.
ચોવાટે (અ) ખુલ્લા મેદાનમાં.
ચોવીસ (વિ) ૨૪ સંખ્યા, અવતાર, અગીઆરસ, ગુણ, ગુરુ, તત્ત્વ, ધમની, પક્ષ, મુદ્રા, મૂર્તિ, રંગ, અને જૈન સિદ્ધ એ દરેક ૨૪ ગ-
ચોવીસ અક્ષરી (ના) ગાયત્રી મંત્ર. [ણાય છે.
ચોવું (ક્રિ) ઘોંચવું. [ત્રંજના કોઠા.
ચોસટ, ચોસઠ (વિ) ૬૪ (સંખ્યા), કળા, સે-
ચોસર (ના) ચોસેર, ચાર સેરનો હાર.
ચોસલું (ના) ચાકું, ચોરસ ઢેફું.
ચોસેટ, ચોસેઠ (વિ) ૬૪ (સંખ્યા).
ચોસેર (ના) ચાર સેર, ચાર સેરનો હાર.
ચોળ (વિ) ઘણું જ, જેમ : લાલચોળ
ચોળચોળ (ના) સંકલ્પવિકલ્પ.
ચોળવું (ક્રિ) મસળવું, ઘસવું, ચૂંથવું.
ચોળા (ના) એક કઠોળ, ચોળીના દાણા.
ચોળાચોળ (ના) ફરી ફરીને ચોળવું તે.
ચોળાફળી (ના) ચોળી, ચોળાની સીંગ.
ચોળી (ના) ચોળાફળી, પીઠવાળી સ્ત્રીની આંગી,
ચોળીખંડ (ના) ચોળીનો રેજો. [કાંચળી.
ચોળો (ના) ખોળો (અંગરખાનો).
ચૌ (વિ) ચાર.
ચૌટું(ના)બજાર,નાની ભાગોળ,માર્કેટ[અંગ્રેજી].
ચૌદ (વિ) ચઉદ, ૧૪ (સંખ્યા), મનુ, અનંત, કલ્પ, કાળ, કુલમાતૃકા, ગીતા, ગોત્ર, દેહચક્ર, ચોકડી, કામિની (યોગીની),દાન, દોષ, પુષ્પ, બ્રહ્મ, લક્ષણ, મન્વંતર, યમ, યુગ, રત્ન, રાજદોષ, લોક, વિદ્યા, આરતી—એ ચૌદ ચૌદ લેખાય છે.
ચૌદસ (ના) ચતુર્દશી, ૧૪મી તિથિ.
ચૌદેક (વિ) આસરે ચઉદ.
ચ્યુત (વિ) પડેલું, ભ્રષ્ટ થયેલું, નામ પું.મેલું

## છ.

છ (ના) સાતમો વ્યંજન
છ (આ) "ષ" "સ્ત" "શ"નો, જેમ ષષ્ટ=છઠ, અસ્તિ-છિ-છે, સ્તોક=છોક-રો વત્સ=વછ, સત્+શાસ્ત્ર=સચ્છાસ્ત્ર
છ (વિ) ષટ્, ૬ (સંખ્યા), શાસ્ત્ર, દર્શન, રાગ, ધર્મ, કર્મ, ચક્ર, લવણ, રાકકાર, ઉપ શાસ્ત્ર, ઉર્મી, ઋતુ, ગુણ, નગાર, રસ(સ્વાદ), રિપુ, વિકાર, વેદાંગ—એ છ છ લેખાય છે
છ (ક્રિ) છે જેમ શું કરછ? અર્થાત શું કરે છે?
છક (અ) ચક, ચકિત, તટસ્થ
છક (ના) છાક, ગરૂરી, મદ
છકછુંદરું (વિ) છગદું, ભેળસેળ કરી ચૂંથેલું
છકડી, છકડું (ના) છનો જથો, પા ધારો
છકવું (ક્રિ) ફાટી જવું, બહેકી જવું, વણી જવું
છકેલ (વિ) છટેલ
છક્કડ (ના) ધોલ, લપડાક, માર, નુકસાન
છક્કત (ના) સોગ્ટાબાજીની એક રમત
છક્કો (ના) સરખા છ ચિહ્નોનો જથો
છક્કોપંજો (ના) દગોફટકો, છળભેદ
છગરો (ના) છનો આંક, ૬
છગદ (વિ) છકછૂંદયું
છચોક (અ) ઉઘાડ, ખુલ્લી રીતે
છચોર (વિ) લુચ્ચો ઠગ, સોદો
છછુંદર (ના) ચેણ, એક જાનવર
છજું (ના) નાનું છપ્પર
છછણવું (ક્રિ) ચીડવું, બબડયા કરવું
છછેડવું (ક્રિ) અણગમાડું કરવું છેડવું, તુચ્છકારવું
છટ (અ) તુચ્છકાર, નામંજુરી દર્શક
છટકવું (ક્રિ) નીકળવું, સટકવું, સરવું, ચૂકવું
છટકાવવું (ક્રિ) ખસેડવું, ચૂકાવવું, નગારવું
છટા (ના) ચપળતા સફાઈ, ખૂબી, ઢપ, તરેહ
છટેલ (વિ) છાકેલ, ફાટેલ, મનસ્વી
છઠ (ના) ષષ્ઠી, પખવાડિયાનો છઠ્ઠો દિવસ
છઠ્ઠી (ના) જન્મનો છઠો દિવસ, વિધાત્રી
છઠ્ઠું (વિ) ક્રમથી ગણતા છના સ્થાનનું
છડ (ના) દાંડો, બરછી, બરૂનો રોપ
છડકવું (ક્રિ) છાંટવું (પાણી)
છડવું (ક્રિ) છોતરા ઉતારી ખાંડવું
છડાણ (ના) છડનો ભૂકો, કુસકી.
છડિયાત (વિ) છડું, એકલું
છડી (ના) સોટી, ગુપ્તછડી, લાકડી
છડી, છડીછાંટ, (વિ) એકલી—છોકરા વગરની—સ્ત્રી
છડીદાર (ના) ચોપદાર, છડી રાખનાર, કંચુકી
છડીસ્વારી (ના) રસાલા વગરની મુસાફરી
છડું (વિ) એકલું, કબીલા વગરનું, પરોપકડ.
છડો (ના) મોતીનો હાર, એક ઘરેણું, ઓછો છટકાવ. (વિ) વાંઢો (પુરુષ)
છણકછણક (અ) એવા અવાજનું અનુકરણ
છણકવું (ક્રિ) છણકો કરવો, તરછોડવું, સૂપડેથી ધોળી કહાડવું, સાડ માફ છૂટું પાડવું
છણકો (ના) છણ એવો અવાજ, તોર, મીજાસ
છણછણ (અ) અવાજનું અનુકરણ
છણછણતું (વિ) ઓલતું, ગરમ, તિરસ્કાર કરતું
છણછણાટ (ના) છણછણનો અવાજ, ખડખડાટ
છણણ (ના) અવાજનું અનુકરણ
છણવું (ક્રિ) ગાળવું, સત્વ કાઢવું, ન્યાય કરવો.
છણકાર (ના) છાંટા, છાંટવાની ક્રિયા
છણકોરવું (ક્રિ) છાંટવું, છીપવું
છણટાવ (ના) છટકાવ, પાણીનું છીપવું
છણટાવું (ક્રિ) છટાયલું થવું, દોરનું વિખાવું
છણવું (ક્રિ) છાંડવું, તજવું
છણવાવું (ક્રિ) મૂકાવું, ત્યાગ થવો, છણાવું ખાતા વધવું.
છત (ના) અસ્તિત્વ, વધારો, સુકાળ, છાજ
છતરી (ના) છત્રી, ઢાંકણ, ૩૬ (સંખ્યા)
છતરીસ (વિ) છત્રીસ, ૩૬ (સંખ્યા), છત્રી
છતા (અ) છે તોપણ જેમ "પાસે પૈસા છતા દળદરી"
છતી (અ) છે તોપણ જેમ "છતી આંખે આ ધળો"
છતું (અ) છે તોપણ જેમ છતું ઘરેણું ને પહેરાય નહિ'
છતું (વિ) ખુલ્લું, જાહેર
છતે (અ) છે તોપણ જેમ 'છતે હુતે ભીખારી'
છત્તર (ના) છત્ર, છતરી, ટોપી, મુરબ્બી
છત્ર (ના) છત્રી, મુરબ્બી, ઓથ
છત્રબંધ (ના) છત્ર ચીતરી તેમા રચેલી કવિતા
છત્રપતિ (ના) મોટો રાજા, માંડલિક રાજા
છત્રી (ના) છતરી ક્ષત્રી
છત્રી, છત્રીસ (વિ) ૩૬ (સંખ્યા), કશ્યપપત્ની

ગુણ (જ્યોતિષના વર્ગ). તત્ત્વ, પાખંડ, યક્ષિણી, યુગ, રાગણી, વાજાં, વ્યંજન, એ સર્વ છત્રીસ ગણાય છે.
છંદ (ના) અક્ષર અને માત્રાના નિયમની કવિતા, શ્લોક, પદ્ય, લત, દુર્વ્યસન, હાયનું
છંદશાસ્ત્ર (ના) એક વેદાંગ, કાવ્યશાસ્ત્ર [પરેણું.
છંદી (વિ) વ્યસની, નાદી, શોખી
છન્નું (વિ) ૯૬ (સંખ્યા), રાજકુળ, યત્નપ્રશ્ન, સંખ્યા પરિમાણ, શ્રાદ્ધ, એ ૯૬ લેખાય છે
છપગુ (વિ) ૭ પગવાળું, પક્ષી, (પ્રાણી).
છપતરું (ના) છેક પાતળું ઢીંચું-ઢાંકણી.
છપનરું (વિ) છાછરું (વાસણ).
છપાઈ (ના) છાપ, છાપણી, છપામણી.
છપામણી (ના) છાપવાની મહેનત, મજુરી.
છપાવવું (ક્રિ) કોઈ છાપે તેમ કરવું.
છપ્પન (વિ) ૫૬, અચળજિત, કોટી, વસુધરા, યાદવ, કોશ, ભાષા, ભોગ, એ ૫૬ લેખાય છે.
છપ્પય (ના) છપ્પો, છ ચરણનું એક વૃત્ત.
છપ્પર (ના) છાપરું.
છપ્પરખાટ (ના) છપ્પર-છાજવાળો ખાટલો.
છપ્પરપલંગ (ના) છતરીવાળો પલંગ.
છપ્પરબંધ (ના) છાપરું સઠનારો.
છપ્પો (ના) છપ્પય (છંદ).
છબ (ના) છબી, તસવીર, ચેહેરો. [અવાજ.
છબછબ, છબકછબક (અ) પાણીનો એવો
છબતરું (વિ) છાછરું, ગઢ્ઢ, છનદું.
છબારખી (ના) કોરા કાગળનો એક ચોરો.
છબવું (ક્રિ) ઠરવું, પહોંચવું, અડવું.
છબી (ના) છવિ, ચિત્ર, તસવીર.
છબીદાર (વિ) સુંદર, ખુબસૂરત.
છબીલું (વિ) ફુટડું, રૂપાળું.
છમ, છમકછમક (અ) એવો અવાજ.
છમકલું (ના) અટકચાળું, નાનો ભડકો.
છમકારવું (ક્રિ) વઘારવું, તપાવીને બોળવું.
છમકારો (ના) છમછમનો અવાજ.
છમછમ (અ) અવાજનું અનુકરણ.
છમછમતું (વિ) છમછમ કરતું
છમાસી (ના) છઠ્ઠા મહિનાની ક્રિયા.
છર (ના) તાન, ઘેલછા, લઘુતા, એક અવાજ,
છરતું (વિ) આડકતરું. [છડ.
છરા (ના)નાની સીસાની ગોળીઓ (બંદુકની).
છરાયલું, છરાયું (વિ) છરવાયું, સાડાત્રણ
છરી (ના) પાળી, કાતી, કીનો, ઝેર. [પાંસળી.
છરેલ (વિ) છરાયલું.
છરો (ના) મોટી પાળી, જમૈયો.
છલકાવું (ક્રિ) ઉછળી પડવું, ઉભરાવું, ફૂલાવું.
છલંગ (ના) ઠેકડો, કૂદકો, ફલંગ.
છલર (ના) ધો, દૂર્વા, દરોઈ.
છલ્લાછલ (વિ) ભરપુર, માથાસૂધી ભરેલું.
છલ્લો (ના) ઘુઘરીવાળી વીંટી.
છવાવું (ક્રિ) ઉપરથી ઢંકાવું.
છવીટિયું (ના) સ્ત્રીની પગની આંગળીની ઘુઘ-
છવ્વીસ (વિ) ૨૬ (સંખ્યા). [રીવાળી વીંટી.
છળ (ના) છલ, કપટ, બહાનું.
છળકો (ના) પાણીની છોળ, છાલક.
છળવું (ક્રિ) ઠગવું, છેતરવું.
છળો (ના) રગડો.
છાં (ક્રિ) છે (ગ્રામ્ય).
છાંછળમાછળ (અ) ઉપલક્રિયા, છાલકું.
છાં છૂ (ના) ધંતરમંતર.
છાંટ (ના) ઝીણા છાંટા, ભાત, ઝડપ, ગપ,
છાંટ નાખવી (ક્રિ) છાંટીને શુદ્ધ કરવું. [ગુણ.
છાંટણાં (ના) છાંટા.
છાંટવું (ક્રિ)રેડવું, ભભરાવવું, ઉરાડવું, છોટવું.
છાંટી (ના) છાંટ. છાટુ (વિ) ગપ્પી.
છાંટો (ના) ટીપું, બિન્દુ, બુંદ, ડાઘ, નુકસાન.
છાંટોપાણી (ના) રંગપાણી, મદ્યપાન.
છાંડણ (ના) છાંડવાની રીત, છાંડેલી ચીજ.
છાંડવું (ક્રિ) છોડવું, ખાતાં પડતું મૂકવું.
છાંડેલું, છાંડયું (વિ) ખાતાં વધેલું, તજેલું.
છાંડયું (ના) છાંડણ, છાંડેલી ચીજ.
છાંદવું (ક્રિ) થેપવું, જાડું લીંપવું.
છાંદો (ના) ગારો, લીંપણ.
છાંય, છાંયડી (ના) ઓળો, છાયા.
છાએલ (ના) છાયલ, સ્ત્રીનું એક વસ્ત્ર.
છાક (ના) કેફની વાસ, છાકોટો, પતરાજ.
છાકટ, છાકટું (વિ) પીવેલ, મસ્ત.
છાકવું, છાકી જવું (ક્રિ) છકી જવું, બહેકી જવું.
છાકોટો (ના) છાક, છાકટપણું.
છાગળ (ના) નાની મશક.

છાગળિયાં,છાગળિયું (ના) છાગળ, ઉડાઉપણું.
છાછર,છાછરૂં (વિ) આછું, ચપટું અને પોહોળું.
છાજ (ના) છજું, સીલીંગ, સુંથારિયા, ચીપાનું છાપરૂં, એક ઘાસ. [ઘાસ.
છાજલી (ના) નાનું છજું, ચોખ, અભરાણી,
છાજવું (ક્રિ) છવાઇ રહેવું, ઢાંકવું, ઘટવું, શોભાવું, ટકવું.
છાજિયું (ના) કૂટતાં છાતીપર પડતો હાથે-
છાજું (ના) વળીનું છાપરૂં. [લીનો ઘા.
છાણ (ના) ગાય ભેસનો મળ, હોંસ, શૌર્ય.
છાણવું (ક્રિ) છણવું, ગાળવું.
છાણાં (ના) છાણના થાપીને સૂકવેલા રોટલા.
છાણાં થાપવા (ક્રિ) દુઃખ દેવું.
છાણિયું (ના) ગારિયું, છાણ કચરાનો ટોપલો.
છાતરક (ના) ઘોડાની દોડ, ફાળ.
છાતરાં (ના) છોતરાં, ફોતરાં. [હિમ્મત.
છાતી (ના) પેટની ઉપરનો ભાગ, હૃદય, ધૈર્ય,
છાતીફાટવી(ક્રિ) ઓચિંતા ગભરાટમાં પડવું,છક
છાતી ભરાવી (ક્રિ) દીઓ ચઢી આવવો. [થવું.
છાનાંછપનાં (ના) મર્મવાર્તા, ગુંજની વાત.
છાનાછાની (અ) છૂપી રીતે, છાનીછપની.
છાનામાંનાં (અ) ચુપચૂપ, સંતાઇને.
છાનું (વિ) ગુપ્ત, ઢાંકયુ, ચૂપ.
છાપ (ના) ચિહ્‌ન, સિક્કો, મોહોર, તસવીર, અસોગ, નામ, દબાણ, ડામ, મારકો.
છાપખાનું (ના) છાપવાનું કારખાનું, પ્રેસ.
છાપગર (ના) છાપનાર.
છાપણી (ના) છાપવાની વિધિ, રીત, સફાઈ.
છાપત (ના) છાપ, બદનામ.
છાપનાર (ના) છાપવાનું કામ કરનાર.
છાપરી (ના) નાનું છાપરૂં.
છાપરૂં (ના) ઘરનું ઢાંકણ, આચ્છાદન, ઘર.
છાપવું (ક્રિ) છાપ મારવી, પ્રગટ કરવું, ફજેતી કરવી. [આમાચોણ.
છાપું (ના) છપાયલી ચીજ, ન્યુસપેપર,
છાપો (ના) છાપ, હુમલો, લાગો, વેરો, વર્ત-
છાબ (ના) છાબરી ટોપલી,તાસક. [માનપત્ર.
છાબડી (ના) છાબ (વાંસની)
છાબડી કળપવી (ક્રિ) કોઇ માણસના દુર્ગુણો જનસમાજમાં ખુલ્લા પાડવા.
છાબડું (ના) છાબડી.
છાયલ (ના) છાએલ, સાલ્લો, સાડલો.
છાયા (ના) ઓળો, પડછાયો, નુર, આશ્રય,
છાયાનટ (ના) એક રાગણી. [વલણ.
છાયાપુરુષ (ના) આકાશમાં પોતાની દેખાતી
છાર (ના) ધૂળ, છારી, ધૂળ. [છાયા.
છારી (ના) છાર, આંખનું પડ, શાકની રૂવાંટી,
છારૂં (ના) ઈંટ ચૂનાની ભીંતનો ભૂકો, મટોડું.
છાલ (ના) પડ, છોલ. [બકરૂં.
છાલક (ના) છોળ, પાણી ઉશટવું તે.
છાલકું (વિ) છાછરૂં, હલકું, પાણી, છલકાતું.
છાલકું (ના) ગધેડાની પીઠનો કોથળો.
છાલાં (ના) છોતરાં, ફોતરાં (અનાજનાં).
છાલિયાં (ના) પીતળની છડી, છાછરા વાટકા.
છાલી (ના) ચૂડી.
છાલું (ના) છોતરૂં, છોડું, (ધંટી બહારવાનું).
છાવણ (ના) છાવાની ચીજ, (તાડછાં,વગેરે).
છાવણી (ના) કેમ્પ, મુકામ, લશ્કરી પડાવ.
છાવરવું (ક્રિ) વાંક ઢાંકવો, કુમક કરવી.
છાવું (ક્રિ) છાપરાને ઢાંકણ કરવું, ચાળવું.
છાશ, છાસ (ના) તક્ર, તાક, દહીંનું વલોણું.
છાસટ (વિ) ૬૬, છાસેટ (સંખ્યા).
છાસટિયો (ના) પાણી પાઈ ઉગાવેલી જુવાર.
છાસી (વિ) છયાસી, ૮૬ (સંખ્યા).
છાસેટ (વિ) છાસટ, ૬૬.
છાળ (ના) છોળ, હોરો, છાલક.
છિંકણી (ના) તપખીર.
છિંકવું (ક્રિ) છીંક ખાવી.
છિડી (ના) નાનું છીડું, નેવાં પડવાનો ભાગ.
છિઃ (અ) ચટ, ધિક્કારાર્થે, છીંકનો અવાજ.
છિણવું (ક્રિ) છણવું, ગાળવું.
છિદ્ર (ના) કાણું, નાકું, સુરાખ, ખોડ.
છિન્ન (વિ) છેદેલું, જુદું પાડેલું.
છિપકળી (ના) એક સર્પ.
છિપર (ના) પથ્થરની પાટ.
છિપરૂ (વિ) ગંદુ, ગોબરૂં, ચુંથાયલું.
છિપવું (ક્રિ) સિંપવું,છાંટવું. [વચનનું રૂપ.
છિયે (ક્રિ) "હોવું"નું વર્તમાન પ્રથમ પુરુષ બહુ-
છી (ના) ગંધાતી ચીજ, ચૂ, નરક. [જવું તે.
છીંક (ના) નાકમાંથી અવાજ સાથે વાયુનું નીક-

છીકણી (ના) તપખીર.
છીકારડું (ના) એક ફેરી પ્રાણી, નાનું હરણ.
છીછરું (વિ) તોછડું, ઉછાંછળું.
છીછી (ના) છી, ગૂ. નરક. (અ) છટ.
છીટ (અ) છટ, તિરસ્કાર અર્થે
છીંટ (ના) રંગીન તરેહદાર સુતરાઉ કાપડ
છીટકોરવું (ક્રિ) છાંટવું, સીંચવું (પાણી).
છીડી (ના) છેડી, આખી છાપેલી પોતડી.
છીંડી (ના) છીંડી, પાછલા બારણાની ખુલ્લી
છીડું (ના) નાની છીંડી, છિદ્ર, દોષ [જગા.
છીણી (ના) છીની, છેદ કરવાનું ઓજાર.
છીત (ના) છીટ, ઠંડ, વહેમ.
છીતરી (ના) બે ઘર વચ્ચેની ગલી.
છીતવું (ક્રિ) લાંધવું, છોપી જવું (વહાણ)
છીદરી (ના) રાતું છાયલ.
છીદવું (ક્રિ) છેદવું, કાણું પાડવું.
છીનવવું (ક્રિ) લુંટી લેવું, ખૂંચી લેવું
છીનવું (ક્રિ) છીણ કરવી, સમારવું.
છીનાળ (વિ) વ્યભિચારીણી, કુલટા.
છીનાળી, છીનાળું (ના) વ્યભિચાર, બદકર્મ.
છીની (ના) છીણ કરવાનું ઓજાર
છીપ (ના) દરિયાઇ જંતુના ઘરની ફાડ.
છીપણું (ના) રામપાતર, મોટું કોડીયું.
છીપો (ના) કપડા છાપનાર.
છીબું (ના) ઢાંકણું
છીલડું (ના) છોડું, છોતરૂં, ચામડી
છીલર (ના) તુટેલું તળાવ.
છીલવું (ક્રિ) છોલવું.
છું (ક્રિ) "હો" ધાતુનું વર્તમાન પ્રથમ પુરૂષ
છુંદણી (ના) છુંદવાનું કામ [એક વચનનું રૂપ
છુંદણું (ક્રિ) ત્રાજુડું, છુંદેલા પાત્રાના રસનું ટપકું કરી ટાંચેથી પાડેલા ડાઘ
છુંદવું (ક્રિ) કચરવું, દાબવું, લોચો કરવો.
છુંદો (ના) કચુમર, ખીમો
છુ (અ) અવાજનું અનુકરણ
છછુંદર (ના) છછુંદર, ચેણુ, એક આતરાબાજી
છુમછુમ (અ) છમછમ, રૂમઝુમ (અવાજ)
છુમતર (ના) જાદુમંતર, અંતે "છુ" બોલવા-
છુર (ના) ઢાંકણું [નો મંત્ર
છુરિકા (ના) ચપ્પુ, છરી.
છુરિત (વ) છવાયલું, ઢંકાયલું.
છુરિકાબંધન (ના) ક્ષત્રિયોનો એક સંસ્કાર,
છુરી (ના) છરી, પાળી, કાતી. [મોકળાશ.
છૂટ (ના) સ્વતંત્ર, સત્તા, હક. રજા, ઘટાડો.
છૂટક (અ) કકડે કકડે, પરચુરણ એકેકુ.
છૂટક (વિ) જુદું જુદું, સ્ફુટ
છૂટકબારો (ના) છૂટકો, છૂટબારો, નીકાલ.
છૂટકારો (ના) છૂટકો.
છૂટકો (ના) મુક્તિ, તોડ.
છૂટવું (ક્રિ) બંધમુક્ત થવું, જુદું પડવું, ઝરપવું, ખલિત થવું, નીસરવું, ફૂટવું.
છૂટાછેડા (ના) પ્રસવ, તલાક, ફારગતી.
છૂટાપણું (ના) છૂટ, સ્વતંત્રતા.
છૂટી (ના) રજા, નવરાસ, પરવાર.
છૂટું (વિ) વિભક્ત, જુદું, મોકળું, સખી.
છૂપવું (ક્રિ) સંતાવું, ગુપ્ત રહેવું.
છૂપાવવું (ક્રિ) સતાડવું, છાનું રાખવું.
છૂપું (વિ) ગુપ્ત, છાનું [થવું.
છૂવાવું, છૂવાઇ જવું (ક્રિ) અભડાવું,અપવિત્ર
છૂવું (ક્રિ) છોવું, અભડાવવું, અપવિત્ર કરવું.
છે (ક્રિ) અસ્તિ, છિ, "હો"નું વર્તમાનરૂપ.
છેક (અ) છેડાસુધી, તમામ, હદબહાર
છેકણી (ના) છેકવાનું ઓજાર.
છેકવું (ક્રિ) છેકો મારવો, ચેહેરવું, રદ કરવું.
છેકો (ના) ચિહ્ન, લીટો, ડાઘ, કાપો.
છેટી (ના) ઘોડી, દાપેલી નાની પોતડી
છેટું (ના) અંતર, ટપ્પો.
છેટે (અ) દૂર, અળગુ.
છેડ, છેડણી (ના) ખીજ, ચટકચાળું.
છેડતી (ના) છીંડા, દોષ, છિદ્ર
છેડવું (ક્રિ) ચડાવવું, ખીજવવું.
છેડાછેડી (ના) વહુવરના વસ્ત્રના છેડાની ગાંઠ.
છેડો (ના) સમાપ્તિ, અંત, હદ, ટોચ, નીકાલ, પાલવ [તોડવો.
છેડો ફાડવો (ક્રિ) તલાક આપવી, લગ્નબંધન
છેણી (ના) ફરસી, વિંધણું, છીણી.
છેતરવું (ક્રિ) છળવું, ઠગવું, ફસાવવું.
છેતરામણ (ક્રિ) ઠગાઈ, ટેટો.
છેતરાવું (ક્રિ) ઠગાવું, ભૂલાવો ખાવો.
છેતાળીશ, છેતાલીસ (વિ) ૪૬ (સંખ્યા).

છેદ (ના) કાણું, કાપ: ઘા, ભાજક, અપૂર્ણાંક
લખતાં લીટીની નીચેનો આંકડો.
છેદક (વિ) છેદનાર, કાપનાર, ભાજક.
છેદન (ના) છેદવાની ક્રિયા. [છેદે તે જગા.
છેદનબિંદુ (ના) જ્યાં બે લીટીઓ એકમેકને
છેદવું (ક્રિ) કાપવું, ચીરવું, નાશ કરવો,
છેબાં (ના) છિદ્ર, બાકોરાં. [ભેદવું.
છેર (ના) નરમ ઝાડો, પાતળી અધાર.
છેરટો (ના) અધામણ.
છેરવું (ક્રિ) પાતળો ઝાડો થવો, ચરકવું.
છેરાટો (ના) છેરટો, અધામણ.
છેલ (વિ) વરણાગિયો, કોડિલો, ફાંકડો.
છેલક (ના) બકરો.
છેલકડી (ના) કોકરવું, ભીખવાણી.
છેલછબીલું (વિ) દેખાવડું, ફૂટડું.
છેલડો (વિ) છેલ (કવિતામાં).
છેલપડી (ના) સોળ (૧૬)નો સંકેત.
છેલબટાઉ (ના) ફાંકડો ઠગ, શોખી જીવડો.
છેલાઈ (ના) છેલપણું, વરણાગી.
છેલાણી, છેલાની (વિ) છેલ.
છેલ્લું (વિ) છેડાનું, અંત્ય.
છેલ્લે સરવાળે (અ) આખરે, છેવટે, છેલ્લીવારે.
છેવટ (ના) આખર, છેડો, અંત.
છેવાડું, છેવાડું (વિ) છેલ્લું.
છેવાવું (ક્રિ) છેલ્લું આવવું, ઝંખવાવું.
છેહ (ના) દગો, વિશ્વાસઘાત, અંત.
છૈયાં (ના) સંતાન, બચ્ચાં, છોકરાં.
છૈએ (ક્રિ) છિયે. "હો" ધાતુ વર્તમાન પ્રથમ
છૈઓ (ના) છોકરો. [પુરૂષ બહુવચનનું રૂપ.
છૈદિક (ના) નેતર, છડી.
છૈયાં (ના) છૈઆં, છોકરાં, સંતાન.
છૈયે (ક્રિ) છૈએ, છિયે.
છૈયો (ના) છૈઓ, છોકરો'
છો (ક્રિ) 'હો" ધાતુ વર્તમાન બીજા પુરુષ
છો (ના) ચૂનો. [બહુવચનનું રૂપ.
છો (અ) છોને, મર, મરને (બેદરકારી અર્થે).
છોઇવટ (ના) જુદું પડવું.
છોકરમત (ના) બાળકબુદ્ધિ, નાદાની.
છોકરવાદ (વિ) નાદાન, અવિવેકી.
છોકરવાદ (ના) બાળક જેવું આચરણ, તોછડાઇ.

છોકરી (ના) બાળકી, કન્યા, બાળા.
છોકરૂં (ના) પ્રજા, સંતાન.
છોકરો (ના) સ્તોક, બાળક.
છોગાં (ના) ગુચ્છા, તોરો.
છોગાળો (ના) છોગાં રાખનાર, છેલ.
છોગું (ના) ગુચ્છો, લટકતો છેડો.
છોછ (ના) શંકા, વહેમ, સંકોચ.
છોછત (ના) છોછ, ખણખોદ.
છોછું (વિ) આછું, ઓછું.
છોજ (ના) છોછ.
છોટિકા (ના) ચુટકી, ચપટી.
છોટું (વિ) નાનું.
છોડ (ના) નાનુ ઝાડ, ગર્ભનું સુકાણું.
છોડબાંધ (ના) છોડવા બાંધવાનું કામ
છોડવવું (ક્રિ) છૂટે તેમ કરવું.
છોડવું (ક્રિ) છૂટું કરવું, મૂકવું, ફોડવું
છોડવો (ના) છોડ.
છોડાવવું (ક્રિ) છોડવવું, મૂકાવવું.
છોડિયાં (ના) છોડાં, પાતળી, છાલ.
છોડિયાં ફાડવાં (ક્રિ) દોષ દર્શાવવા.
છોડી (ના) છોકરી.
છોડું (ના) છાલનો કકડો છાલ.
છોત (ના) છોછ, આભડછેટ.
છોતરૂં (ના) છોડું, ફોતરૂં.
છોતેર, છોત્તેર (વિ) ૭૬ (સંખ્યા).
છોબંધ (ના) છોની બાંધણી.
છોરણ (ના) ત્યાગ, છૂટકો.
છોરૂ (ના) બચ્ચું, બાળક, છોકરૂં.
છોલ (ના) છાલ, ચામડી.
છોલવું (ક્રિ) છોલ કાઢવી, ફોલવું.
છોલાં (ના) છાલાં ફોતરાં. [ઊખ
છોલાવું (ક્રિ) સોરાવું, છોલેલું થવું, ચા
છોલાણું (ના) પીલાવો, કફલાત.
છોવરાવવું (ક્રિ) છો દેવડાવવી, છોલાણું કાં
અભડાવવું, છો લગાડવી.
છોવાવું (ક્રિ) અપવિત્ર થવું, અભડાવું.
છોવું (ક્રિ) અભડાવવું.
છોળ (ના) છાલક, હોડો, તુરંગ, છાલ
છૌં (ક્રિ) છઉં, છું. "હો" ધાતુ વર્તમ
પ્રથમ પુરૂષ એકવચનનું રૂપ.

તોળાટ (ના) તોળનારો [કરવુ તે.
તોળાદાન (ના) દેહ બરાબર તોળીને દાન
ત્યાં (અ) તે ઠેકાણે, તત્ર, તિહા
ત્યાગ (ના) છટકો, વિરાગ, દાન, ન્યાસ
ત્યાગવુ (ક્રિ) તજવુ, છોડવુ, વર્જ કરવુ
ત્યાગી (વિ) વિરાગી, દાન કરી દેનાર
ત્યારનુ (અ) તે વખતનુ
ત્યારે (અ) તે વખતે
ત્યાસી (વિ) ૮૩ (સંખ્યા), ત્ર્યાસી
ત્ર (પ્ર) તારણ રક્ષણ અર્થે, જેમ, પુત્ર, ક્ષાત્ર
ત્રગણુ (વિ) ત્રણગણુ, ત્રગણુ, ત્રિપટ, તેવડુ
ત્રણ (વિ) ત્રીણિ, તણ, (સખ્યા) ૩, રામ, અગ્નિ, અવસ્થા ગયા, ગ્રામ, નાડી, પાપ, દાર, દોષ પુરુષ, વિવાહ, વિષ, ગાયનના સ્થાન તથા પ્રકાર, કાળ, ફળ, કાડ, કર્ણ, ગુણ, તાપ ભુવન, ભુજ, મધુર, મૂર્તિ, લિગ, લોક, ભેદ, લક્ષણ એ વગેરે ત્રણ ગણાય છે
ત્રમણુ (વિ) ત્રગણુ, તેવડુ, ત્રિપટ
ત્રયોદશા (ના) તેરમુ, મરણની ૧૩મી તિથિ
ત્રયોદશી (ના) તેરસ, ૧૩ મી તિથિ
ત્રાગુ (ના) તાગુ, બળાત્કાર, સખત ઉઘરાણી
ત્રાજુડુ (ના) છૂંદણુ.
ત્રાતા (ના) રક્ષણ કરનાર
ત્રાપો (ના) તરાપો
ત્રાસ (ના) પીડા જુલમ, ડર, ધાક, કટાળો
ત્રાસુ (વિ) તરડાયલુ, વાકુ
ત્રાહિ (અ) "રક્ષણ કરો' એ અર્થ
ત્રાહિત (વિ) તટસ્થ, પચ અજાણ્યુ
ત્રિ (વિ) ત્રણ, તણ ૩ (સખ્યા)
ત્રિકટુ (ના) સૂઠ, મરી અને પીપર
ત્રિકમ (ના) ત્રિવિક્રમ, વિષ્ણુ [કોશ વગેરે
ત્રિકાડ (ના) ત્રણ પ્રકારનો ગ્રથ, વેદ, અમર
ત્રિકાળ (ના) ભૂત, વર્તમાન અને ભવિષ્ય, સવાર બપોર, સાજ, શીઆળો, ઉનાળો ને
ત્રિકૂટ (વિ) ત્રણ ટોચવાળો (પર્વત) [ચોમાસુ
ત્રિકોણ (ના) ત્રણ ખુણાની આકૃતિ Δ
ત્રિગુણ (ના) સત્વ, રજ અને તમ (માયાના)
ત્રિચરણ (ના) અગ્નિ
ત્રિજ્યા (ના) મધ્યબિંદુથી પરીઘ સુધીની લીટી
ત્રિતાપ (ના) ત્રણ દુ:ખ, આધિદૈવિક આધિભૌતિક, આધ્યાત્મિક આધિ, વ્યાધિ અને ઉપાધિ
ત્રિદણ્ડી (ના) ત્રણ દંડ ધરનાર સન્યાસી
ત્રિદોષ (ના) વાત, પીત અને કફ (દેહમા)
ત્રિનેત્ર (ના) સદાશિવ, મહાદેવ, શભુ
ત્રિપક્ષી (ના) તરપખી, ત્રીજા પખવાડીઆનુ શ્રાદ્ધ
ત્રિપથગા (ના) ભાગિરથી, ગગા
ત્રિપદ (ના) અગ્નિ
ત્રિપદી (ના) હાથીની સાકળ
ત્રિપાદ (વિ) અદકપાસળી, વૈગ્ય વાયસ
ત્રિપુટી (ના) ત્રણ વાના, જેમ કર્તા, કર્મ, અને
ત્રિપુણ્ડ (ના) શિવમાર્ગીનુ તિલક [ક્રિયા
ત્રિફળા (ના) હરડા, બેડા ને આમળા
ત્રિભગી (વિ) ત્રણ ઠેકાણેથી વળેલો
ત્રિભુવન (ના) ત્રિલોક સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ
ત્રિમૂર્તિ (ના) બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ
ત્રિયા (ના) સ્ત્રી, બૈરી, નારી
ત્રિરાશી (ના) ત્રૈરાશિક, ગણિતની એક રીત
ત્રિલિગ (ના) પુલિગ, સ્ત્રીલિગ, નપુસકલિગ,
ત્રિવળી (ના) પેટપરના ત્રણ વાટા [(વ્યાકરણમા)
ત્રિવિક્રમ (ના) વિષ્ણુ, ત્રીકમ
ત્રિવિધ (વિ) ત્રણ પ્રકારના (તાપ, વગેરે)
ત્રિવેણી (ના) ત્રણ નદી (ગગા, યમુના, સરસ્વતી), નાડી (ઈડા પિગળા, ને સુષુમ્ના)
ત્રિશૂલ (ના) એક આયુધ
ત્રિસ્થલી (ના) પ્રયાગ, અલ્હાબાદ
ત્રીજ (ના) તીજ, તૃતીયા, ત્રીજી તિથિ
ત્રીઠ (ના) પીડા
ત્રીસ (વિ) તીસ (સખ્યા).
ત્રુઠવુ (ક્રિ) રીઝવુ, પ્રસન્ન થવુ
ત્રેતા (ના) બીજો યુગ (૧૨૯૬૦૦૦ વર્ષ)
ત્રેપન (વિ) તેપન, ૫૩ (સંખ્યા)
ત્રેવટી (વિ) ત્રણ જાતની ભેગી (દાળ)
ત્રેવડ (સ્ત્રી) તજવીજ, ખુલાસો
ત્રેવડુ (વિ) ત્રણ પડવાળુ ત્રણગણુ
ત્રૈલોક્ય (ના) ત્રિભુવન, સ્વર્ગ, મૃત્યુ પાતાળ
ત્વ (પ્ર) પણુ અર્થે જેમ દાસત્વ તત્ત્વ
ત્વગિન્દ્રિય (ના) ચામડી, સ્પર્શની ઇંદ્રી
ત્વચા (ના) ચામડી, સ્પર્શેંદ્રિય
ત્વરા (ના) ઉતાવળ, ઝડપ, તાકીદ

## થ

થ (ના) ૧૭મો વ્યંજન [સ્થ=હાથ
થ (આ) "સ્ત"નો, જેમ હસ્ત=હાથ, સ્ત
થઈ ચૂકવું (ક્રિ) પૂરૂં થવું, ખપી જવું
થકવવું, થકાવવું (ક્રિ) થાકે તેમ કરવું
થકી (પ્ર) પાંચમી વિભક્તિનો, થી, લીધે
થક્ક (અ) ચકિત, આશ્ચર્યયુક્ત
થડ (ના) ઝાડનો જમી થી તે ડાળી સુધી નો ભાગ, આરંભ, પાસેની જગા
થડકવું } (ક્રિ) અચકાવું, ચમકવું, અસ્પષ્ટ
થડકાવું } ઉચ્ચાર થવો
થડકો (ના) ખોલવાનો સપાટો, ઉચ્ચારણનું
થડથડવું (ક્રિ) થડથડનો અવાજ થવો [દબાણ
થડવું (ક્રિ) સૂતરને વળ દેવો
થડાથડ (અ) એવો અવાજ
થડું, થડિયું (ના) થડનું મૂળ મૂળિયાની ગાંઠ
થડાવું (ક્રિ) થરડાવું, તરાપનું વાંકું થવું
થંડ (ના) ઠીકળ શરદી, ટાઢ
થંડક (ના) ટાઢક, શીતળતા
થંડુગાર (વિ) ઘણું જ થંડુ
થંડાઈ (ના) ધીમાપણું, આળસ, ભાંગ
થંડી (ના) થંડ, ટાઢ
થંડું (વિ) ટાઢું, શાંત, સુસ્ત
થથડાવવું (ક્રિ) ધ્રમકાવવું, ઠપકો દેવો
થનકથનક } (અ) ઉતાવળી, કૂદતી ચાલનો
થનથન } ધ્વનિનું અનુકરણ
થપ્પડ, થબડાક (ના) હાથની થાપટ
થમણી (ના) થાપણ, દોલત
થમ્ભ (ના) સ્તંભ થાંભલો, આધાર
થમ્ભવું (ક્રિ) અટકવું, ઊભા રહેવું
થયું (ક્રિ) થવુંનો ભૂતકાળ (અ) બસ
થર (ના) અણતરનું પડ, ક્રમ, ચૂડો, હાર,
થરકવું (ક્રિ) બીહીવું, ડરવું, ભયથી ખંચાવું.
થરગાવું (ક્રિ) તરાક-ઢોલિયાનું વાંકું થવું
થરથર (અ) કંપનનું અનુકરણ
થરથરવું (ના) કાંપવું, ધ્રૂજવું
થરથરી (ના) ધ્રૂજરી ખમ્નતરની એક જાત
થરવું (ક્રિ) આસપાસ થર દેવો
થરી (ના) થરની નિશાનીના કાપા
થરેરાટ (વિ) ટટાર, ઊભે પગે
થવું (ક્રિ) બનવું, ક્રિયા ચાલવી, ઊગવું, નીપજવું, ગુજરવું
થળ (ના) સ્થળ, ઠામ, ખાસ જગા
થળી (ના) એક ઓજાર (સોની, કંસારાનું)
થાથું (વિ) થાપાથાપિયું, સુસ્ત
થાંભો, થાંભલો, થમ્ભ (ના) સ્તંભ, ટેકો
થાક (ના) ગાત્રની અશક્તિ, વિરામ, આરામ, આશાએશ [હારવું, કંટાળવું.
થાકવું (ક્રિ) મહેનતથી શરીર અશક્ત થવું,
થાગ (ના) સ્થાગ, તળિયું, છેડો
થાટ (ના) ઠાઠ, દમાક
થાણદાર (ના) થાણાનો ઉપરી
થાણું (ના) મામલતદારની કચેરી, ચોકી
થાણેદાર (ના) થાણદાર, થાણું સાચવનાર
થાન (ના) તાકો, સ્તન, હાથીનામાંનો હીરો
થાનક (ના) સ્થાન, જગા, આસન
થાપ (ના) થાપટ, માટીની લોચ, ભૂલ
થાપ દેવી (ક્રિ) ગારો પાથરવો, ભૂલવવું
થાપટ (ના) થબાક, થપ્પટ, લપડાક [ઠોક
થાપડી (ના) ટીપવાનું ઓજાર, ચપટા હાથની
થાપડો (ના) કૂવા સઢ વગરની હોડી, ચડવાનું પડિયું, ચણાની જાડી પુરી, કાંટાળા થોરના ઝાડનો પત્તો.
થાપણ (ના) પુંજી, મૂડી, થાપ
થાપન (ના) સ્થાપન પ્રતિષ્ઠા, સિદ્ધાંત, મંડન પ્રતિજ્ઞા, ટેકો, પુષ્ટિ
થાપવું (ક્રિ) થાપ દેવી, મહત્તા આપવી, માનવું, કાદવથી ચોટાડવું
થાપી (ના) થાપડી
થાપું (ના) ટાકું
થાપેડુ (ના) એક જાડું કાપડ, પચીખું
થાપો (ના) જાડા મોટા નળિયા હાથો, પંજો
થાબડવું (ક્રિ) ચપટો હાથ જોરથી દાબવો
થાબડી (ના) થાપડી, હીઆનું ઓજાર, છૂટો લાડુ
થાંભલો (ના) થમ્ભ, થાંભલો, સ્તંભ
થાવર (વિ) સ્થાવર સ્થિર, અચળ (મિલ્કત)
થાવું (ક્રિ) થવું, બનવું, હોવું
થાળ (ના) મોટી થાળી, નૈવેદ્ય [વાસણ
થાળી (ના) ધારનું ગોળ, ચપટું ચડતી કોરનું

થાણું (ના) ધંટીની બેઠક, ખલવાની જગા, મથાણું, થડનો આરંભ.
થાળો (ના) મોટી થાળી, તાસ.
થિગળ (ના) કાદવનું થિગડું.
થિગડી (ના) સીવવાનું થિગડું.
થિગડું (ના) ફાટેલી જગાપર જોડેલો કકડો.
થિરતા (ના) સ્થિરતા, થીરપણું, ધીરજ.
થીર (વિ) સ્થિર, અચળ, એક વૃત્તિનું.
થીરથુમડું (ના) કણુસાંનો જથો.
થુંક (ના) જીભપર ફરતું પાણી. [ધિક્કારવું.
થુંકવું (ક્રિ) થુંક બહાર કાઢવું, મોંમાંથી કાઢવું,
થુંક ઉરાડવું (ક્રિ) ગાળ દેવી, અસભ્ય બોલવું.
થુએરિયો (ના) થુંવર, થુવેર, એક ઝાડ.
થુથુ (અ) થુકતાં થતો અવાજ.
થુમડું (ના) કણુસાંનો જથો.
થુવર, થુવેર, થુવેરીઓ (ના) કાંટાનું એક ઝાડ.
થુયો (ના) કુચો.
થુલી (ના) મોળો કંસાર.
થુલું (ના) ચાળણ, છાલાંની કરચો.
થેપલી (ના) થેપલું, થાબડી.
થેપવું (ક્રિ) જાડું, લીપવું.
થેપાડું (ના) જાડું કાપડ, ચોફાળ.
થેબિયા (ના) થોબિયા, ગાલપર વધારેલા વાળ.
થેભો (ના) ટેકો, થોભિયો.
થેલી (ના) કોથળી (નાણુંની).
થેલો (ના) કોથળો, ગુણ.
થૈકાર (ના) નાચ ગાયનની ખુશાલીનો અવાજ.
થોક (ના) જથો, ઝુંડો, ટોળું, કટકો.
થોકડો (ના) થેલી, કોથળી.
થોડું (વિ) જરા, લગાર.
થોડુંક (વિ) જરાક, લગરીક.
થોથડી (ના) થેપલી, બાટી.
થોથર (ના) એક મોનો રોગ.
થોથું (ના) નમાલું લખાણ, સડેલો દાણો
થોથો (ના) કેળનો થાંભલો.
થોભ (ના) પાર, છેડો, અંત.
થોભવું (ક્રિ) અટકવું, દમ ખાવો, પકડવું.
થોભા, થોભિયા (ના) થેબિયા.
થોર, થોરિયો, (ના) થુવર.
થોલો (ના) શરીરનો માસાળ લટકતો ભાગ

## દ.

દ (ના) ૧૮ મો વ્યંજન.
દ (પ્ર) દાયક, દેનાર અર્થે; જેમઃ સુખદ, દુઃખદ.
દંશ (ના) ડંખ, મર્મ, સાર, કીનો, વેર.
દંશિત (વિ) કરડેલું, ડખેલું.
દકાળ (ના) દૂકાળ દુષ્કાળ.
દકાળિયું (વિ) ભૂખાળવું, ખાઉધરું.
દક્ષ (ના) એક મુનિ, પ્રજાપતિ.
દક્ષ (વિ) ચતુર, કસબી, આવડતવાળું.
દક્ષણ (ના) દક્ષિણ, પૂર્વ મુખે ઊભતાં જમણું, મહારાષ્ટ્ર.
દક્ષણા (ના) દક્ષિણા, રોકડ નાણાંનું દાન.
દક્ષણી (વિ) મહારાષ્ટ્ર દેશનું.
દક્ષતા (ના) ચતુરાઇ, ચપળતા.
દક્ષિણ (ના) પૂર્વાભિમુખ ઊભતાં જમણી બાજુ.
દક્ષિણ (વિ) જમણું (અંગ), દક્ષણ.
દક્ષિણાયન (ના) સૂર્યનું દક્ષિણ તરફ ફરવાનું, કર્કથી ધન રાશિમાં સૂર્યને રહેવાનો કાળ.
દંખ (ના) દુઃખ, કષ્ટ, હેરાનગતિ
દખણા (ના) દક્ષિણા, દાનપરની રોકડ ભેટ.
દખણી (ના) દક્ષિણી, મહારાષ્ટ્ર દેશનું
દખણેણ (ના) દક્ષણીની સ્ત્રી.
દખમું (ના) પારસીઓનું મસાણ.
દખ્ખણ (ના) દક્ષિણ દિશા, મહારાષ્ટ્ર દેશ.
દગડ (ના) પથ્થરો, પહાણો.
દગડું (ના) ખાંભી, થાંભલે બેસાડવાનું લાકડું
દગડો (ના) પથ્થરો, મોટું ઢેફું. [ક્રિ પથ્થરો.
દગદગો (ના) શક, વેહેમ, આનાકાની
દગલબાજ (વિ) છળ, કપટકર્તા, વિશ્વાસઘાતી.
દગલબાજી (ના) છળભેદ, ઠગાઇ, વિશ્વાસઘાત.
દગાખોર, દગલબાજ (વિ) ઠગ, કપટી.
દગાબાજી (ના) દગલબાજી, કપટ.
દગો (ના) કપટ, છળ, ફેંટો, વિશ્વાસઘાત.
દગ્ધ (વિ) બળેલું, દાઝ્યું.
દગ (વિ) દિગમૂઢ, ચકિત, વિસ્મિત.
દગડી (ના) ઘાસ વેચવાની વખાર.
દંગો (ના) બંડ, તોફાન, હુલ્લડ, રીસાદ.
દજન (ના) ૧૨ નગ (અંગ્રેજી).
દઝાડવું (ક્રિ) દાઝે તેમ કરવું.

દઝાડિયું (વિ) અડધું બળેલું.
દટાવવું (ક્રિ) દાટે તેમ કરવું.
દટાવું (ક્રિ) ભોંયમાં દબાવું, ઢંકાવું.
દડ (ના) પોચી જમીન (રેતીની,કાદવની).
દડકો (ના) લચકો, પોદળો.
દડયો (ના) જાડું વાસણ.
દડદડ, દડદડાટ (અ) ઉપરાઉપરી (આંસુ).
દદ્દડી (વિ) ઘણી નરમ નહિ અને ઘણી ધાઠી [નહિ તેવી.
દડબ (ના) ઢેફું, ગુમડાની ગાંઠ
દડબુ (ના) ઢેફું, ગુમડાની ગાંઠ.
દડવું (ક્રિ) ખળી સાફ કરવી.
દડાવું (ક્રિ) ખળીનું સાફ સરખું થવું.
દડિયો (ના) દ્રોણ, પડિયો.
દડી (ના) નાનો દડો, નાનો વીટલો (દોરાનો)
દડૂક (અ) ટૂકાંટૂંકાં પગલાંની દોડ.
દડૂલી (ના)નાનો દડિયો, ભાડભૂંજાનું ઓજાર
દડૂલો (ના) ધાણી હલાવવાનું ઓજાર.
દડો (ના)ચીથરાં, ચામડાં કે સૂતળનો ગોળ વીંટો
દણુ (ના)તોફાની ઢોરને ગળે બાંધવાનું લાકડું.
દણ્ડ (ના) હાથ, લાકડી, સજા, ચાર હાથનું માપ, જોર, એક કસરત. [પ્રણામ.
દણ્ડવત (ના) લાકડી પેઠે લાંબા થઈ કરેલા
દણ્ડવું (ક્રિ) સજા કરવી, નાણું કઢાવવું.
દણ્ડિત (વિ) દંડ પામેલો, હામીજ.
દણ્ડિયો (ના) ચોફી, એક જાતનું લુગડું.
દણ્ડિ (ના) એક જાતનો સન્યાસી.
દણ્ડૂકો (ના) હાથ બે હાથ લાંબો જાડો લઠ્ઠ.
દણ્ડો (ના) દંડો, કદાવર પુરુષ.
દણ્ણું (ના) દળવા આપવાનું અનાજ.
દત્ત (પ્ર) આપેલું, જેમ ઈશ્વરદત્ત
દત્તક (ના) વિધિપૂર્વક ખોળે લીધેલો પુત્ર.
દત્તવું (ક્રિ) આપવું, દેવું.
દદામુ (ના) ડિણ્ડિમ, દલામુ, મોટો ડમકો.
દદુડી (ના) નાનો દદુડો.
દદુડો (ના) ધોધ પડતી પાણીની ધાર.
દધિ (ના) દહીં.
દધિજા (ના) લક્ષ્મી, સાગરપુત્રી.
દન (ના) દિન, દિવસ, દહાડા.
દનુજ (ના) દાનવ, દૈત્ય, અસુર.
દનૈયું (ના) રોજનું કાચું નાણું.
દન્ત (ના) દાંત, દાંતા.
દન્તકથા (ના) ચાલતી કહાણી.
દન્તી (વિ) દાંતવાળું (હાથી, કાંસકી, વિગેરે).
દન્તુડી (ના) નાનો દાંત.
દન્તુશ, દંતશૂલ (ના) મોટા દાંત
દંત્ય (વિ) દાંત સંબંધી (અક્ષરો)
દપકામણ (ના) દબડામણ, ધમકી, દમ.
દપટ (વિ) દુપ્પટ, બેવડું, પુષ્કળ.
દપટવું, દપટાવવું (ક્રિ) દબાવવું, સંતાડવું
દપોટો (ના) ઉચાં લુગડાંની ગાંસડી.
દફણાવવું (ક્રિ) હોડી ચલાવવી, લગાવવું.
દફતર(ના)સરકારી કાગળીયાં,ચોપડાં,જેસ્તા
દફતરખાનું (ના) દફતર રાખવાની જગા કિતાબખાનું.
દફતરદાર (ના) દફતર રાખનાર હિસાબી કાર [ભારી
દફતરી (ના) દફતર સાચવનાર.
દફન (ના) દાટવાનું કર્મ.
દફનાવવું (ક્રિ) દાટવું, ગાડવું.
દફે, દફેરફે (વિ) માંડી વાળેલું, પતાવેલું.
દફેદાર (ના) ઘોડેસ્વારોનો અમલદાર, ઉપરી સીપાઈ. [ખાવું.
દબડાવવું (ક્રિ) ધમકાવવું, હલકારવું, દાબીને
દબદબો (ના) ઠાઠમાઠ, ધામધૂમ, દમામ.
દબવું (ક્રિ) દબાવું, નરમ પડવું.
દબાણ (ના) દાબ, ધરમ, આંકોશ.
દબામણ (ના) ધમકી, ધાસ્તી, દાબ [કઈજવું.
દબાવવું (ક્રિ) ધમકાવવું, દબાય તેમ કરવું.
દબેલ (ના) ડરેલું, ભીત, તાબેદાર, ઓશિયાળું
દમ (ના) શ્વાસોશ્વાસ, પ્રાણવાયુ, જીવ, એક રોગ, ગુણ, સત્વ, જોર, અભિમાન, ધીરજ, થાક, શક્તિ, બીક.
દમ મારવો (ક્રિ) ધૂમાડો ખેંચવો, દબાવવું, શ્વાસ રૂંધવો.
દમડી (ના) બદામ, હલકામાં હલકો સિક્કો,પૈ.
દમડો (ના) જીવ, પૈસો.
દમણ (ના) દમન, તાબે, વશ, જીત, એક ગામ.
દમણી (ના) બળદની નાની ગાડી (વિ)દમ-
દમણું (ના) મોટું ગાલ્લું. [ણનું.
દમદમાટ (ના) દબદબો, ઠાઠમાઠ, ભપકો
દમન (ના) દમણ, વશ, તાબો, જય, નિગ્રહ

દમપરદમ (અ) વારેવારે, ઉપરાઉપરી.
દમવું (ક્રિ) સતાવવું, દુઃખ દેવું, જુલમ કરવો.
દમાક, દમામ (ના) દબદબો, ભપકો, ટાપટીપ.
દમિયલ (વિ) દમના રોગવાળું, ક્ષયરોગી.
દમોદમ (અ) સરસાઈથી, ચરસાચરસીથી.
દમ્પતિ (ના) સ્ત્રી અને પુરુષ, સજોડું.
દમ્ભ (ના) ખોટુ ડોળ, પ્રપંચ, ઢોંગ, પાખંડ, [માયા.
દમ્ભી (વિ) ઢોંગી, પાખંડી, કપટી
દયા (ના) કૃપા, દુઃખીને જોતાં થતી મનોવૃત્તિ.
દયામણું (વિ) જોતા દયા ઉપજે તેવું, ગરીબડું
દયાવન્ત, દયાવાન, દયાળ, દયાળુ (વિ) કૃપાળુ, દયા કરનાર.
દર (ના) ભાવ, ખરો પાકવાની જગા, પ્રતિ.
દર, દરએક (વિ) એક, એકેકું, પ્રત્યેક.
દરકાર (ના) ગરજ, તમા, કાળજી. [રજુનામું.
દરખાસ્ત, દરખારત (ના) અરજ, હુકમનામું,
દરગા (ના) પીરનું સ્થાન, દરબાર, આંગણું
દરગુજર (ના) ક્ષમા. માફી, અખારા.
દરજણ (ના) દરજીની બૈરી. દર્જન.
દરજી (ના) મૂઇ, કપડાં સીવનાર.
દરજ્જો, દરજ્જે (ના) અધિકાર, પદવી, ઓધ્ધો.
દરડ (ના) દડ, પોચી જમીન
દરણું (ના) દળણું, દળવાની ચીજ.
દરદ (ના) દુઃખ, રોગ, ગભરાટ, મર્મ, રસ.
દરદાવો (ના) કોઈ પણ જાતનો હક, ઈલાકો
દરદી (વિ) દ.ખી, રોગી, રસિક.
દરબાર (ના) રાજસભા, કચેરી, રાજા, અદાલત
દરબારી (વિ) દરબાર સંબંધી, રાજકીય.
દરમાયો (ના) મહિનો, માસિક પગાર.
દરમિયાન (અ) વચમાં, અરસામાં.
દરવાજો (ના) કોટનુ બારણું, રસ્તો.
દરવાન (ના) દરવાજે બેસનાર સીપાઇ.
દરવેશ (ના) ફરતો ફકીર.
દરશણિયું (ના) સ્ત્રીઓના કાંટાનુ એક ઘરેણું.
દરશવું (ક્રિ) દેખાવું, નજરે પડવુ.
દરાખ (ના) દ્રાક્ષ, ખીસમીસ
દરાજ (ના) દદુ, ગજકરણ, એક રોગ.
દરાજિયું (વિ) દરાજવાળુ, દરાજનું.
દરિદ્ર (ના) દારિદ્ર, કનાસ્તિયત, ગરીબાઈ.
દરિદ્ર (વિ) ગરીબ, કંગાળ, દળદર રાખનાર.

દરિયાઈ (વિ) દરીઆસંબંધી, એક રેશમી કાપડ.
દરિયાફ, દરિયાફ્ત (ના) વિચાર, તર્ક, ધારણા.
દરિયાવ (ના) દરિયો, સાગર.
દરિયો (ના) સમુદ્ર, ખાડી, ખારા પાણીનું [જળાશય.
દરી (ના) ગુફા, ગુહા.
દરેક (વિ) દરએક, પ્રત્યેક.
દરો (ના) દૂર્વા, દરોઇ, એક ઘાસ, ખાડો.
દરોગો (ના) મુખી વડો.
દરોડો (ના) ધાડ, લુંટ.
દરોબસ્ત (વિ) બરાબર, અખંડ.
દર્દૂર (ના) દેડકો, દાદુર.
દર્પ (ના) ગર્વ, મગરૂબી, અહંકાર.
દર્પણ (ના) આરસો, આયનો, ખાપ.
દર્ભ (ના) એક પવિત્ર મનાતું ઘાસ.
દર્શક (ના) દેખાડનાર.
દર્શન (ના) નજર, દૃષ્ટિ, પ્રેક્ષણ, શાસ્ત્ર, ઝાંખી.
દર્શાવવું (ક્રિ) દેખાડવું, બતાવવું.
દર્શી (વિ) જોનાર, જેમ તત્વદર્શી, દુરદર્શી.
દલ (ના) દિલ, મન.
દલગીર (વિ) ઉદાસ, શોકાતુર.
દલગીરી (ના) શોક, ઉદાસી, બેચેહેની.
દલન (ના) દળણું, દળામણી.
દલામુ (ના) ડિંડિમ, મોટો ડમકો.
દલાલ (ના) સાટું કરાવનાર, મધ્યસ્થ.
દલાલી, દલાલું (ના) દલાલનું કામ, તે કામની [હકસાઈ.
દલીલ (ના) તકરાર, સબબ, બહાનું.
દલ્લો (ના) થાપણ, ચેલી, પુંજી.
દવ (ના) દાવાગ્નિ, દાવાનળ, વનની આગ.
દવા, દવાઇ (ના) ઓસડ, ઔષધ, ઉપાય.
દવાખાનું (ના) ઔષધાલય, હૉસ્પીટાલ.
દવાડ (ના) દવ, દાવાનળ.
દશ (વિ) ૧૦, આગળ (સંખ્યા), અવતાર, અંક, દિશા, રાવણનાં મુખ એ ૧૦ ગણાયછે.
દશગ્રંથ (ના) વેદના ગ્રંથો, સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિઘંટ (નિરુક્ત), છંદ અને જ્યોતિષ.
દશ દિશા (ના) પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન, આકાશ અ- [ને ધરતી.
દશમું (વિ) દશમા ક્રમનું, દશમ.
દશ મૂળ (ના) દશ ઔષધિનાં મૂળિયાં.

દશાંશ (ના) દશમો ભાગ, દશ દશના ભાગ-
 ની ગણિતની એક રીત.
દશો(ના) હાલત ગ્રહની ચાલ, ગાડીની આંતરી
દશા (વિ) વાણિયાની જ્ઞાતિનાં તડની સંજ્ઞા.
દશાહ (ના) મરણનો દશમો દહાડો.
દશાહરા (ના) જેઠ સુદ ૧૦ (ગંગાજન્મ).
દશીયાં (ના) વિવાહ પછી થોડા દહાડા વર-
 વહુ પોતપોતાંને સાસરે જમવાં જાય છે તે.
દશેરી (ના) દશ શેર વજનનું કાટલું.
દશશેરો (ના) દશ શેર માય તેવું ઠામ, દશ
દસ (ના) દશ, ૧૦ (સંખ્યા). [શેરનું વજન.
દસકત (ના) દસ્ખત, હુરફ, સહી.
દસકો (ના) દશ વર્ષ, દશનો જથો.
દસમ (ના) દસ્સેમ, દશમી તિથિ.
દસરા (ના) દશેરા, વિજયાદશમી, આશો સુદ
દસી (ના) દશ વર્ષનો કાળ. [૧૦.
દસેરા (ના) વિજયાદશમી, આશો સુદ ૧૦.
દસ્ત (ના) હાથ, સત્તા, ઝાડો, જુલાબ.
દસ્તાન (ના) રજોદર્શન, અટકાવ.
દસ્તાવેજ (ના) લખત, ખત, એગ્રીમેંટ.
દસ્તુર (ના) રીત, ધારો, શિરસ્તો, પારસીનો
દસ્તુરી (ના) હકસાઇ, સુખડી, ધારો. [ગોર.
દસ્તો (ના) ખાણીનો દાંડો, હાથો, ધાયો.
દસ્સેમ (ના) દસેમ, દસમી તિથિ.
દહન (ના) બાળવાની ક્રિયા, દેણુ
દહવું (ક્રિ) બાળવું, સળગાવવું.
દહીં (ના) દધિ, અપ્રકોયલુ દૂધ.
દહીંતરૂં, દહીંથરૂં (ના) ઘણા મોણની ઘીમાં
 તળેલી પરશુદીની જાડી પુરી.
દહીંવડું (ના) દહીંમાં આથેલું વડું. [પત્ર.
દળ (ના)ઘસેટ, એક પોશાક, સેન, પંક, જાડાઇ
દળણું (ના) દરણું, દળવાનો પદાર્થ.
દળદર (ના) દારિદ્ર, કંગાળિયત.
દળદાર (વિ) જાડું, ઘટ્ટ.
દળવાદળ (ના) તોફાની વાદળી, સેના.
દળવું (ના) લોટ કરવો.
દળામણ (ના)દળવાની મજુરી, દળવાનું કામ.
દળામણી (ના) દળવાની મજુરી.
દળાવવું (ક્રિ) દળે તેમ કરવું.
દળાવું (ક્રિ) દળી શકાવું.

દાંડી (ના) દાંડી, લાકડી, મિનારો.
દાંડો (ના) દંડ, રસ્તો, પરાઇ, હાથો.
દાંત (ના) દન્ત, કીનો.
દાંતરૂં, દાંતલું (વિ) બહાર દેખાતા દાંતવાળું.
દાંતો (ના) કાંસકીના દાંત.
દાંતિયાં (ના) ચિડિયાં, કુંકશ. [હાલવું.
દાંતિયું (વિ) ચિડીયું. (ના) રીસમાં દાંતનું
દાંતી (ના) કાંસકી, ફણી, દાંતનું ટેકણ, દાંત
 ફુટતાં છોકરાને કોટે બાંધવાનું માદળિયું,
 વાઘનખ વગેરે, તડ.
દાંતો (ના) દાંત જેવી અણીદાર ચીજ, દાંત
 જેવો આકાર.
દાંભો (ના) લાલ દાંડીની ભાજીનો છોડ, શાક.
દાઇ (ના) સોયાણી, હુલમડી, બાળકનું દુઃખ.
દાઈ (ના) દાયક, દાયી, દેનાર અર્થે જેમ:સુખ-
દાઈયેણ (ના) દાઇ, સોયાણી, હુલમરી [દાઇ.
દાઉ (ના) બલદેવજી.
દાઉદી (ના) એક છોડ, ગુલદાવરી.
દાઉદી (વિ) વોહોરાની એક પ્રજા.
દાખલ (ના) પ્રવેશ, પસાર, હાજર, નોંધ.
દાખલો (ના) દૃષ્ટાંત, ઉદાહરણ, અનુભવ,
 જાણ, પુરાવો, હિસાબ, નિશાની.
દાખવવું, દાખવું (ક્રિ) દેખાડવું, બતાવવું.
દાગળી (ના) કાણામાં જડેલો ડાટો, બુદ્ધિ.
દાગીનો (ના) ઘરેણું, નંગ.
દાઝ (ના) બીજાનું દુઃખ દેખી થતો બળાપો,
દાઝણું (ના) ભોંય તપવું તે [દયા.
દાઝવું (ક્રિ) ઊનું લાગવું, બળવું, ચચળવું.
દાડમ (ના) દાડિમ, અનાર (એક ફળ).
દાડમી (ના) દાડમડી, દાડમનું ઝાડ.
દાઢ (ના) દાઢા, જડબામાંના બેવડા દાંત.
દાઢ આવવી (ક્રિ) દાઢને લગતી થામડી સૂકાવી.
દાઢમાં રાખવું (ક્રિ) કીનો રાખવો.
દાઢિયો (ના) મજુર, રોજે રાખેલો માણસ.
દાઢી (ના) દાઢિકા, હડપચીના વાળ,
 હડપચી, રોજ.
દાઢું (ના) દાઢી પર વધારેલા વાળ, હજામત.
દાઢો વટવો (ક્રિ) આટકાવ ચઢવો.
દાણ (ના) જગાત.
દાણલીલા (ના) કૃષ્ણની દાણ સંબંધી ક્રીડા.

દાણા (ના) દાણોદુણી, ધાન્યના કણ
દાણાદાર (વિ) દાણાવાળુ, દાણાપડતુ
દાણિયુ (ના)કાળીઆઠી, કાળા કીડીઆની સેર
દાણી (ના) દાણ લેનારો (વિ) દાણાદાર
દાણો (ના) અનાજ, વગેરે
દાણોદુણી (ના) અનાજ વગેરે
દાણોપાણી (ના) અન્નજળ, અંજળ, ખાનપાન, નસીબ [ઓજાર
દાતડી, દાતરડું (ના) દાતરડી, દાતરડુ, એક
દાતણ (ના) દંતકાષ્ટ, દાત સાફ કરવાનુ મકુ
દાતણપાણી(ના)દંતધાવન, દાત સાફ કરી મુખ
દાતણિયો (ના) દાતણ વેચનારો [વાનુ તે
દાતરડી (ના) નાનુ દાતરડું
દાતરડુ (ના)ઘાસ કાપવાનુ એક વાકુ ઓજાર
દાતા, દાતાર, દાતારી (વિ) આપનાર, ઉદાર,
દાથરી (ના) ઠીકરાની કથરોટ [સખી
દાથરિયુ (ના) ઠીકરાનુ વાસણ [મો ચાડુ
દાથરો(ના)ભફાતા પદાર્થની નીચે ગખેલુ ઘાસ
દાદ (ના) ફરિયાદ, અરજ સભાળ, ખબર
દાદર (ના) પાટીયાની સીડી, નિસ્રેણી
દાદરબારી(ના)દાદરનુ બારણુ, દાદરાનુ ઢાકણ
દાદરો (ના) દાદર, ગાયનનો એક પ્રકાર
દાદી (ના)બાપની મા, પિતામહી, માની મા, માતામહી નાની
દાદી (વિ) પ્રતિવાદી જવાબ દેનાર
દાદુર (ના) દદુર, દેડકો [માતામહ નાનો
દાદો(ના)બાપનો બાપ પિતામહ માનો બાપ
દાધર (ના) દર્દુ, દરાજ, ગજકરણ
દાઝવુ (ક્રિ) બળવુ, દાઝવુ
દાધાબળ્યુ(ના) અર્ધદગ્ધ, ચીડીયુ રડતી સૂરત
દાધારગ્યુ (વિ) બળેલ, દાધાબળ્યુ
દાધેલ (વિ) બળેલુ
દાન (ના) અર્પણ, ભેટ, ભીખ [પાનદાન
દાન(પ્ર)રાખનાર ધરનાર અર્થે જેમ કલમદાન
દાન (પ્ર) જાણનાર અર્થે જેમ કદરદાન,નાદાન
દાનત (ના) દિલ, અંતઃકરણ, હેતુ,
દાનતદારી (ના) ન્યાયબુદ્ધિ પ્રામાણિકતા
દાનપાત્ર (વિ) દાન આપવાને યોગ્ય
દાનવ (ના) દૈત્ય, રાક્ષસ, અસુર
દાનાઈ (ના) ડહાપણ, વિવેક, બુદ્ધિમાનપણ
દાનાવ, દાનુ (વિ) ડાહ્યુ, વિવેકી, સમજુ
દાપુ (ના) કર, લાગો, હકની માગણી
દાબ (ના) અંકોશ, દબાણ
દાબડી (ના) ડબ્બી, નાનો દાબડો [ખરી.
દાબડો (ના) ઢાકણવાળુ દામ, ડબ્બો, ઘોડાની
દાબણ (ના)દાબવાનુ ઓજાર, આકોશ, સખ્તી,
દાબવુ (ક્રિ) ચાપવુ છુદવુ, ભાર દેવો
દાભ (ના) દર્ભ, કુશ, એક જાતનુ ઘાસ
દાભડી (ના) દાભની એક જાત, દુર્વા
દામ (ના) પૈસો, ગરથ, કડી, વીજળી
દામણ(ના)પશુને પગે બાધવાનુ દોરડુ,ડામણ
દામણી (ના) વીજળી, માથાનુ એક ઘરેણુ
દામણું (ના) ગરીબડુ, દયામણુ, રેઢિયાની
દામની (ના) વીજળી, દામિની [દોરી
દાયક (પ્ર) આપનાર અર્થે, જેમ, સુખદાયક
દાયકો (ના) દશનો જથ્થો
દાયણ (ના) સોયાણી, દાઇ, દાયાણી
દાયરો (ના) સમુદાય, ટોળુ, મડળી
દાયાણી (ના) દાયણ સુઈયાણી
દાયી (ના) દાયક, આપનાર.
દાર (ના) દારા, સ્ત્રી ધણી, પુરુષ
દાર (પ્ર) વાળુ અર્થે જેમ ચોકીદાર,અણીદાર
દારા (ના) સ્ત્રી પત્ની
દારિદ્રય (ના) દરિદ્ર, દળદર, ઘણી ગરીબી
દારુ (ના) લાકડું કાષ્ટ, મદ્ય, સુરા
દારુડિયો (વિ) દારુબાજ મદ્યપી
દારુણ (વિ) વિકરાળ ભયકર
દારુબાજ (વિ) દારુડિયો, મદ્યપી
દારુહળદ (ના) એક ઔષધિ
દારૂ (ના) સુરોખાર, ગધક અને કોયલાની તરત સળગી ઊઠે તેવી મેળવણી
દારૂખાનુ (ના) આતશબાજી
દારોગો (ના) દરોગો, મુખી ઉપરી.
દાલચીની (ના) તજ, એક તેજનો
દાવ (ના) વારો, રમતનુ સ્થાન, લાગ
દાવદી (ના) દાઉદી એક જાતનું ફુલ
દાવાદણ (ના) તોફાની વાદળુ, વાવાઝોડું
દાવાનળ (ના) દવ જગલની આગ
દાવો (ના) હક, માલિકી સ્વામિત્વ.
દાસ (ના) સેવક, ચાકર, નોકર, ગુલામ.

દાસત્વ (ના) દાસપણું, ચાકરી, ગુલામગીરી.
દાસી (ના) ચાકરડી, ગુલામડી, લોંડી.
દાસ્તાન (ના) દૃષ્ટાંત, કિસ્સો, આખ્યાન.
દાસ્ય (ના) દાસત્વ, દાસપણું, ચાકરી.
દાહ (ના) આગ, લાહ્ય, ક્ષુધા.
દાહ (વિ) સળગી ઊઠે તેવું. [પોપડા.
દાળ (ના) દ્વિદલ, કઠોળની ફાડ, ઈંડાનો માવો,
દાળિયા (ના) શેકેલા કઠોળના દાળ, ભૂંજેલા દાણા.
દાળિયા (વિ) દળ વેચનાર, દાળના વેપારી.
દિઅર (ના) દેવર, સ્ત્રીના વરનો નાનો ભાઇ.
દિક (ના) દિશા, બાજુ.
દિક્પાલ (ના) દિશાના દેવ, દિગ્ગજ.
દિક્ત (ના) આનાકાની, રોક, હરકત.
દિકામાલી (ના) એક કડવું ઓસડ.
દિગન્ત (ના) દિશાનો છેડો.
દિગન્તરેખા (ના) દૃષ્ટિમર્યાદા, ક્ષિતિજ, આકાશ
દિગપાળ (ના) દિક્પાલ, દિશાના દેવતા [કક્ષા.
દિગમૂઢ (વિ) દિઙ્મૂઢ, આધળુ ભીન.
દિગમ્બર (ના) શિવ. (વિ) નાગું. નગ્ન.
દિગર (અ) બીજું, વિશેષ, વળી.
દિગ્ગજ (ના) દિશાના હાથી (ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક). પ્રચંડ પુરુષ, ખેતરપાળ.
દિગ્ધ (ના) ઝેરી બાણ, લિપ્ત, રેલછેલ.
દિગ્વિજય(ના)સર્વત્ર મેળવેલો જય,મોટી ફતેહ
દિગ્વિજયી (વિ) દિગ્વિજયકર્તા
દિત (વિ) છિન્ન, ખંડિત.
દિતિ (ના) કશ્યપપત્ની, દૈત્યની મા.
દિતિસુત (ના) અસુર, દાનવ, દૈત્ય.
દિધિષુ (વિ) પુનર્ભૂ, છાંડેલી કન્યા પરણનાર.
દિન (ના) દિવસ, દહાડો.
દિનકર (ના) દિવાકર, સૂર્ય.
દિનમાન (ના) દિવસનુ માપ.
દિનાંત (ના) દિવસનો અત, સાંઝ.
દિબાચો (ના) પ્રસ્તાવના, પૂર્વપીઠિકા.
દિમામ (ના) દમામ, ઠાઠ, ભપકો.
દિમેટી (ના) દુમેટી, એક જાતનું કાપડ.
દિયર (ના) દિઅર, દેવર.
દિલ (ના) કલેજું, મન. પ્યાર, ઇચ્છા.
દિલગીર (વિ) શોકાતુર, ઉદાસ.
દિલગીરી (ના) શોક, ઉદાસી, બેચેની,
દિલદાર (વિ) દિલનો ધણી, જીવજાન, પ્રાણ-
દિલદારી (ના) ખરી મોહોબત, યારી. [પ્રિય
દિલભર (વિ) આશક, માશૂક
દિલાવર (વિ) બહાદુર, હિમતવાન, સખી.
દિલાવરી (ના) બહાદુરી સખાવત, ઉદારતા.
દિલાસો (ના) ધીરજ, મનનું સમાધાન.
દિલીપ (ના) ભગીરથનો પિતા.
દિલોજાન (વિ) પ્રાણપ્રિય, જીવ જેવું વહાલું.
દિવસ (ના) દિન, દહાડો, અહોરાત્ર.
દિવસપતિ (ના) સૂર્ય, સૂરજ, અંશુમાન.
દિવાકર (ના) સૂરજ, દિનકર, દિનમણી
દિવાકીર્તિ (ના)હજામ, નાવી, નાપિત,ઘાંયજો.
દિવાન (ના) પ્રધાન, વજીર, કારભારી, ગ્રંથ, મોટો ઓરડો. [ગજાનું એક ઘરેણું.
દિવાનખાનું (ના) રવેશ મુલાકાતનો ઓરડો.
દિવાનગીરી(ના)વજીરની પદવી, પ્રધાનનું કામ
દિવાનાપણું (ના) ઘેલાઇ, ગાંડપણ.
દિવાની (વિ) સેનુરેણ સંબંધી (અદાલત ઇ૦).
દિવાનું (વિ) ગાંડું, ઘેલું, મગજનું ગએલું.
દિવાધિકા (ના) છછુંદરી.
દિવાલ (ના) ઘેરો, ફેરો, ભીત, કીમતી ઘેરો.
દિવાનગીરી (ના) ભીતમાં જડેલી દીવાની
દિવેટી (ના) દિમેટી, દુમેટી (કાપડ) [બેઠક.
દિવ્ય (ના) દેવતાઇ, સુંદર, ભપકાદાર..
દિવ્યજ (ના) ધીજ, અસાધારણ પ્રતિજ્ઞા.
દિશ (ના) દિશા બાજુ.
દિશા (ના) બાજુ માર્ગ, ઝાડેજંગલ.
દી (ના) દિવસ, દહાડો (ગ્રામ્ય)
દીકરી (ના) છોકરી, બેટી, પુત્રી.
દીકરો (ના) છોકરો, પુત્ર, બેટો
દીક્ષા (ના) મન્ત્રોપદેશ, ધર્મોપદેશ, યજ્ઞક્રિયા.
દીક્ષિત(વિ)દીક્ષા પામેલું, યજ્ઞ કરનાર બ્રાહ્મણ.
દીઠ (અ) અકેક, દરેક, પ્રત્યેક.
દીઠું (ક્રિ) જોયું, "દેખવું" નું ભૂતકાળનું રૂપ.
દીદાર (ના) ચહેરો મોઢું, ઢગ [તામાં).
દીધ,દીધું (ક્રિ) આપ્યું. દેવુંનું ભૂતરૂપ (કવિ-
દીન (વિ) ગરીબ, રાંક, લાચાર.

દુઝણું (વિ) દુઝતું, દુઝે એવું.
દુઝવું (ક્રિ) દૂધ દેવું, રસ ઝરવો, કમાણી કરવી.
દુઝાણું (ના) દુઝણાં ઢોરો
દુણાવું (ક્રિ) બળવું, દાઝવું, ચીડવું.
દુણો (ના) દુણાવાનો વાસ.
દુણ્ડ (ના) મોટું ફૂલેલું પેટ.
દુણ્ડાળો (વિ) મોટા પેટવાળો (ગણપતિ).
દુણ્ડો (ના) પાનાનો જથો, ફારમ, લાવણી-વાળાનું એક તર.
દુદરા (ના) નાના ઢોલ, પગરખી, જોડી.
દુધિયું, દૂધી (ના) એક વેલો, શાક.
દુધીપાક (ના) દુધીનો હલવો.
દુનિયા (ના) જગત, આલમ.
દુનિયાદારી (ના) સંસારવહેવાર, લોકરીત, [જનનીતિ.
દુન્દુભિ (ના) ઢોલ, નોબત.
દુપટ (વિ) બેવડું, બેગણું.
દુપટો (ના) ખેસ, ઉપરણો.
દુપ્પટ (વિ) દુપટ, બેવડું.
દુભણ (ના) પરતાવો, દુભાગવાનું કામ.
દુભવું, દુભાવવું (ક્રિ) જીવ બાળવો, સતાવવું.
દુભાવો (ના) દુભણ, દુખાવો.
દુભાષિયો (ના) બે ભાષા જાણનાર, તરજુમો [કરનાર.
દુમ (ના) પૂછડી.
દુમચી (ના) જીન તંગ રાખવાનું ચામડું, ચામડાની થેલી.
દુમાસ (ના) એક જાતનું કાપડ.
દુરસ્ત (વિ) લાયક, ખરું, ઠીક.
દુરસ્ત કરવું (ક્રિ) સુધારવું, ઠીકઠાક કરવું.
દુરાચરણ (ના) ખરાબ ચાલ, બદચાલ.
દુરાચરણી, દુરાચારી (વિ) દુરાચરણવાળું, દુષ્ટ.
દુરિજન (વિ) દુર્જન, દુર્વર્તનવાળો.
દુર (ઉ) ઉતરતું, ખરાબ, મુશ્કેલ, ઇત્યાદિ અર્થમાં ક્રિયાને દોરનાર.
દુર્ગ (ના) કિલ્લો, કોટ, ગઢ, કપરી વાટ.
દુર્ગન્ધ, દુર્ગન્ધી (ના) ખરાબ વાસ, બદબો.
દુર્ગા (ના) પાર્વતી, ભવાની, ચંડી (માતા).
દુર્ગાચલ્લી (ના) રાતી આંખની કાળી ચલ્લી.
દુર્ગાષ્ટમી (ના) શુદની આઠેમ, દેવીભક્તોનું [વ્રત.
દુર્ગુણ (ના) કટેવ, ખરાબ લત.
દુર્ગુણી (વિ) દુર્ગુણવાળું.
દુર્ઘટ (ના) મુશ્કીલથી પાર પડે તેવું. [ખળ
દુર્જન (વિ) અનીતિમાન. (ના) દુષ્ટ માણસ
દુર્જનતા (ના) દુર્જનપણું દુષ્ટતા, ખળતા.
દુર્જર (વિ) દુઃખે પચે તેવું.
દુર્દશા (ના) પડતી હાલત.
દુર્બળ (વિ) કમજોર, ગરીબ.
દુર્જર (ના) પેટ.
દુર્ભિક્ષ (ના) ભીખ પણ ન મળે તેવો કાળ.
દુર્લભ (વિ) યત્ને મળે તેવું, વીરલ, અઘરું, [કીમતી.
દુર્વ્યસન (ના) કુછંદ, કટેવ.
દુલવું (ક્રિ) વ્યાજમાં ડુબવું.
દુલારી (ના) છોકરી, પુત્રી, દીકરી, બેટી.
દુલારો (ના) છોકરો, દીકરો, બેટો.
દુલો (વિ) ધોતાળ, સખી, નિષ્કપટી.
દુલ્લભ (વિ) દુર્લભ.
દુવા (ના) આશિષ, આશીર્વાદ, દુઆ.
દુવાઇ (ના) આણ, સમ, મર્યાદા.
દુવાત (ના) દોત, શાહીનો ખડિયો.
દુશાલો (ના) શાલજોટો.
દુશ્મન (ના) શત્રુ, હરીફ, વેરી, સામાવાળો.
દુશ્મનાઇ (ના) અદાવત, હરીફાઇ, વેર.
દુષ્કર્મ (ના) નઠારૂં કામ.
દુષ્ટ (વિ) દોષવાળો, ખળ, કપટી, પાપી.
દુસ્તર (વિ) મુશ્કીલથી પાર પડે તેવું.
દુહવું (ક્રિ) દુભવું, દુઃખ દેવું.
દુહિતા (ના) દીકરી, બેટી, પુત્રી.
દુહો (ના) દોહરો, કવિતાનું એક વૃત્ત.
દૂકાળ (ના) દુષ્કાળ, દકાળ, કાળ.
દૂત (ના) કાસદ, જાસુસ, મધ્યસ્થ, છુપો સીપાઈ, જુગાર. [ટણી.
દૂતિ (ના) આશક માશુકને મેળવનાર સ્ત્રી, કુ-
દૂધ (ના) દુગ્ધ, પય, ઝરતો સફેત રસ.
દૂધપાક (ના) ખીર, દૂધ, ચોખા ને ખાંડનો એક ખોરાક. [દૂધ જેવું કરવું તે.
દૂધપાણી (ના) તેલમાં સચોરો ને પાણી નાખી
દૂધભાઈ (ના) એક સ્ત્રીને ધાવનારા દરેક જણ.
દૂધમલ (ના) દૂધ ખાઇને થએલો મલ, લઠ [માણસ.
દૂધવાળો (ના) દૂધ વેચનારો.
દૂધાળ (વિ) દૂધથી ભરેલું, દૂધ દેનાર.
દૂધિયા (ના) કુમળા, ધાવતા બાળકના (દાંત).

દેશાઇગીરી (ના) દેશાઇની પદવી, ગરાસ,
દેશાચાર (ના) દેશનો આચાર–રીત. [તોડો.
દેશાટણ (ના) યાત્રા, પ્રવાસ, મુસાફરી.
દેશાણ (વિ) દેશી. (ના) દેશાઈની સ્ત્રી.
દેશાન્તર, દેશાવર (ના) પરદેશ, બહારગામ.
દેશી (વિ) દેશ સંબંધી, પ્રાંતિક.
દેશી (ના) એક ગરબી, ઢાળ.
દેશોદેશ, દેશોદેશ (ના) ઘણા દેશોમાં.
દેહ (ના) શરીર, તન, બદન.
દેહદણ્ડ (ના) દેહકષ્ટ, ફાંસી.
દેહરાવાસી (ના) શ્વેતાંબરી જૈનનો એક ભેદ.
દેહાંતદંડ (ના) ફાંસીની શિક્ષા.
દેહાંતર (ના) અવતાર, જન્મ.
દેહી (ના) જીવ, દેહમાં રહેનાર.
દેહેરૂં (ના) દેવાલય, મંદિર, દેવળ.
દેહેલી (ના) છાપરી, નાનો ડેહેલો.
દેહેશત (ના) ડર, ધાક, બીક.
દૈત, દૈત્ય (ના) અસુર, દાનવ, દિતિપુત્ર.
દૈન્ય (ના) દીનતા, ગરીબાઇ, લાચારી.
દૈવ (ના) નસીબ, કર્મ, ભાગ્ય, ચાનસ, પ્રારબ્ધ–
દૈવજોગ (ના) નસીબ, સંજોગ, ઇશ્વરેચ્છા.
દૈવજ્ઞ (ના) જોશી, જ્યોતિર્વિદ.
દૈવત (ના) દેવપણું, સિદ્ધાઇ, કૃળ, જીવ.
દૈવનીવેઠ (ના) મોટું દુઃખ–કંટાળો આપનાર
દૈવવાન્ (ના) ભાગ્યશાળી, નસીબદાર. [જન.
દૈવહીન (વિ) કમનસીબ, દુર્ભાગી.
દૈવિક (ના) દૈવી, દેવ સંબંધી, દિવ્ય.
દૈહિક (વિ) દેહ સંબંધી. [સિક્કો.
દોકડો (ના) રૂપિયાનો સોમો ભાગ, એક
દોંગાઇ (ના) લુચ્ચાઇ, ઠગાઇ, બેઅદબી.
દોંગું (વિ) લુચ્ચું, ઠગ, ઉદ્ધત.
દોજ (ના) દુઝણું.
દોજખ (ના) નરક.
દોટ (ના) ગબડી, દોડવાની ઝડપ.
દોડકાં (ના) દોડકીનાં ફળ, માથાં.
દોડકી (ના) તુરિઆ જેવી એક વેલ.
દોડવું (ક્રિ) ગબડી મૂકવી, ભાગવું.
દોડાદોડ, દોડાદોડી (ના) આગાતેમ દોડવું તે.
દોડાવું (ક્રિ) દોડાં આવવાં, દોડી શકવું.
દોડી (ના) આકડોડી, આકડાનું ફળ.

દોડો (ના) દાણાવાળો સાંઠો, કેળફુલ.
દોડી (ના) દોરી, દોરડી.
દોડું (ના) દોર, દોરડું.
દોડો (ના) દોરડો, દોર, તાર.
દોઢ (વિ) દોહોડ, ૧॥ (સંખ્યા).
દોઢડાહ્યું (વિ) અધિક પ્રસંગી, વધારે ડહાપણ
દોઢસો (વિ) ૧૫૦ (સંખ્યા). [બતાવનાર.
દોઢિયું (ના) પૈસો, સવાકો, પા આનો.
દોઢું (વિ) દોઢગણું (સંખ્યા).
દોણી (ના) દોહણી, છાસની માટલી.
દોત (ના) દુવાત, ખડિયો.
દોહરૂં (વિ) ઘસાયલું, જીર્ણ થએલું.
દોપિસ્તાં (ના) જાડા કાગળના ખરડા, સીત્તા.
દોબડું (ના) એક વાજું.
દોય (વિ) બે, ૨, બંને.
દોયમ (વિ) બીજી પ્રતિનું.
દોર (ના) દોરી, દોરડું.
દોરડી (ના) દોરી, દોડી.
દોરડું (ના) દોર, રાંઢવું, રાશ, વરેડું.
દોરડો (ના) દોરો, દોડો (અનાજનો).
દોરવવું (ક્રિ) દોરો ભરવો, સીવવું.
દોરવું (ક્રિ) દોરીને લઇ જવું, માર્ગ દેખાડવો,
દોરાવું (ક્રિ) દોરે તેમ ચાલવું. [સીવવું
દોરિયો (ના) એક વાસણ, એક કાપડ.
દોરી (ના) દોરડી.
દોરો (ના) તાર, કેડનું તથા કોટનું ઘરેણું,
દોલત (ના) પુંજી, ધન, સંપત્તિ. [કદોરો
દોલતજાદા (ના)"દોલત વધો" એવો આશીર્વાદ
દોલતમંદ, દોલતવાન્ (વિ) ધનાઢ્ય, શ્રીમંત.
દોલાબ, દોલાબ (ના) બંડારિયું, તાકું.
દોલો (વિ) ઉદાર, સખી, ભોળો.
દોષ (ના) ભૂલ, ચૂક, વાંક, પાપ.
દોષી (ના) દોષવાળું, પાપી, ગુન્હેગાર.
દોસ્ત, દોસ્તદાર (ના) સાથી, સ્નેહી, મિત્ર.
દોસ્તદારી, દોસ્તી (ના) સ્નેહ, મૈત્રી, મિત્રતા.
દોહણી (ના) દોહવાનું પાત્ર, ગોરસિયું.
દોહણું (ના) ગોરસિયું, ગોરસ.
દોહન (ના) દોહવાનું કામ, સાર.
દોહરો (ના) કવિતાનું એક વૃત્ત.
દોહવું (ક્રિ) દૂધ ખેંચવું, સાર કાઢવો.

દૌહિતર (ના) દૌહિત્ર, દુહિતાનો દીકરો.
દોહેલું (વિ) અઘરું, મુશ્કેલ.
દૌત (ના) દોત, ખડિયો.
દૌહિત્ર (ના) દીકરાનો દીકરો.
દ્યુત (ના) જુગાર, જુગટું.
દ્યોત (ના) જ્યોતિ, તેજ.
દ્રવ (ના) રસ, ઝરણ.
દ્રવવું (ક્રિ) ઝરવું, પીગળવું.
દ્રવ્ય (ના) ધન, દોલત, એક પદાર્થ (ન્યાયમાં).
દ્રાક્ષ (ના) દરાખ, એક વેલ, તેનું ફળ.
દ્રુ (ના) ક્ષુર.
દ્રુમ (ના) વૃક્ષ, ઝાડ, તરુ.
દ્રોણ (ના) દડિયો, દ્રોણાચાર્ય.
દ્રોહ (ના) વૈરબુદ્ધિથી અપકાર, દરો.
દ્રોહી (ના) કપટી, વૈરભાવવાળો.
દ્વન્દ્વ (ના) જુગલ, જોડ, એક સમાસ.
દ્વન્દ્વયુદ્ધ (ના)સરખે સરખા બે જણાની કુસ્તી.
દ્વાદશ (વિ) બાર, ૧૨ (સંખ્યા), રાશિ તથા સંક્રાંત, અપ્સરા, આચાર્ય, આદિત્ય, અરણ્ય, સૂર્યની કળા, જ્યોતિર્લિંગ, તિલકછાપાં, પુત્રો, બ્રાહ્મણના ગુણ, વર્ષના મહિના. અમાસ, વગેરે બાર ગણાય છે
દ્વાદશી (ના) બારસ, બારમી તિથિ.
દ્વાપર (ના) ત્રીજો યુગ (૮૬૪૦૦૦ વર્ષ).
દ્વાર (ના) બારણું, કમાડ, દરવાજો.
દ્વારપાળ (ના) પોળિયો, દરવાન.
દ્વિજ (ના)ત્રૈવર્ણિક, બ્રાહ્મણ,ક્ષત્રિય અને વૈશ્ય,
દ્વિતીયા(ના)બીજ,બીજી વિભક્તિ(વ્યાકરણમાં)
દ્વિદલ (ના) દાળ, કઠોળ.
દ્વિધા (ના) બે પ્રકારે.
દ્વીપ (ના) બેટ, ટાપુ, ખંડ
દ્વીપકલ્પ (ના) ત્રણ બાજુ પાણીવાળો જમી-
દ્વે (વિ) બે, ૨ (સંખ્યા). [નનો પ્રદેશ.
દ્વેષ (ના) વેર, ખાર, કીનો.
દ્વેષી (ના) ખારીલું, કીનાખોર.
દ્વૈત (વિ) બે
દ્વૈતમત (ના)જડ અને ચેતન, જગત્ અને ઇશ્વર બે જુદાં છે, અથવા જીવ અને ઈશ્વર જુદા છે એવો સિદ્ધાંત. [દાયી.
દ્વૈતવાદી (વિ) દ્વૈત મત માનનાર, મધ્વ સંપ્ર-

## ધ.

ધ (ના) ૧૯મો વ્યંજન.
ધકધકતું (વિ) સળગતું, બળતું.
ધકધકવું (ક્રિ) ઝડપથી કામ ચલાવવું.
ધકેલવુ (ક્રિ) ધક્કો મારી ખસેડવું, હડસેલવું.
ધક્કાધક્કી (ના) એકમેકને ધક્કા મારવા તે.
ધક્કામુક્કી (ના) હડસેલીને મુઠી મારવી તે.
ધક્કો (ના)હડસેલો, હાંસો, તોટો, ફેરો આંટો.
ધખ (ના) સોસ, તરસ (પાણીની).
ધખવું (ક્રિ) ખીજાવું, બહવું, ચીઢાવું.
ધમહું (ના) કુત્તું, ઢગરું, હલકો સીપાઇ.
ધગધગતું (વિ) બળતું, સળગતું, ઘણું તપેલું.
ધગધગવું (ક્રિ) ઘણું ગરમ થવું,દાઝવું, બળવું.
ધગા, ધગારી (ના) ધગી, તાવની ધીકડી.
ધચુપચુ (અ) ઢચુપચુ, આનાકાની, સંશયી
ધજ (વિ) જોરદાર, મોટું, થીકાર. [સ્થિતિ.
ધજા (ના) ધ્વજ, વાવટો, નિશાન, પ્રખ્યાતિ.
ધડ (ના) કબંધ, ડોકરહિત શરીર.
ધડ (અ) એકદમ, સ્પષ્ટ રીતે ન અચકાતાં.
ધડકણ (વિ) કાયર. [અનુકરણ.
ધડક ધડક (અ) શ્વાસના ઝીણા અવાજનું
ધડકવું (ક્રિ)જોરમાં શ્વાસોશ્વાસ ચાલવો,બીવું.
ધડધડ (અ) ધડક ધડક, એકદમ.
ધડધડાટ (ના) ગર્જના. (અ) એકદમ.
ધડાકો (ના) મોટો અવાજ.
ધડાધડ (ના)ટપોટપ, ધડધડ અવાજ થાય તેમ.
ધડાધડી (ના) મારામારી, અવાજ થવા, જોશમાં ચાલવું, ધમાલ.
ધડી (ના) નિયમિત જોખ.
ધડો(ના)તાજવાની ખાધ, નિયમ,પાઠ,નિશ્ચય.
ધણધણ (અ) જોશમાં બળતાં થતો અવાજ.
ધણધણવું (ક્રિ) જોશમાં બળવું, બીહીવું.
ધણધણાવવું(ક્રિ)ધણધણે તેમ કરવું, ધમકાવવું.
ધણિયાણી (ના) પરણેલી સ્ત્રી, વહૂ, માલિકેણ
ધણિયાતું (વિ) માલિકવાળું. [સ્ત્રી.
ધણી (વિ) વર, પતિ, માલિક, સુખી.
ધત (અ) તુચ્છકાર અર્થે.
ધતિંગ (ના) તોફાન, ઢોંગ, પાખંડ.
ધતૂરો (ના) ધત્તર, ધન્તુરો, એક ફૂલ.

ધધડાવવુ (ક્રિ) જોરમાં કામ ચલાવવું, ધમકાવવુ.
ધધડાવરાવવુ (ક્રિ) કોઈની મારફત ધધડાવવું.
ધધણાવવું (ક્રિ) ધણધણાવવું.
ધન (ના) દ્રવ્ય, દોલત, નાણું, પૈસા, શ્રી, એક
ધન (અ) ધન્ય ! સાબાશ ! વાહવા ! [રાશિ
ધનક (વિ) ટપકાંવાળું, બીજું (કાપડ)
ધનગર (ના) ભરવાડ.
ધનંજય (ના) અર્જુન (સત્રુના ધનને જીતનારો)
ધનતેરસ (ના) આશો વદ ૧૩, ધનને ત્રયોદશી.
ધનદ (ના) કુબેર, ધનાધિપ
ધનધન (અ) ધન્ય અવાજનુ અનુકરણ.
ધનરેખા (ના) ધનસૂચક હાથેલીના કાપા.
ધનવત્તર (વિ) ધનેતર, સરસ.
ધનવંત, ધનવાન્, ધનાઢય (વિ) શ્રીમંત,
ધનહરી (ના) કરમાણી, અજમો. [પૈસાદાર.
ધનાધિપ (ના) કુબેર, ભંડારી.
ધનાસરી (ના) ધન્યાશ્રી, ત્રીજા પહોરની એક
ધનિષ્ઠા (ના) એક નક્ષત્ર. [રાગણી.
ધની (વિ) ધનવાન્ (ના) ધણી.
ધનુપટ (ના) ચારોલી.
ધનુ, ધનુખ (ના) ધનુષ્ય, કમાન, કામઠું.
ધનુર (ના) એક સનેપાત.
ધનુર્ધર (ના) ધન્વી, ધનુર્ધારી, ધનુષ્માન.
ધનુર્માસ (ના) ધનસક્રાંતિનો મહિનો.
ધનુર્વિદ્યા (ના) બાણ મારવાની કળા.
ધનુષ્ય (ના) કામઠું, મેઘધનુષ્ય
ધનેતર (વિ) સહુથી સારૂ, ધનવાન્
ધન્તર (ના) જાદુટોણું, હાથચાલાકી.
ધન્તુરો (ના) ધતૂરો, એ શિવને ચડે છે.
ધન્ધ (ના) ધમસાણ, ઉપાધિ, ધંધો
ધન્ધાદાર (વિ) કારીગર. (ના) વેપારી.
ધન્ધો (ના) વેપાર, ઉદ્યમ, નિત્યનો અભ્યાસ
ધન્ય (વિ) કૃતાર્થ, ભાગ્યશાળી, સારૂં.
ધન્ય ! (અ) સાબાશ ! વાહવા ભલે ! ઠીક કીધુ !
ધન્યાશ્રી (ના) ધનાશ્રી રાગણી.
ધન્વન્તરી (ના) દેવતાઓનો વૈદ, સર્વ રોગ
મટાડનાર વૈદ. [વો તે.
ધપકારો (ના) ધબકારો, ધબધબ અવાજ થ-
ધપ્પાબાજી (ના) ધબ્બાની રમત, ધોલધબ્બા.
ધપ્પો (ના) ધબ્બો, જોશમાં મારેલો ટપલો.

ધબ (અ) અવાજનું અનુકરણ, સ્તબ્ધ.
ધબકારો (ના) ધબધબનો અવાજ.
ધબધબો (ના) ધોધ, ઉત્સ, પ્રસવણ.
ધબવું (ક્રિ) પડવું, દેવાળુ કાઢવું, જીવ જવો.
ધબાકો (ના) ધબકારો.
ધબાધબી (ના) મારામારી.
ધબોડવુ (ક્રિ) ધીકા મારવા, ટીપવું.
ધબ્બાબાજી (ના) ધપ્પાબાજી, ધોલધપ્પા.
ધબ્બો (ના) ધોલ, ધપ્પો.
ધમ (અ) અવાજનું અનુકરણ (જોશમાં).
ધમક (ના) જોશ, શૌર્ય. (વિ) તેજદાર.
ધમકાવવુ (ક્રિ) બીવડાવવું, ઠપકો દેવો, ચલા-
ધમકી (ના) બીક, ધાસ્તી, ઠપકો. [વવું.
ધમણ (ના) ધમની, નળીવાળી ચામડાની થે-
લી, ગાડીનો કમાનદાર પડદો, નાની ધમેણ.
ધમણવું (ક્રિ) ધમણથી અગ્નિ વધારવો.
ધમધમ (અ) અવાજનું અનુકરણ.
ધમધમવું (ક્રિ) ગરમીનું જોર વધવું.
ધમધમાવવું (ક્રિ) અગ્નિ વધારવો, ધમાલ
ચલાવવી, ધમકાવવુ.
ધમધમાવરાવવુ (ક્રિ) બીજાની મારફત ધમધ-
ધમધોકારે (ના) જોશથી અને ઝડપથી [માવવુ.
ધમન, ધમની (ના) નાડી, નસ, ધમણ.
ધમવુ (ક્રિ) ધમણ ચાંપવી, ધીંજવું.
ધમાચકડી (ના) ટંટોફિસાદ, મારામારી.
ધમાધમી (ના) મારામારી, લડાલડ.
ધમાર (ના) ગાયનનો એક તાલ.
ધમાલ (ના) ધૂમ.
ધમારવુ (ક્રિ) પશુને નવડાવવું.
ધમાસો (ના) એક ઔષધિ
ધર (પ્ર) ધરનાર, રાખનાર અર્થે; જેમ: મણિધર.
ધર (ના) બાધપરનો ધરીનો ભાગ, એનો
સકેત, જોડાતા બળદનાં વર્ષ, ધોરણ, પર્વત.
ધર (અ) ધેર, મુળથી.
ધરણ (ના) ઢાળ, ચાલ, ઢપ (ગાવાની)
ધરણી (ના) ભોંય, પૃથ્વી
ધરણુ (ના) ત્રાગુ, જબરદસ્તી.
ધરતી (ના) ધરિત્રી, ધરણી, જમીન.
ધરતીકમ્પ (ના) ભૂકપ, પૃથ્વીનું ડોલવું તે.
ધરપચ, ધરપત (ના) ઓછી ધાસ્તી, પરાજત.

ધરમ (ના) ધર્મ.
ધરમખાતું (ના) પરોપકાર માટે કાઢેલા દ્રવ્યનું ખાતું.
ધરમધક્કો (ના) ફોકટ ફેરો.
ધરવું (ક્રિ) પકડવું, ઝાલવું, ધારણ કરવું, નિવેદન કરવું.
ધરા (ના) ભૂમિ.
ધરાઈ (ના) આણ, દુવાઈ, ધરામણી.
ધરાધર (ના) પૃથ્વી ધરનાર, શેષનાગ.
ધરાર (અ) અલબત, બેશક.
ધરાર (ના) આખલીમાં અગાડી વધતો ભાર.
ધરાવવું (ક્રિ) દરકાર રાખવી, ઝલાવવું, પાસે મૂકવું.
ધરાવરાવવું (ક્રિ) કોઇની મારફત ધરાવવું.
ધરાવું (ક્રિ) તૃપ્ત થવું, સતોખવું.
ધરી (ના) પૈડાં ભેરવવાની દાંડી, ઘોડિયાને દુસરી જ્યાં બંધાય છે તે જગા, આધાર.
ધરો (ના) ગાડીના આંકમાં જડેલો લોહનો દારો, કરારો.
ધર્મ (ના) ઇશ્વરી આજ્ઞા, સુખનું સાધન, આવશ્યક કર્તવ્ય, ઇશ્વરી જ્ઞાન મેળવવાનો માર્ગ, ધર્મમાર્ગદર્શક, સંપ્રદાય, ગુણ, સ્વભાવ, દાન, ન્યાય, યમ, યુધિષ્ઠિર, જૈનનો એક તીર્થંકર, પુણ્ય.
ધર્મચિંતા (ના) ઉપાધિ.
ધર્મદાન (ના) પુણ્ય અને દાન.
ધર્મધુરન્ધર (વિ) દાનશીલ, ધર્મની ધુસરી ધરનાર
ધર્મધ્વજી (ના) ધર્મઢોંગી
ધર્મપત્તન (ના) મરી, એક મસાલો, ધરમપુર.
ધર્મપત્રિકા (ના) દાન દેવા સંબંધી લેખ.
ધર્મપુત્ર (ના) ધર્મ થશે એમ માની પાળેલો છોકરો.
ધર્મપુસ્તક (ના) ઇશ્વરી આજ્ઞાનો ગ્રંથ, હિંદુનો વેદ, પારસીની અવસ્તા, મુસલમાનનું કુરાન, ખ્રિસ્તીનું બાઇબલ.
ધર્મયુદ્ધ (ના) ધર્મને માટે યુદ્ધ, નિષ્કપટ યુદ્ધ.
ધર્મરાજ (ના) બુદ્ધ, સુગત, જિન.
ધર્મશાસ્ત્ર(ના)ધર્મપુસ્તક, ધર્મસંબંધી શિક્ષા.
ધર્મસંહિતા (ના) સ્મૃતિ, ધર્મશાસ્ત્ર.
ધર્માત્મા (વિ) ધર્મ કરનાર, દાનશીળ.
ધર્માદા, ધર્માદાય (વિ) ધર્મ નિમિત્તે આપેલું.
ધર્માન્ધ (વિ) આંધળાની પેઠે ધર્મ માર્ગમાં દોરાતો.
ધર્માર્થ (વિ) ધર્માદા, પુણ્યાર્થ.
ધર્મિષ્ઠ, ધર્મી (વિ) ધર્મ પાળનાર, દાતારી.
ધર્મોપદેશ (ના) ધર્મબોધ, ધર્મસંબંધી ઉપદેશ.
ધવ (ના) પુષ્ટિ, તેજ, ધણી, લક્ષ્મી.
ધવડાવવું (ક્રિ) ધવાડવું, ધાવે તેમ કરવું.
ધવડાવરાવવું (ક્રિ) ત્રીજા પાસે ધવડાવવું.
ધવલ (વિ) ધોળું, સફેદ, શ્વેત.
ધવળ (ના) ધોળ, માંગળિક ગીત.
ધવાડવું (ક્રિ) સ્તનપાન કરાવવું.
ધવિત્ર (ના) હરણના ચામડાનો પંખો.
ધસવું (ક્રિ) જોસથી ગાજવું, આગળ વધવું, ખસીને પડવું.
ધસારો (ના) હલ્લો, તુટ, વધારો.
ધસારડો (ના) ધસારો, પેસારો.
ધાંધલ (ના) ગરબડ, તોફાન.
ધાંધલિયું (વિ) ધાંધલ કરનાર.
ધાઇ (ના) સ્તન, થાન, પયોધર.
ધાક (ના) બીક, ડર, ધાસ્તી, કરપ.
ધાગવું (ક્રિ) ધાકમાં રહેવું.
ધાગો (ના) દોરો, દોરડો.
ધાટી (ના) લઢણ, ચાલ, તરેહ.
ધાડ (ના) લૂટારાની ટોળી, તોફાની ટોળું.
ધાડાધાડ (ના) ઘણીજ ઉતાવળ.
ધાડું (ના) ટોળું, જથો.
ધાણા (ના) એક મસાલો.
ધાણાની ભાજી (ના) કોથમીર.
ધાણિયા ઘઉં (ના) એક જાતના ઘઉં.
ધાણિયો ગુંદર (ના) એક જાતનો ગુંદર.
ધાણી (ના) સેકવાથી ફૂટેલું ધાન્ય.
ધાત (ના) વીર્ય, ચાદી.
ધાતકી (ના) ધાતુપુષ્પિકા, એક ઔષધિ.
ધાતવું (ક્રિ) અનુકૂળ આવવું, ફાવવું, છાજવું.
ધાતા (ના) બ્રહ્મા, કમલાસન.
ધાતુ (ના) ધાત, ખનીજ પદાર્થો, ક્રિયાપદનું મૂળરૂપ.
ધાતુક્ષય (ના) વીર્યનો ઘટાડો
ધાતુપુષ્પિકા (ના) ધાતકી,ધાવડી, એક ઔષધિ.
ધાતૃ (ના) ધાતા, બ્રહ્મા
ધાત્રી (ના) ભૂમિ.
ધાન (ના) ધાન્ય. રાંધેલું અનાજ.

ધાનતુર (વિ) ધાન માટે ટળવળતું.
ધાન્ય (ના) અનાજ, અન્ન, દાણા.
ધાપ (ના) છક્કડ, ઉતાવળી ચૂક.
ધાબડધિંગું (વિ) લટ્ઠ, પુષ્ટ (શરીરે).
ધાબડવું (ક્રિ) પહેરાવવું, છેતરવું.
ધાબલી (ના) ધાબું, નાની અગાસી, કબલ.
ધાબળી (ના) નાનો ધાબળો, કામળી.
ધાબળો (ના) કામળો, બુન્નસ, બનુસ.
ધાબું, ધાબું (ના) અગાસીની ઉપરની અગાસી, લાવરી પકડવાનો ફાંદો.
ધામ (ના) સ્થળ, ઘર, મંદિર.
ધામણ (ના) એક જાતનો સર્પ.
ધામણી (ના) શરીરે ભરાઉ ભેંસ.
ધામધૂમ (ના) ગરબડ, ધમપછાડ.
ધામા (ના) પડાવ, એક દ્વારકા.
ધાયટી(ના) ધાતકી, ધાતુપુષ્પિકા, એક ઔષધિ.
ધાર (ના) ધારા, કોર, વાઢ, ઢોરણ.
ધારક (પ્ર) ધરનાર, જેમઃ આજ્ઞાધારક.
ધારણ (ના)ધરવાની ક્રિયા, ધડી, ઊભો થાંભલો.
ધારણ (વિ) નિશ્ચળ, દૃઢ, જબર.
ધારણા (ના) સ્મરણશક્તિ, અવધાન, તર્ક.
ધારણિયો (ના) ધારણ, ઘરનો ઉભો થંભ.
ધારવું (ક્રિ) વિચારવું, કલ્પવું, અટકળવું.
ધારા (ના) ચીર, કાયદા.
ધારિયું (ના) દાતરડા જેવું હથિયાર.
ધારિષ્ઠ (ના) સહનશિલતા, ઠરેલવૃત્તિ, ધૃષ્ટતા.
ધારી (પ્ર) ધરનાર અર્થે જેમઃ વેશધારી, જટાધારી.
ધારો (ના) નિયમ, વહિવટ, કાયદો.
ધાલાવેલી (વિ) તાલાવેલી, ગભરાટ, ચટપટી.
ધાવ (ના) આયા, ધવડાવવાને રાખેલી સ્ત્રી
ધાવણ (ના) થાનમાંનું દૂધ.
ધાવણું (વિ) ધાવતું હોય તેવું (બાળક).
ધાવરી (ના) એક વસાણું.
ધાવરું (ના) રણશિંગું, એક રોગ.
ધાવવું (ક્રિ) સ્તનપાન કરવું.
ધાવું (ક્રિ) દોડવું, ઉતાવળે ચાલવું.
ધાસું (ના) વહેચેલો ભાગ.
ધાસ્કો (ના) ઓચિંતી બીક, ફાળ.
ધાસ્તી (ના) બીક, દેહેશત, કાળજી.
ધિંગાણું (ના) ધાકું-યુદ્ધ, તોફાન, કૂદાકૂદ.
ધિક્ (અ) ધિક્કાર અર્થે.
ધિક્કાર (ના) તુચ્છકાર, તિરસ્કાર.
ધિક્કારવું (ક્રિ) ધિક્કાર કરવો, તુચ્છ માનવું.
ધિક્કૃત (વિ) ધિક્કારેલું.
ધિંગું (ના) જબરદસ્ત, સમર્થ.
ધિષણ (ના) ગુરુ, બૃહસ્પતિ, સુરાચાર્ય.
ધિષણા (ના) ધી, બુદ્ધિ, મનીષા,પ્રજ્ઞા,શેમુષી.
ધિષ્ણ્ય (ના) સ્થાન, ગૃહ, ઘર.
ધી (ના) બુદ્ધિ, વિદ્યા, અક્કલ, મતિ, દીકરી.
ધીકવું (ક્રિ) ગરમાટો થવો, ઊનું રહેવું.
ધીકો (ના) વાંસાપર મારવાનો હાથનો ઘા.
ધીજ (ના)અસાધારણ પ્રતિજ્ઞા, અપૂર્વ શિક્ષા.
ધીટ (વિ) કઠણ છાતીનું, અડગ, હિમ્મતવાન્.
ધીબવું (ક્રિ) ધમોડવું, ધીકા મારવા.
ધીબોધીબ (ગ્ર) એવા અવાજનું અનુકરણ.
ધીમંત (ના) ધીમાન્, બુદ્ધિમંત, અક્કલમંદ.
ધીમર (ના) ધીવર, માછી.
ધીમું (વિ) વિલમ્બ કરનાર, શાંત, ધીરૂં.
ધીમેધીમે (અ) આસ્તે આસ્તે, હળવે હળવે.
ધીર (ના) પતીજ, ધીરજ, ધૃતિ, ધૈર્ય.
ધીર (ના) ધૈર્યવાન, અડગ.
ધીરજ (ના) સબુરી, ઠરેલ વૃત્તિ, ધૈર્ય.
ધીરવું (ક્રિ) ઉધાર આપવું, ભરોસે સોંપવું.
ધીરૂં (વિ) ધીમું, ધીરના જેવું.
ધુંધળકું, ધુંધળું (ના) સમીસાંજનો ઝાંખો પ્રકાશ.
ધુંવર (ના) ધુમર.
ધુંવો (ના) ધુમ્ર, ધૂમાડો, ધુણી.
ધુંશળ, ધુંસરી, ધુંસરું (ના) ઝૂસરી, ધરી.
ધુજવું (ક્રિ) કંપવું, ધ્રુજવું, કાંપવું.
ધુજારી, ધુજારો (ના) કંપારી, એક રોગ.
ધુજાવવું (ક્રિ) ધ્રુજે તેમ કરવું, ગભરાવવું.
ધુણાવવું (ક્રિ) ધુણે તેમ કરવું, નાણું કઢાવવું.
ધુણી (ના) ધુમ્ર, ધુમાડો
ધુત (અ) ધિક્કાર અર્થે; જેમઃ હડધુત.
ધુતકારવું (ક્રિ) તરછોડવું, તિરસ્કારવું.
ધુધુ (અ) એવા અવાજની નકલ.
ધુન, ધુન્દ (ના) લગન, નિમગ્નતા, લ્હે.
ધુન્ધવાવું (ક્રિ) ધૂમારો થવો.
ધુન્ધી (ના) ધુનવાળો, લેહેરી.
ધુમ (અ) ઝડપ અને જોરમાં.

ધુમધામ (ના) ધામધુમ, ગડબડ, ઠાઠ.
ધુમધોકાર (અ) ધુમ, ઝડપ અને જોસમાં.
ધુમાર (ના) ધમાર, એક આયન તથા તેનો
ધુરન્ધર (વિ) મુખી, અગ્રેસર, ભવ્ય [તાલ.
ધુરપત (ના) ધરપય, ખોટો દમ.
ધુસકો (ના) ભેંકડો, ઓચિંતા રૂદનનો નાદ.
ધૂડ (ના) ધૂળ, રજકણ.
ધૂત, ધૂતારો (વિ) ધૂર્ત, ઠગ, કપટી.
ધૂતાવું (ક્રિ) ઠગાવું, છેતરવું.
ધૂધળું (ના) ધુંધળું, સાંજ સવારનો ઝાંખો પ્ર-
ધૂન (ના) અવાજનો ઘોર. ધુન્દ. [કાશ
ધૂપ (ના) સુગંધી ધૂમાડો, તડકો.
ધૂપદ, ધૂપતેલ (ના) ધૂપેલ.
ધૂપવું (ક્રિ) ધૂપ દેવો. [તેલ.
ધૂપેલ (ના) સ્ત્રીના માથામાં નાખવાનું સુગંધી
ધૂપેલીયો (ના) ધૂપેલ કરનાર તથા વેચનાર.
ધૂમ (ના) ધૂમ્ર, ધૂમારો, ધમાલ, ધૂમધામ.
ધૂમણી (ના) ઢિંચોળવાની ક્રિયા.
ધૂમકેતુ (ના) પૂછડિયો તારો.
ધૂમર (ના) ધૂમાડા જેવી હવા.
ધૂમાડિયું (ના) ધૂમાડો જવાનું બાકોરૂં, ચીમની.
ધૂમારો (ના) ધુમ્ર, ધૂર.
ધૂમાલ (વિ) બળિયેલ, ધૂમારો કરતું.
ધૂર્ત (વિ) ઠગ, ચતુર, વિચક્ષણ.
ધૂલિ (ના) ધૂળ, રજ.
ધૂલિવંદન (ના) ધૂળ ઉરાડવી તે.
ધૂળ (ના) રજ, ભૂકો.
ધૂળકોટ (ના) ચોમેર ઘણી ધૂળ ઉડી રહેવી તે.
ધૂળધાણી (અ) ફરે મુકામ, ફનાફાતિયાં, ખરાબખસ્તા. [એમ ગણવું.
ધૂળ નાંખવી (ક્રિ) બગડવું, હશે, દીસતુ રહ્યું,
ધૂળધોયુ (વિ) ધૂળવાળું
ધૂળ પડવી (ક્રિ) ઝાંખ વળવી, વ્યર્થ જવું.
ધૂળપડવો (ના) હોળીનો પડવો, ફાગણ વદ ૧.
ધૂળવળવું (ક્રિ) બગડવું, ખરાબ થવું.
ધૃતિ (ના) ધારણા, ધીરજ, ધૈર્ય.
ધેડ (ના) એક નીચી શૂદ્ર જાતિ.
ધેડ (વિ) હલકું, નીચ.
ધેડગુજરી (વિ) અશુદ્ધ, ભ્રષ્ટ (બોલી) [થવું તે
ધેડફજેતી (ના) ગાળો ભાંડી લડીને પાછા એક
ધેડવાડો (ના) હલકા લોકોની વસ્તી.
ધેડિયું (ના) ધેડ સરખું, નીચ, હલકું.
ધેડો (ના) ધેડ જાતિનો પુરુષ
ધેડી (ના) ધેડની સ્ત્રી.
ધેણુ (ના) અઘરણી રાત, સીમંતિણી.
ધેન, ધેનુ (ના) ગાય, ગૌ.
ધેનુકા (ના) હાથણી, કરિણી, વશા.
ધેરવાવું (ક્રિ) ઘોડાને પાણી પાવું.
ધૈર્ય (ના) ધીરજ, સબૂરી.
ધૈવત (ના) ગાયનના ૭ સ્વરમાંનો છઠ્ઠો
ધોંડો (ના) પથ્થર, અશ્મ, પહાણો.
ધોંસો (ના) ગાયનની એક તરેહ, ઝાંસો, એક
ધો (ના) ધોવાની ગ્રીક. (ધા) ધોવું [કાપડ.
ધોકડું, ધોકડો (ના) રૂની ગાંસડી, દેહ.
ધોકારાબધ (અ) ઝડપથી ને જોરમાં.
ધોકો (ના) સોટો, લઠ, નુકસાન, દુઃખ.
ધોખો (ના) દુઃખ, નુકસાન, ધકો, ધાસ્કો.
ધોણુ (ના) ધોવણ, ધોતાં નીકળેલું પાણી
ધોતર (ના) ધોતિયું, શેપાડું.
ધોતકી (ના) બચકાની, બાળકનું ધોતિયું.
ધોતાળ (વિ) ઉદાર, ઉડાઉ,
ધોતિયું (ના) ધોત્ર, ધોતર, શેપાડું
ધોધવો (ના) દદુડો, મોટી ધાર (પાણીની).
ધોધો (અ) પાણીના અવાજની નકલ.
ધોનારવું (ક્રિ) મારવું.
ધોપટી (ના) હળમની કોથળી
ધોબણ (ના) ધોબીની સ્ત્રી.
ધોબાં (ના) ઇટ.
ધોબી (ના) પરિટ, કપડાં ધોનાર, મૂર્ખ.
ધોબીગટ્ટો (ના) કપડાં ધોવાનો ઘાટ.
ધોબુ (ના) મૂર્ખ, બેવકુફ.
ધોબો (ના) ખોબો, ધોરા. (વિ) ડોડ.
ધોરણ (ના) નિયમ, બંધારણ, નિશ્ચય, ઈંગ્તા.
ધોરિતક (ના) તુરકી ચાલ (ઘોડાની).
ધોરિયો (ના) નીક, ગાડીનો પુલ.
ધોરી (વિ) સરિયામ, સીધું, મોટું, મુખ્ય
ધોરો (ના) ઘોડી ઊચી ભીંતિ, ઓટલાનો મોટો
ધોલ (ના) ટપલો, થાપટ. [ગોખલો.
ધોવડાવવું (ક્રિ) ધોય તેમ કરવું.
ધોવણ (ના) ધોણુ, ધોવાની સફાઇ.

વોવું (ક્રિ) ધાવન કરવું, મેલ કાઢવો.
ધોળ (ના) ધવલ, મંગળ ગીત.
ધોળવુ (ના) રગડો, મહો
ધોળવું(ક્રિ)વોળું કરવું,ચૂનો લગાડવો,ઉકાળવું.
ધોળાવવું (ક્રિ) ચૂનો લગરાવવો.
ધોળાશ (ના) જરાક ધોળાપણું.
ધોળિયો (ના) ધોળો પુરૂષ, બળદ, વગેરે.
ધોળીમુસળી (ના) એક ઓસડિયું.
ધોળું (વિ) ધવલ, ઉજળું, ફીકકું.
ધોળેદીસે (અ) સૌના દેખતાં, દિવસે
ધોત્ર (ના) નેતર, ધોતિયું, ધોપાડું.
ધૌમ્યઋષિ (ના) પાંડવના કુળગોર.
ધૌર્ય્ય (ના) ધુરીધરનાર, બળદ, વૃષભ, બેલ.
ધ્યાતા (ના) ધ્યાન કરનાર, [રસ્તુ, પસંદગી.
ધ્યાન(ના)ઊંડો વિચાર, એક ચિત્ત, ખત, સમ-
ધ્યાની (વિ) ધ્યાતા, વિચારમાં નિમગ્ન.
ધ્યામ (વિ) મેલું, ગંદું, એક ઘાસ.
ધ્યાસ (ના) અભ્યાસ, એક સરખો વિચાર.
ધ્યેય (વિ) વિચાર કરવા યોગ્ય (ના) વિ-
ચારવાની વસ્તુ [કકડો
ધ્રાગડું (ના) કમાડને જડેલો આડો લાકડાનો
ધ્રાવું (ક્રિ) અધરકાવું, અજરાવવું, ધરાવું.
ધ્રુપદ (ના) એક મોટું ગાયન
ધ્રુજવુ (ના) કાપવું, થરથરવું.
ધ્રુવ (ના) પૃથ્વીનો ઉત્તર દક્ષિણ છેડો. ઉત્ત-
રનો તારો, ઉત્તાનપાદ રાજાનો પુત્ર, એક
ધ્રુવક (ના) ધ્રુપદ, ટેક. [દિનયોગ
ધ્રુવપદ (ના) અચળપદ, ગાયનમાં ટેક, મારો
ધ્રુવવૃત્ત (ના) ધ્રુવથી રચા અક્ષાંશમાનો પ્ર-
દેશ તથા તે દર્શક નકશાની રેષા.
ધ્રોલિયુ (ના) છાસનું મોટું દોહણું.
ધ્વંશ (ના) નાશ
ધ્વજ (ના) ધજા, નિશાન, કેતુ, વાવટો.
ધ્વજપ્રહરણ (ના) પવન, વાયરો.
ધ્વનિ (ના) સ્વર, અવાજ, રહસ્ય, રસસૂચક
ધ્વનિગ્રહ (ના) કાન, શ્રુતિ, શ્રવણ [વાકયાર્થ.
ધ્વસ્ત (ના) ભ્રષ્ટ, ચ્યુતા, ગલિત.
ધ્વાંક્ષ (ના) કાગડો, અવીપુષ્ટ, કાક, વાયસ.
ધ્વાન (ના) નાદ, રવ, ઘોષ, અવાજ, સાદ.
ધ્વાન્ત (ના) અંધકાર

## ન.

ન (ના) વીશમો વ્યંજન.
ન (અ) નિષેધ અર્થે, જેમ, નકામું, નનામું.
ન(અ)"ણ"નો.જેમ કર્ણ=કાન, રત્ન=રતન.
નઈ (ના) દૂધી (ગુજરાતમાં). કાઠીઆવાડમાં
નઈ નામના વેલા થાય છે. તેનાં ફળ મો-
ગરા જેવાં હોય છે. એની બે જાત છે. મી-
ઠી નઈનાં ફળ કાચાં ખવાય છે ને શાક-
માં વપરાય છે. કડવી નઈનો કંદ ઘસીને
ચોપડવાથી સોજો મટે છે. પીવાથી ઝાડો
ઉલટી થાય છે.
નઈ (વિ) નવી (હિંદુસ્તાની)
નકટું (વિ) નાક વગરનું, ટેક વિનાનું.
નકદ (વિ) નર્યું, માત્ર, કર વગરનું, સ્વતંત્ર.
નકલ (ના) કૉપી (અંગ્રેજી), અનુકરણ. કે-
હાવત, પ્રતિ મશ્કરી.
નકલી (વિ) નકલ કરનાર, મશ્કરો.
નકશી (ના) ચિતરેલી તરેહ, કોતરેલી ભાત
નકશીદાર (વિ) નકશીવાળું.
નકશો (ના) રૂપરેખા, આકૃતિ, ખ્યાલ, મૅપ
નકામું (વિ) નિરર્થક, ફોકટ, વ્યર્થ. [અંગ્રેજી]
નકાર (ના) ન, ના (અર્થનું કથન)
નકારવુ (ક્રિ) ના કહેવી.
નકારૂ (વિ) નરસું, ખરાબ, નઠારૂં.
નકાશો (ના) નકશો.
નકાસ (ના) ખાટકીનો બજાર, ફાંસીની જગા.
નકી, નકીબ (ના) નેકી, ચોપદારનો જયઘોષ.
નકીર (ના) લકીર, લીટી, ઓળ, રેખા
નકુલ (ના) નોળીઓ, એક પ્રાણી.
નકુલેષ્ટા (ના) રાસના, નાકુલી, એક ઔષધિ
નકુચો, નકૂચો (ના) સાંકળ ભેરવવાનો આંકડો.
નકોડો (વિ) લાંઘણ, કડાકો, અપવાસ.
નક્કર (વિ) જડ, ભરેલું.
નક્કી(અ)નિશ્ચય અર્થે, ખરેખર, ચોકકસ, જરૂર
નક્ત (ના) રાત, દોષા.
નક્તક (ના) કર્પટ, લુગડાનો કટકો
નક્તમાલ (ના) કરંજ, એક ઔષધિ.
નક્ર (ના) ગ્રાહ, મગરમચ્છ, એક જંતુ.
નક્ષત્ર (ના) તારો, તારામંડળ, ઉડુગણ

નક્ષત્રી (વિ) ક્ષત્રી વિનાની.
નખ (ના) નખર, કરરુહ, પુનર્નવ, પુનર્નવ.
નખતેલ (ના) નકૃત, નખલાનું તેલ.
નખરા, નખરાં (ના) ચેટૂકા, શૃંગારચેષ્ટા, ચાળાચસકાં, હાવભાવ.
નખરાબાજ (ના) નખરાં કરવામાં કાબેલ.
નખલો(ના)જડાવ,ચાંદલો, મહેરો, એકમુત્રંભી.
નખશિખ (અ) પગથી માથા લગી, નખથી શિખા પર્યંત.
નખિયું } (ના) નખના આકાર, નખેથી નસ
નખિયાં } ઉતારી ફૂરેલી શીંગ.
નખી (વિ) મોટા નખવાળું (જનાવર)
નખી (ના) મદેલો નખ (બાળકને કેટે બાં[ધવાનો).
નખેતર (ના) નક્ષત્ર, તારા.
નખોદ (ના) નસંતાન, ઉચ્છેદ, સત્યાનાશ.
નખોદિયું (વિ) નખોદ વાળનાર.
નખોરિયું (ના) નખનો ઉઝરડો-કાપો.
નગ (ના) પર્વત, પહાડ, ડુંગર.
નગદ (વિ) રોકડ, કીમતી, મૂલ્યવાન.
નગદી (ના) સિક્કાની ધાતુ, કીમતી માલ.
નગર (ના) પુર, શહેર, કસબો.
નગરચર્ચા (ના) લોકવૃત્ત, ગામગપાટા.
નગરપરો (ના) ગામમાં દાંડી પીટાવવી તે
નગરશેઠ (ના) મહાજનનો-ગામનો-મુખી, [પટેલ.
નગરી (ના) નગર, પુર, શહેર.
નગરું (વિ) નપરોજ, બેશરમ, કૃતઘ્ન.
નગારખાનું (ના) ટકોરખાનું, ચોપડિયાં.
નગારચી (ના) નગારાં વગાડનાર [આકાર.
નગારું (ના) એક વાદ્ય, ડમકો, નગારા જેવો
નગિના, નગિનો (ના) જડાવ દાગીનો, હીરો.
નગિનો (વિ) દેખાવડો, ચતુર, હોશિયાર.
નગુણું (વિ) અપકારી, ગુણપાડ ન માનનાર.
નગોડ (ના) એક જાતનું ઝાડ.
નગોફ (ના)પંખી,પક્ષી,ખગ, વિહંગ, શકુન.
નગ્ન (વિ) નાગું, દિગંબર.
નઘરોળ (વિ) બેશીકરૂં, નફફરૂં.
નંખાવું (ક્રિ) અટેલવું, ઢગલો થઇ પડવું, ઉલટી થવી. [નમૂનો.
નગ (ના) વીંટીમાંનો હીરો, દાગીનો, અપૂર્વ
નચાવવું (ક્રિ) નાચે તેમ કરવું, ઉઠાવવું, નૃત્ય [કરાવવું.
નચિંત (અ) નિશ્ચિંત, નિરાંત.
નચુકો (ના) નકુચો, આંકડો.
નચોવવું (ક્રિ) નીચોવવું, પીલવું.
નજદીક (અ) પાસે, પડોસમાં.
નજર (ના) દૃષ્ટિ, ધ્યાન, કૃપા, ભેટ, બક્ષિસ.
નજરકેદ(વિ)દેખરેખી હદ બહાર ન જવાય એવું
નજરચૂક(ના)દૃષ્ટિદોષ,અજાણતાં થએલી ભૂલ.
નજરચોર (ના) આંખ ચોરાવનાર. [યુક્તિ.
નજરબંધી (ના) આંખને ભૂલ ખવડાવનાની
નજરબાજ (વિ) સાવધ, દીર્ઘદૃષ્ટિ.
નજરાણું(ના)નજર આગળ મૂકેલી ભેટ,બક્ષિસ.
નજરાનજર (અ) આંખેઆંખ, સામસામા.
નજળો (ના) પડપણનો એક રોગ.
નજીક (અ) નજદીક, પાસે.
નજીવું (વિ) નિર્જીવ, નકામું, નિસ્સાર.
નજીસ (વિ) ખરાબ, ગંદુ, નઠારું.
નજૂમ (ના) જ્યોતિષ, જોષ, ભવિષ્યફળ.
નજૂમી (વિ) જ્યોતિર્વિદ, જોશી, દૈવજ્ઞ.
નટ (ના) નૃત્ય કરનાર, બહુરૂપી, બેકરાન.
નટવર (ના) નટમાં શ્રેષ્ઠ, શ્રીકૃષ્ણ.
નટવાઇ (ના) આકાશચક્ષ્ણીની રમત.
નટવી (ના)નટની સ્ત્રી,નટનું કામ કરનાર સ્ત્રી.
નટવો, નટુવો (ના) નટનું કામ કરનાર પુરુષ.
નઠારૂં (વિ) ખરાબ, નરસું.
નઠોર (વિ) નફ્ફટ, નિલજ્જ.
નડ (ના) આડ, હરકત,નડતર, દૂબળો.
નડતર (ના) નડ, અડચણ, વિઘ્ન.
નડવું (ક્રિ) હરકત કરવી, દુઃખ દેવું.
નડિયો (ના) દુબળો, એક નીચ શુદ્ર જાતિ.
નણદી (ના) વરની બહેન, નણંદ.
નણદોઈ (ના) નણંદનો વર.
નણંદ (ના) નણદી, વરની બહેન.
નતવાળિયો (ના) મૂઆ પાછળ નિત્ય જમ[નારો બ્રાહ્મણ.
નથ (ના) નકવેસર, વાળી.
નથ (ક્રિ) નથી (ગ્રામ્ય).
નથડી, નથણી (ના) નકવેસર, વાળી, ચૂંદડી.
નથી (ક્રી) છે નહિ.
નદ (ના) મોટી નદી, જેમ સિંધુનદ
નદારત, નદારદ (અ) ફક્કડ્ડા અર્થે.

નદાણા (અ) માગતાં પણ નહિ મળે એ
નદી (ના) સરિતા, તરંગિણી. [અર્થે, ફારસતી.
નધણિયાતું (વિ) ધણી વગરનું.
નનામું (વિ) નામવિનાનું, વગર સહીનું.
નનૈયો (ના) નકાર, ના, ન.
નન્દન (ના) દીકરો, પુત્ર, બેટો, તનય.
નંદનવન (ના) ઈંદ્રનો બાગ.
નંદવવું (ક્રિ) ખંડિત કરવું, કકડો કરવો.
નંદવાવું (ક્રિ) ખંડિત થવું, કટકા થવા.
નંદિની (ના) દીકરી, પુત્રી, બેટી, તનયા.
નંદી (ના) શિવનો પોઠીઓ, બળદ.
નન્નો (ના) નકાર, ન, ના.
નપુંસક વિ) હીજરો, ખોજો, નાન્યતર, કાયર.
નફેરી (ના) એક વાજિંત્ર.
નફો (ના) કમાણી, ફાયદો, લાભ.
નફ્ફટ (વિ) બેશરમ, નિર્લજ્જ, બેઅદબ.
નફ્ફર (ના) લોંડો, ગુલામ, ચૂકર.
નબળાઇ (ના) નબળી હાલત, અશક્તિ.
નબળું (વિ) નિર્બળ, અશક્ત.
નબાબ (ના) નવાબ, સૂબો.
નભ (અ) આકાશ, વ્યોમ, આસમાન.
નભવું (ક્રિ) નિભવું, ટકવું, ચાલવું.
નભાવ (ના) નિર્વાહ, ટકાવ.
નમણ (ના) દેવને નહવડાવ્યાનું પાણી.
નમતું (વિ) નમેલું, ઉતરતું, પાછલું.
નમન (ના) નમસ્કાર, વંદન, મંગળાચરણ.
નમનતાઈ (ના) નમ્રતા, વિનય, ગરીબાઈ.
નમણું (વિ) નમેલું, વળેલું.
નમવું (ક્રિ) નીચું વળવું, તાબે થવું, ઢળી
નમસ્કાર (ના) નમન, હાથજોડ. [પડવું.
નમાઇ (વિ) મા વિનાની.
નમાજ (ના)નિમાજ, બંદગી(મુસલમાનની).
નમાયું (વિ) મા વગરનું.
નમાર (ના) વગર ખેડેલા ડાંગરના ચોખા.
નમાવવું(ક્રિ)નીચું વાળવું,હંફાવવું, શાંત કરવું
નમૂનો (ના) માસલો, નકલ, આકાર, તરેહ
નમેર (વિ) મેહેરવિનાનું, નિર્દય.
નમ્બર (ના) સંખ્યા, આંક, ક્રમ, વર્ગ.
નમ્ર (વિ) નમી પડેલું, વિનયી, સાલસ, ઉ.
નમ્રતા (ના) નમેહરી, વિનય. [ ખેદાર.

નયન (ના) નેણ, નેત્ર, આંખ, લોચન.
નર (ના) પુરુષ, મરદ, વીર.
નરક (ના) દોજખ, વિષ્ટા, અસહ્ય દુઃખ
નરકકુંડ (ના) નરકનો ખાડો.
નરકવાસ (ના)પાપી પ્રાણીને પામવાની અ
નરખ (ના) નિરખ, કસ, તપાસ, નિરીક્ષ
નરઘું (ના) એક વાઘ(એને સાહી વગાડે
નરડો (ના) નકડો, દૂબળો. [હોય છે.
નરતું (વિ) નઠારું, ખોટું, ખરાબ, તાત્કાલિ
નરદમ (અ) નર્યું, શુદ્ધ, તત્ત્વ, તમામ.
નવ (વિ) ૯ સંખ્યા, નવીન.
નવ (અ) નહિ.
નવરાત, નવરાત્રિ (ના) નોરતાં, આસો શુ
૧થી ૯ સુધીની નવ રાતો.
નવરાશ (ના) અવકાશ, પરવાર, ફુરસદ.
નવરું (વિ) કામધંધા વિનાનું.
નવલ (વિ) નવું, નવીન, નવતર.
નવલ (ના) નવાઈ, આશ્ચર્ય.
નવલકથા (ના) કાદંબરી, કલ્પિતવાર્તા, નોવે
નવલખી (વિ) નવ લાખની પુંજીવાળો.
નવલશાહીરજી (વિ) ચોકાઈનું ડોળ ઘાલનાર
નવસાગર, નવસાર (ના) એક જાતનો ખાર.
નવસો (ના) વર, વરરાજા, ઘ્યાવર,
નવસ્તું (વિ) નાગું, નગ્ન, દિગંબર.
નવાઈ (ના) નવલ, અચરતી, નવી ચીજ.
નવાજસ (ના) કૃપા, મેહેરબાની, ભેટ, દાન
નવાજવું (ક્રિ) દઇ દેવું, દાન આપવું.
નવાણ (ના) જળાશય, નહાવાની જગા.
નવાણું (ના) નવ્વાણું, ૯૯ (સંખ્યા.)
નવાબ (ના) નબાબ, બાદશાહ તરફનો સૂબો
નવારસું (વિ) નધણિયાતું, વારસવિનાનું.
નવીજૂની (વિ) ન જાણેલી એવી (ખબર).
નવીન (વિ) નવું, તાજું.
નવીસંદો (ના) કલ્પક, નવી ઈમારત ઉપજા-
વનાર, કારકુન, લેખક. [મકાઈ
નવું (વિ) નવ, નવું, નવીન, હાલનું, તાજું
નવુંજૂનું (વિ) જાણવા જેવું હળીમળી રહેલ
નવુંસવું (અ) નવું જ, તરતનું હોય તેમ.
નવેણ (ના) રસોડું, આબોટ.
નવેણિયો (ના) રાંધણિયો, ભટ, પીરસનાર.

નવેનામે (અ) બીજે નામે, નવેસર.
નવેસર, નવેસરથી (અ) ફરીથી, નવું મંડળ.
નવોઢા (ના) તરતની પરણેલી સ્ત્રી. [ફરીને.
નવ્વાણું (વિ) નવાણું, ૯૯ (સંખ્યા).
નશ્વર (વિ) નાશવંત.
નષા (ના) નેસ.
નષ્ટ (વિ) નાશ પામેલું, નીચ, ભાંગેલું.
નસ (ના) રગ, શિરા, નેસ.
નસકોરી (ના) નાકમાંહેલું ચામડાનું પડ.
નસકોરું (ના) નાકનાં બે કાણાંમાંનું એકેક
નસન્તાન (ના) નિસ્સતાન, નિકંદન, નખોદ.
નસલ (ના) મૂળ, જડ, વંશ.
નસાડવું (ના) નાસી જાય તેમ કરવું.
નસિયત, નસિહત (ના) ઠપકો, સજા, શિક્ષા.
નસીબ (ના) દૈવ, ભાએગ, કરમ, ચાનસ.
નસીબદાર (વિ) ભાગ્યશાળી, દૈવવાન.
નસ્તર (ના) બે ધારવાળું અણિદાર હથિઆર
નહર (ના) નેહેર, નળ, મોટી નીક.
નહવડાવવું (ક્રિ) સ્નાન કરાવવું, ડુબાવવું,
નહાણ (ના) અટકાવ, રજોદર્શન. [છિતરવું.
નહાણું (ના) વરને નહવડાવવાની રીતિ.
નહાતીધોતી (વિ) અટકાતી (સ્ત્રી).
નહાનું (વિ) નાનું, લઘુવયનું, સાંકડું.
નહાનુંસુનું (વિ) જેવુંતેવું.
નહાલ (વિ) નિહાલ, પૂર્ણ, કૃતાર્થ.
નહાવણ (ના) સ્નાન.
નેહાવું (ક્રિ) પાણીથી શરીર ધોવું,સ્નાન કરવું
નહાસવું (ક્રિ) ભાગવું, દોડવું. [ખોવું.
નહિયા (ના) એક ઓજાર.
નહિ (અ) નકાર અર્થે, ના.
નહિતર, નહિતો (અ) અભાવ, બદલો, સૂચક.
નહિયું (ના) નૈયું, સૂકી દૂધી.
નહી (ના) દૂધી.
નહીં (અ) નહિ, નકાર અર્થે.
નળ (ના) પાણીની મોટી નળી, જળનો માર્ગ.
નળવાઇજવું (ક્રિ) અશક્ત થવું.
નળિકા (ના) નળી.
નળિયું (ના) નળના આકારનો ઠીકરાનો ઘાટ,
નળી (ના) નલિકા. [અરધા નળ.
નળીદાર (ના) નળીવાળું, નાળચાવાળું.
નળો (ના) પગનો ઘુંટણથી પાટલી લગીનો
ભાગ, મોટી નળી.
નળોકડી (ના) સાંકડી વાટ, નેળ, નળ, ગલી.
ના (અ) નકાર, અભાવ, મુકાબલો, અપ્રસન્નતા, અશક્તદર્શક.
ના (પ્ર) ફારસી શબ્દો પૂર્વે અભાવ અર્થે લાગે છે, જેમ : નાદાર, નાદાન, નાપાક ઇ૦
નાંગળું (ના) નાડી કે બારીઆ ભેરવવાનું નાકું.
નાંદિયો (ના) નંદી, મહાદેવનો પોઠીઓ.
નાઈ (ના) નાપિક, નાવી, હજામ, વાળંદ.
નાઇક (ના) નાએક, સીપાઇઓનો મુખી.
નાઇબ (ના) નાએબ, બીજા દરજ્જાનો ડેપ્યુટી.
નાઇલાજ (અ) નિરુપાય, ન છૂટકે.
નાઉમેદ (વિ) નિરાશ, આશાભંગ.
નાએક (ના) નાયક, મુખી.
નાક (ના) નાસિકા, ઘ્રાણેંદ્રિય, ટેક, શોભા,
નાક ઉંચુ રહેવું (ક્રિ)ટેક રહેવો [સ્વર્ગ,આકાશ.
નાકકટ્ટું (વિ) નકટું, કપાયલા નાકવાળું,
નાક કપાવું (ક્રિ) આબરૂ જવી. [નિર્લજ્જ.
નાક કાપવું (ક્રિ) શોભા, આબરૂ લેવી.
નાક ઘસવું (ક્રિ) પસ્તાવો કરવો, માફ માગવી.
નાકની દાંડી (ના) નાકનો ઉપલો દાંડી જેવો
નાકબૂલ (અ) અસંમતિદર્શક. [અવયવ.
નાકમાં બોલવું (ક્રિ) ગુંગણું બોલવું..
નાકલીટી નાક લીસોટી (ના) નાક ભોંયપર ઘસવું તે, મારી.
નાકું (ના) દરવાજો, છેડો,કાણું,નાંગળું, થાણું.
નાકેદાર (ના) થાણેદાર, જગાત ઉઘરાવનાર.
નાકેબંદી (ના) નાકાં બંધ કરવાનું કામ.
નાકસ (વિ) અધુરું, અપૂર્ણ.
નાકૌઅત, નાકૌવત (વિ) અશક્ત, નિર્બળ.
નાકૌતી (ના) અશક્તિ, નબળાઇ.
નાખ (ધા) ફેંકવું, તજવું ઇ. અર્થે. [ગાળવું.
નાખવું (ક્રિ) ફેંકવું,પાથરવું,ઓકવું, સોંપવું,
નાખુદા (ના) નખોદા, ટંડેલ, નાખવો, સરંગ.
નાખુશ (વિ) દલગીર, ઉદાસ, અપ્રસન્ન.
નાખુશી (ના) અપ્રસન્નતા, ગેરમરજી.
નાગ (ના) એક જાતનો મોટો સાપ, એક
દેવ, હાથી, લવંગ. [પરમ સુંદર સ્ત્રી.
નાગકન્યા (ના) નાગ નામના દેવની કન્યા,

નાગકેસર (ના) એક ઔષધિ.
નાગડું (વિ) નાજુક, નિર્બળ, એકવડું.
નાગણી (ના) નાગેણ, નાગની સ્ત્રી.
નાગણું (ના) ઢોરના ગળાનું દોરડું.
નાગપાંચમ (ના) શ્રાવણની પાંચમ.
નાગપાશ (ના) નાગનું ગુછળું, વ્યૂહ, એક બંધ
નાગર (વિ) નગરનો રહીશ, ચતુર.
નાગર (ના) બ્રાહ્મણ તથા વાણિયાનો એક વર્ગ, સૂંઠ. [વેલો.
નાગરવેલ, નાગરવેલી (ના) ખાવાના પાનનો
નાગરી (વિ) નગરનું, નાગર સંબંધી, દેવનગરી
નાગરી (ના) ચતુરા, નાગરની સ્ત્રી, નાગરેણ.
નાગરીશોક (ના) ચતુરાઇની છેતરપીંડી.
નાગલાં (ના) નાના સાપ, નાગનાં ચિત્ર.
નાગલી (ના) બાવટા, કોદરા જેવું એક હલકું
નાગલું (ના) નાગડું, નાકું. [અનાજ.
નાગું (વિ) નગ્ન, દેવાળિયું, નિર્લજ્જ, ખુલ્લું; સ્વ
નાગોવર્ષાદ(ના)તડકો છતે પડતો વર્ષાદ. [છંદી.
નાઘેર (ના) એક ગામનું નામ.
નાઘેરી (વિ) ઢોળ પાળનારો.
નાચ (ના) નૃત્ય કૂદવું તે.
નાચાર (ના) લાચાર, નિરાશ્રિત, નોધારૂં.
નાચારી (ના) ગરીબાઈ, નાચાર હાલત.
નાચેણ (ના) નાચણ, નાચનારી.
નાજર (ના) અદાલતનો એક અમલદાર, હીજડાની એક જાતિ
નાજુક } (વિ) કુમળું પાતળું, નરમ,
નાજુકડું } બારીક, તકલદી, અશક્ત, થોડું.
નાજુકાઈ,નાજુકી (ના) નાજુક હાલત
નાટ (ના) નૃત્ય. (અ) નેટ, નક્કી.
નાટક (ના) એક દૃશ્ય, કાવ્ય, ખેલ, વેશ
નાટકશાળા (ના) નાટક દેખાડવાની જગા.
નાટકી (વિ) નાટક સંબંધી, નાટક કરનાર.
નાટારંજ (ના) નાટક, નાચ વગેરેના રંગ.
નાડ (ના) નાડી, શિરા, દોરી, કુથી, ચામ-
નાડણ (ના) ચામડાનું દોરડું. [ડાનું દોર.
નાડવું (ના) નાડણથી જકડવું.
નાડાછડી (ના) નાડું, બે કે વધારે રંગનું
નાડી (ના) નસ, કસ, દોરી. [સૂતર.
નાડું (ના) રંગિત દોરો, પાટી, કસ.

નાણક (ના) નાણું, પૈસા.
નાણવું (ક્રિ) માપવું, તપાસવું, ન આણવું.
નાણાવટ (ના) નાણાબજાર, શાહુકારપેઠ.
નાણાવટી (ના) નાણાનો વેપારી,સરાફ,શાહુ-
નાણું (ના) નાણક, સિક્કા, ધન, મૂલ્ય. [કાર.
નાત (ના) જ્ઞાતિ, એક સજાતિ વર્ગ.
નાતબહાર (વિ) નાતવ્યવહાર બંધ થએલો.
નાતરિયા (વિ) નાતરાં કરનાર.
નાતરિયું (વિ) નાતરામાં આણેલું, આંગળિયું
નાતરૂ (ના) સ્ત્રીનું પુનર્લગ્ન, નાતું, સંબંધ
નાતવરો (ના) જ્ઞાતિભોજન, જમણવાર.
નાતવાન (વિ) અશક્ત, નાકૌવત, નિરાશ્રિત
નાતાલ (ના) ખ્રિસ્તમસ, તા. ૨૫મી ડીસેંબર
નાતીલું (વિ) નાતનું. [અંગ્રેજની દીવાળી
નાતું, નાતો (ના) સંબંધ, વ્યવહાર.
નાથ (ના) ધણી, પતિ, એક જાતના વેરાગી ઢોરના નાકમાંની દોરી.
નાથવું (ક્રિ) ઢોરનું નસકોરૂં કોચવું તે.
નાદ (ના) સ્વર, અવાજ, છંદ, ટેવ, ગર્વ, તોર.
નાદર (વિ) દુર્લભ, અમૂલ્ય, સરસ.
નાદાન (વિ) અણસમજુ, અજ્ઞાન, મૂર્ખ.
નાદાની (ના) અજ્ઞાન, બેવકુફી.
નાદાર (ના) દેવાળિયો, ગરીબ.
નાદારી (ના) નાદારપણું, ગરીબાઈ.
નાદી (વિ) તોરી, છંદી, અભિમાની.
નાધડું (વિ) નાતું (ગ્રામ્ય).
નાન (ના) મુસલમાનની મોટી રોટલી.
નાનક (ના) એકપંથી સાધુ.
નાનકડું (વિ) નાનું, છોટું.
નાનકડું (વિ) વિધવિધ, તરેહતરેહના.
નાની (ના) માની મા, માતામહી, આજી.
નાનું (વિ) છોટું, થોડું, ટુંકું, ઝીણું, લઘુ.
નાનુંસનું (વિ) નાનું સરખું, જેવું તેવું.
નાનેતર (ના) આજ પડવાનું શ્રાદ્ધ.
નાનેરૂં (વિ) નાનું, લઘુતરકું.
નાનો (ના) માનો બાપ, માતામહ, આજો.
નાન્દી (ના) નાટકનું મંગળાચરણ.
નાન્દીશ્રાદ્ધ (ના) વૃદ્ધિશ્રાદ્ધ.
નાન્યતર (વિ) નર કે નારી નહિ તેવું, નપુંસક.
નાપસંદ (વિ) અપ્રસન્ન, અણગમતું.

નાપાક (વિ) અપવિત્ર, પાપી, દોષી
નાપાકી (ના) નાપાક હાલત
ના પાડવી (ક્રિ) ના કહેવી, નકાર કરવો
નાપિક, નાપિત (ના) નાવી, હજામ, વાળંદ,
નાફરમાન (ના) નજુવા રમત [પાયરે.
નાફરમાન (વિ) નજુવા રંગ અગ્રણ
નાબુદ (વિ) સમળ નાશ, ઉચ્છેદ, નસતાન
નાભ (ના) નાભ, હોઠી, નાભિ
નાભિ (ના) ડુંડી, પૈડાનું મધ્ય.
નાભિકમળ (ના) ડુંટીરૂપી પદ્મ
નામ (ના) અભિધાન, સંજ્ઞા, શબ્દનો એક વર્ગ, પ્રતિપદિક, કીર્તિ, પ્રસિદ્ધિ
નામકરણ (ના) નામ પાડવાનો સંસ્કાર.
નામજાદું (વિ) પ્રખ્યાત, પ્રસિદ્ધ, નામાંકિત.
નામજોગ (વિ) નામવાળું, નામ ઉપરનું.
નામંજુર (વિ) નાકબૂલ, રદ, બાતલ
નામદાર (વિ) નામવર, મરાહૂર, પ્રખ્યાત
નામદારી (ના) પ્રસિદ્ધિ, ખ્યાતિ, પ્રખ્યાતિ
નામના (ના) કીર્તિ, આબરૂ
નામનિશાન (ના) સંજ્ઞા તથા નિશાની અભિધાન અને એંધાણ
નામનુ (વિ) થોડુ, નામમાત્ર, દેખાડવાનું.
નામરાશિયા, નામરાશી (વિ) એક રાશિના નામવાળા, નામેરી
નામર્દ (વિ) નપુંસક. હીજડો, બાયલો, કાયર
નામર્દાઈ, નામર્દી (ના) નાકૌવતી, કાયરતા
નામવર (વિ) નામદાર, નામાંકિત
નામવુ (ના) રેડવું, ધાર પાડવી
નામાંકિત (વિ) પ્રખ્યાત, નામીચુ, નામવર
નામાવળી (ના) નામમાળા, નામોનો હાર
નામી, નામીચુ (વિ) પ્રખ્યાત, નામાંકિત
નામુ (ના) લેણદેણનો લેખી હિસાબ, હક, વાર્તા ખબર, વૃત્તાંત, નામ
નામુઠામુ (ના) ઠેકાણાસહિત નામુ
નામુકર (વિ) નાકબૂલ
નામુનાસિબ (વિ) અઘટિત, નાલાયક
નામુરાદ (વિ) આશાભંગ, નિરાશ, નાઉમેદ
નામેરી (વિ) નામરાશી
નામોશી (ના) બેઆબરૂ, હીણપત, અદો

નાયક (ના) ઉપરી, મુખી, ગુણી પુરુષ, આશક, વડો સીપાઈ.
નાયકા(ના)નાયિકા,ગુણવાન્ સ્ત્રી, પ્રિયા, મા-
નાયબ (વિ) નાઈબ, બીજા દરજ્જાનું. [શૂક.
નાર (ના) નારી, સ્ત્રી, બાયડી, વહૂ.
નાર (પ્ર) કર્તૃત્વદર્શક, જેમ લેનાર,ખાનાર
નારકી, નારકીય (વિ) નરક સબંધી.
નારખુ (ના) ગાડાના નાસની ભુંગળી
નારંજ, નારંગી (ના) સંતુ, એક ફળ
નારદ (ના) એ નામનો ઋષિ
નારદવિદ્યા (ના) બે જણને લડાવવાની કળા
નારાજ, નારાજી (વિ) અપ્રસન્ન, હેરાનપરેશાન
નારાયણ (ના) શેષશાયી વિષ્ણુ, સંન્યાસી
નારાયણબલિ (ના) મૃત પિતાના ઉદ્ધાર માટે
નારિકેળ,નારિયળ(ના)નાળિયેર,શ્રીફળ [શ્રાદ્ધ
નારી (ના) નાર, સ્ત્રી, બૈરી
નારુ (ના) ગામની પેદાશમાથી ધોબી, હજામ વગેરે ધંધાદારીને અપાતી હકસાઇ.
નાલ (ના) નાળ, દાંડી
નાલકી (સ્ત્રી) એક ખુરસી, પાલી, પાલખી
નાલાયક (વિ) અઘટિત,ગેરવાજબી,અયોગ્ય
નાલાસ, નાલેસી (ના) નિંદા, બદગોઈ, ગીબત
નાવ (ના) નૌ, નૌકા, હોડી, વહાણ
નાવડી, નાવડુ (ના) હોડકુ, નાની હોડી
નાવલો (ના) ધણી, સ્વામી, વર, પીયુ
નાવાકેફ (વિ) અજાણ
નાવારસુ (વિ) નધણિયાતુ, વારસ વિનાનુ
નાવિક (ના) નાવ ચાલનાર, સુકાની, ટંડેલ.
નાવિક (વિ) નૌકા સંબંધી
નાવી (ના) નાપિક હજામ, વાળંદ, રોમશત્રુ
નાશ (ના) સંહાર, અવ્યવસ્થા, હાનિ
નાશક (પ્ર)નાશ કરનાર અર્થે, જેમ, કષ્ટનાશક
નાશકારક (વિ) નાશ કરે તેવુ
નાશવંત (વિ) નાશ પામે તેવું, અસ્થિર
નાશી (વિ) નાશ કરનાર
નાશેદ (ના) રાજાને શેહમાથી ખસેડવો તે
નાસતો (ના) શિરામણ, સવારમાં ખાવું કાંઈ.
નાસરડુ,નાસરણુ(ના)નાસી જવું તે [ખાવુ તે.
નાસરી(ના)દમડી, એક પ્રાચીન ચલણી સિક્કો
નાસવું (ક્રિ) ભાગવુ, ડરથી ઉતાવળા દોડવુ.

નાસા (ના) નાસિકા, નાક, પ્રાણેંદ્રિય.
નાસાનાસ (ના) નાસભાગ, દોડાદોડ.
નાસિકા (ના) નાક, સુંઘવાની ઇંદ્રિ.
નાસીપાઐસ,નાસીપાસ(વિ)નિરાશ,નાઉમેદ.
નાસુર (ના) એક છિદ્ર રોગ(નાક,ગળામાંનો)
નાસ્તિક (વિ) ઈશ્વરનું અસ્તિત્વ ન માનનાર
નાહ્ (ના) ધગધગતો અંગારો.
નાહક (અ) વગર હકે, ગેરવાજબી, નકામું.
નાહર (ના) વાઘ.
નાહીં (અ) નહિ, નહીં (કવિતામાં).
નાળ (ના) નાળ, ગર્ભની દુંટીની નળી, દાંડી, પગે અથવા પગરખાને જડવાનું લોઢાનું જાડું પતરૂં, નલી, પરનાળ.
નાળકું, નાળચું (ના) નાળચું, નાની નળી.
નાળબંદ, નાળબધ (ના) નાળ જડનારો.
નાળવું (ના)ઝારી, આબ્ખોરાને જડેલી નાની
નાળા (ના) એક ગામનું નામ. [નળી.
નાળિયેર (ના) નાળિકેર, શ્રીફળ.
નાળિયેરપાક (ના) કોપરાપાક, એક મીઠાઈ
નાળિયેરી (ના) નાળિયેરનું ઝાડ.
નાળું(ના)ગરનાળુ,પાણી જવાનો નાનો માર્ગ
નિ (ઉ) નિશ્ચય, અભાવ, અતિશય, નિરંતર ઇત્યાદિ અર્થે.
નિંગળવું (ક્રિ) નીતરવું, નીગળવું.
નિંદવું (ક્રિ) નીંદવું, દાતરડીએ ખેતર સાફ
નિઃ (ઉ) "નિ"ના અર્થમાં. [કરવું.
નિઃશંક (અ) બેધડક, શંકા વગર
નિઃશેષ (અ) અશેષ, તમામ, બીલકુલ.
નિકટ (અ) નજીક, પાસે, ઢુકડે.
નિકન્દન (અ) નિર્મૂળ, સમૂળગું ખેંચી નાંખ-
નિકર (ના) આકાર, જથ્થો ટોળુ, ભંડાર [વુ તે
નિકર (અ) નહિતો, નહિતર.
નિકારી (ના) મોરી, પાણીનો સાંકડો માર્ગ.
નિકેતન (ના) સ્થાન, ઠેકાણું, ઘર.
નિક્ષરણ (ના) નીખાર, મોટી ઓટ.
નિખર્વ(વિ)સો અબજ૧૦૦૦ કરોડ (સંખ્યા)
નિખાદ (ના) નિષાદ,ગાયનનો સાતમો સ્વર
નિખાલસ (વિ) નિષ્કપટ, શુદ્ધ,ખુલ્લા મનનું.
નિગમ (ના) વેદ, શ્રુતી, ઇશ્વર, પરિણામ.
નિચિંત (વિ) નચિંત, નિશ્ચિંત, બેફીકર.
નિજ (વિ) સ્વ, પોતાનું, જાતનું, ખાસ.
નિજાનંદ (ના) આત્માનંદ, પરબ્રહ્મ.
નિતમ્બ (ના) ફુલાં, ઢગરાં.
નિત્ય (અ) હંમેશ, દરરોજ, નિરંતર.
નિત્યકર્મ (ના) નિરંતર કરવાનાં કામ.
નિત્યે (અ) નિત્ય, નિરતર, હરહમેશ.
નિદાન (ના) મૂળ કારણ, પરિણામ, ઉવટ.
નિદાન (અ) છેલ્લે, છેવટે, આખરે.
નિદ્રા (ના) ઊંઘ, ગુડાકા, નીંદ.
નિદ્રાવશ (વિ) ઊંઘને વશ થએલો, ઊંઘેલો.
નિદ્રાળુ (વિ) નિદ્રાથી ભરેલું, ઊંઘણસી.
નિધણિયો (વિ) ધણી વગરનો.
નિધન (ના) મોત, મરણ, મૃત્યુ.
નિધાન (ના) નિધિ, ઠામ, પાત્ર.
નિધિ (ના) ભંડાર, ખાણ, કોઠાર, સ્થાન.
નિન્દક (વિ) નિંદા કરનાર, નિંદાખોર.
નિન્દવું (ક્રિ) નિંદા કરવી.
નિન્દા (ના) દોષારોપ, બદગોઈ.
નિન્દાખોર (વિ) નિંદા કરનાર, નિંદક.
નિન્ધ (વિ) ધિક્કારવા યોગ્ય
નિપજ (ના) ઉપજ, પેદાશ, લાભ, ઉત્પત્તિ.
નિપજવું (ના) પેદા થવું, લાભ થવો.
નિપટ (અ) છેક. (વિ) નફ્ફટ, બેશરમ.
નિપાત (ના) નાશ, લાંબા પડવુ તે.
નિપુણ (વિ) કુશળ, પ્રવીણ, કામેલ.
નિપુણતા (ના) પ્રવિણતા, વાકફગારી.
નિબંધ (ના) લખાણની એક જાત, પ્રબંધ.
નિભ્ભર (વિ) નિર્ભર, મજબુત, સંગીન,
નિમક (ના) મીઠું, લવણ, લુણ, ખાર.
નિમકહરામ (વિ) લુણહરામી, કૃતઘ્ની, જેનું ખાધું હોય તેનો અપકારકર્ત્તા.
નિમકહલાલ (વિ) કૃતજ્ઞી, ઉપકાર ન ભૂલનાર
નિમગ્ન (વિ) ડુબેલુ,મચેલું, મસ્ત,મશ્ક, લીન.
નિમણુક (ના) નિયમિત વહેંચણ, ગોઠવણ.
નિમંત્રણ (ના) તેડું, ઇજન, નોતરૂ આમંત્રણ.
નિમવું (ક્રિ) ઠેરવવું, રાખવુ, વહેંચણ કરવી.
નિમાજ (ના) બંદગી, પ્રાર્થના (મુસલમાનની).
નિમાળા (ના) કેશ, વાળ.
નિમિત્ત (ના) ઉદ્દેશ, કારણ, લાગ,બહાનું,આ...

નિમિષ } (ના) આંખનો પલકારો, આંખ
નિમેખ } દેવાય ને ઉઘડે તેટલો વખત. (વિ)
નિમેષ } જરાક, બરાબર.
નિમ્નગા (ના) નદી.
નિમ્બ (ના) લીમડો.
નિયન્તા (ના) નિયામક, નિયમમાં રાખનાર, ઈશ્વર.
નિયતિ (ના) નિયમ.
નિયતી (ના) દુર્ગાદેવી.
નિયમ (ના) ધારો, કાયદો, રીત, ઠરાવ, મત
નિયમિત (વિ) મુકરર કરેલું,ઠેરવેલું,નિયમવાળું.
નિયામક (ના)નિયમમાં રાખનાર, સત્તાધીશ.
નિયુત (વિ) ૧૦ લાખ સંખ્યા.
નિર્ (ઉ) નિષેધ, અભાવ, નિરંતરવાચક; જેમઃ નિરક્ષ, નિર્ગુણ.
નિરંકુશ (વિ) સ્વતંત્ર, આંકુશ વિનાનું.
નિરખ (ના) નિયમિત ભાવ, તપાસ, કસ.
નિરખ (ધા) જો, નિરીક્ષણ કર.
નિરખવું (ક્રિ) નિરીક્ષણ કરવું, પેખવું,કસવું.
નિરંજન (વિ) અંધકારરહિત, તેજોમય.
નિરન્તર (અ) જારી, ચાલુ. હમેશ, સદોદિત.
નિરપરાધી (વિ) બેગુનાહ.
નિરય (ના) નરક.
નિરસ (વિ) નરસ, રસકસ વગરનું.
નિરર્થક (વિ) નકામું, નમાલું, અકારણ.
નિરાંત (ના) પરવાર, ફુરસદ, સુખ, ચેહેન.
નિરાકરણ (ના) નીવેડો, નીકાલ, નિશ્ચય.
નિરાકાર (વિ) આકારરહિત, સર્વાકાર, બ્રહ્મ.
નિરાધાર (વિ) આધાર વગરનું, નિરાશ્રય.
નિરામય (વિ) રોગ, મળ, નડતર વગરનું.
નિરાલમ્બ (વિ) નિરાશ્રય, આધારરહિત.
નિરાશ (વિ) આશાભંગ, નાઉમેદ, દલગીર.
નિરાશ્રય, નિરાશ્રિત (વિ) અનાથ, લાચાર, [નિરાધાર.
નિરાહાર (ના) અપવાસ, લાંઘણ.
નિરાળું (વિ) ન્યારૂં, જુદું, આઘું.
નિરુક્ત (ના) વેદના શબ્દનો કોષ.
નિરુત્તર (વિ) બદ્ધમુખ, ઉત્તર ન અપાય એવું.
નિરુદ્યોગ, નિરુદ્યોગી (વિ) ઉદ્યોગ વગરનું.
નિરુપકારી (વિ) ઉપકાર ન કરે તેવું.
નિરુપદ્રવ (વિ) ઉપદ્રવ ન કરનારૂં.
નિરુપયોગ (વિ) નકામું, ઉપયોગ વગરનું.
નિરુપાય (વિ) ઉપાય ન ચાલે તેવું.
નિરૂઢ (વિ) કુંવારૂં, વગર પરણેલું.
નિરૂપણ (ના) વર્ણન, બયાન,વ્યાખ્યાન, કથન.
નિરોગી (વિ) અરોગી. આરોગ્ય, તનદુરસ્ત.
નિરોધ (ના) અટકાવ, રોકાણ, પ્રતિબંધ.
નિર્ગત (વિ) નિર્બળ, અશક્ત, ગાત્રસંગ.
નિર્ગન્ધ (વિ) વાસ વગરનું.
નિર્ગમન (ના) ગુજારો, નિર્વાહ.
નિર્ગુણ (વિ) ગુણરહિત, ગુણ ન માનનાર.
નિર્ગુણી (વિ) નૈસ્ત્રૈગુણ્ય, બેકદર, નગુણો.
નિઘંટ (ના) શબ્દકોષ.
નિર્ઘોષ (ના) અવાજ, ઘોર, નાદ.
નિર્જન (વિ) ઉજ્જડ, વેરાન.
નિર્જર (વિ) જરા એટલે ઘડપણવિનાનું.
નિર્જળ(વિ) પાણી ન હોય તેવું,જળપાનરહિત.
નિર્જીવ વિ) જીવ વગરનું, નિર્બળ, નકામું.
નિર્ઝર (ના) ઝરો, ઝરણ, હાથી.
નિર્ણય (ના) નિશ્ચય, છેલ્લો ઠરાવ, ફેંસલો.
નિર્દય (વિ) દયા વિનાનું, ક્રૂર, ઘાતકી.
નિર્દાનૂ (ના) સખી, દાતા, ખેડુત.
નિર્દેશ (ના) વર્ણન, આજ્ઞા, હુકમ.
નિર્દોષ, નિર્દોષી (વિ) દોષવિનાનું, બેગુનાહ.
નિર્ધન, નિર્ધની (વિ) ગરીબ, દીન, લાચાર.
નિર્ધાર (અ) નક્કી, નિશ્ચયપૂર્વક.
નિર્ધારવું (ક્રિ) નક્કી કરવું, ઠરાવવું.
નિર્બળ (વિ) અશક્ત, કમજોર.
નિર્ભય (વિ) અભય, નીડર.
નિભર (વિ) ભરેલું. (ના) પેટ.
નિર્ભર્ત્સના (ના) ઠપકો, તુચ્છકાર.
નિર્ભાગ્ય (વિ) કમનસીબ, અભાગી.
નિર્ભ્રાન્ત (વિ) ભ્રાંતિ વગરનું.
નિર્ભેદ (વિ) અભેદ, ભેદાય નહિ તેવું.
નિર્મળ (વિ) મેલ વિનાનું, સ્વચ્છ.
નિર્માણ (વિ) સર્જિત, ઠરેલું, કરેલું.
નિર્માલ્ય, નિર્માળ (વિ) દેવાર્પિત, અર્પેલું, [નકામું
નિર્મિત (વિ)નિર્માણ કરેલું, સર્જિત.
નિર્મુખ (વિ) નિરાશ, ભૂખ્યું પાછું કરેલું.
નિર્મૂળ (વિ) સમૂળ, મૂળવિનાનું.
નિર્લજ્જ (વિ) બેશરમ, નફ્ફટ.

નિર્લોભ, નિર્લોભી (વિ) લોભ વગરનું.
નિર્વંશ (વિ) વંશ-સંતાન-રહિત, ઉચ્છેદિયું.
નિર્વંશ (ના) નસંતાન, ઉચ્છેદ, નખોદ.
નિર્વાણ (વિ) ઉકલ્યું, નિશ્ચિત.
નિર્વાણ (ના) મુક્તિ, મોક્ષ, ઉદ્ધાર, છેલ્લી દશા.
નિર્વાદ (ના) ઠપકો, લોકાપવાદ.
નિર્વાહ (ન ) ટકાવ, ગુજારો, નિભાવ.
નિર્વિકાર (વિ) અવિકૃતિ, વિકારરહિત.
નિર્વિઘ્ન (વિ) અડચણ વગરનું.
નિર્વેદ (ના) વૈરાગ, પશ્ચાત્તાપ, કંટાળો.
નિર્વેધ (વિ) બાધ-અડચણવિનાનું.
નિર્વ્યસન, નિર્વ્યસની (વિ) વ્યસન-લત-વગરનું.
નિવારણ (ના) નીકાલ, છેડો, અટકાવ.
નિવારવું (ક્રિ) અટકાવવું, દૂર કરવું.
નિવાસ (ના) રહેઠાણ, સ્થાન, ઘર.
નિવીત (ના) જનોઇ.
નિવૃત્તિ (ના) શાંતિ, નિરાંત, પરવાર.
નિવેદન (ના) વિદિત, નમ્રતાથી કથન.
નિશ (ના) નિશા, રાત્રિ, રાત.
નિશદિન (ના) રાતદહાડો, સદાકાળ.
નિશા (ના) નિશ રાત, રજનિ
નિશાકર (ના) ચંદ્ર, ચાંદ, શશિ
નિશાચર (ના) રાક્ષસ, ચોર, ભૂત, ઘૂવડ, વાગળું.
નિશાણ, નિશાન (ના) ધજા, તાકેલું બિંદુ, ચિહ્ન.
નિશાદ (ના) શૂદ્રીને પેટે બ્રાહ્મણથી જન્મેલો.
નિશાની (ના) ચિહ્ન, યાદગારીની ચીજ.
નિશાળ (ના) શાળા, શિક્ષણગૃહ. [ની વિધિ
નિશાળગરણું (ના) છોકરાને નિશાળે બેસાડવા-
નિશાળિયો (ના) વિદ્યાર્થી.
નિશીથ (ના) મધરાત
નિશો (ના) કેફ, અમલ.
નિશોતર (ના) એક ઝાડનાં મૂળિયાં (જુલાબનાં)
નિશ્ચલા (ના) પૃથ્વી
નિશ્ચય (ના) ઠરાવ, તોડ, નિર્ણય, પતીજ.
નિશ્ચિંત (વિ) ચિંતા વગરનું, બેફીકર.
નિશ્રેણી, નિશ્રેણી (ના) નીસરણી, સીડી
નિશ્વાસ (ના) નીસાસો.
નિષધ (ના) એક પ્રાંત, સાતમો સુર.
નિષાદ (ના) ગાયનનો સપ્તમ સ્વર.
નિષેધ (ના) અટકાવ, પ્રતિબંધ, નકાર.

નિષેધક (વિ) નિષેધ કરનાર.
નિષ્કપટ, નિષ્કપટી (વિ) કપટરહિત.
નિષ્કલંક (વિ) કલંકવિનાનું, શુદ્ધ.
નિષ્કામ (વિ) ઈચ્છારહિત, અકામ્ય.
નિષ્ઠા (ના) આસ્થા, એકીન સિદ્ધિ.
નિષ્પક્ષપાત, નિષ્પક્ષપાતી (વિ) તરફદારી ન ક
નિષ્ફળ (વિ) અફળ વ્યર્થ, મિથ્યા, નાહક [તેવું.
નિસબત (ના) સંબંધ, વળગણ, સબાબ.
નિસ્તરવું (ક્રિ) પાર પડવું, તરવું.
નિસ્તારો (ના) ઉદ્ધાર, છૂટકો.
નિસ્તેજ (વિ) ફીકું, તેજરહિત.
નિસ્પૃહ, નિસ્પૃહી (વિ) બેદરકાર, બેપરવા
નિહાલ (વિ) પૂર્ણ કૃતાર્થ.
નિહાળવું (ક્રિ) ધારીને-તાકીને જોવું, પેખવું.
ની (પ્ર) સબંધ અર્થે નારી જાતિમાં જેમઃ ઇશ્વરની આજ્ઞા, પ્રીતિ, ઈચ્છા કે પ્રસાર્થે ક્રિયામાં, જેમઃ આવની, ચાલોની; આવોછની? (આવો છો કે નહિ?).
નીંદ (ના) નિદ્રા, ઊંઘ, સુસ્તી.
નીક (ના) પાણી જવાનો માર્ગ, ગટર.
નીકસવું } (ક્રિ) બહાર જવું, છૂટવું, માલમ
નીકળવું } પડવું, પંકાવું, ઉપજવું.
નીકળી જવું (ક્રિ) હદબહાર જવું, અમર્યાદ થવું.
નીકા (ના) ગાંધર્વવિવાહ, તથા તે વખતે ભણવાની પ્રતિજ્ઞા, એક ફળ.
નીકાલ (ના) નિષ્કલન, છૂટકો, ફડચો, ઠરાવ, ખુલાસો, નીકાસ.
નીકાસ (ના) નીકાલ, માલ પરદેશ જવો તે
નીકું (વિ) ચોખ્ખું, સ્વચ્છ, સારૂ.
નીખરવું (ક્રિ) ધોવાઇને સાફ થવું [સરવું તે.
નીખાર (ના) નિરક્ષણ, મોટી ઓટ, અતિઓ-
નીખારવું (ક્રિ) નીખરે તેમ કરવું કાંજી કાઢવી.
નીગમવું (ક્રિ) ટાળવું, પશીજવું, વીતવું, ગુજારવું.
નીગળવું (ક્રિ) નીતરવું (પ્રવાહીનું)
નીગાળા (ના) નીતારા, પાણીના રેલા, ટીપાં.
નીઘા (ના) નજર, દૃષ્ટિ, કાળજી, મેહેર.
નીચ (વિ) હલકું, હીણું, ઉતરતું.
નીચલું (વિ) નીચેનું, નીચાણમાંનું.
નીચવવું (ક્રિ) નીચોવવું, નિરસ કરવું.
નીચાણ (ના) ઢળતો ભાગ, તળેનો ભાગ.

નીચું (વિ) નીચ, નીચલું, ઉતરતું.
નીચોવવું (ક્રિ) નિરસ કરવું, દાબીને પાણી કાઢી નાખવું, ચૂસી લેવું, ધન હરવું.
નીછારો (ના) મોરી, નીક, ગટર.
નીજારો (ના) નેજારો, કટાક્ષ, નેત્રબાણ
નીઠવું (ક્રિ) ખૂટવું, ખૂટી પડવું.
નીત (અ) નિત્ય હમેશ, દરરોજ, નિરંતર.
નીતર (અ) નહિતો, નિકર, નહિતર.
નીતરવું (ક્રિ) રસ ઝરવો, નીગળવું.
નીતરાણ, નીતરામણ (ના) નીતરેલું પાણી.
નીતર્યું (વિ) નીતરેલું, સ્વચ્છ, નિર્મળું.
નીતિ (ના) અર્થશાસ્ત્રના નિયમો: વતન, આચાર, ન્યાય સદાચાર, સન્માર્ગ.
નીતિમાન (વિ) સદાચારી, ન્યાયી.
નીદણ (ના) નીંદાણ, નકામું ઘાસ વગેરે.
નીદર (ના) નિદ્રા, ઊંઘ, નીંદ.
નીંદવું (ક્રિ) નિરવું, ખેતર સાફ કરવું.
નંધ (ના) નિધિ. ખજાનો, ભંડાર. [નાંખી.
નીપાળો (ના) નેપાળો, એક ઝાડ તથા તે-
નીભવું (ક્રિ) નિર્વહન થવું, ટકવું.
નીભાઉ (વિ) ટકાઉ, કામચલાઉ. [ઢગ
નીભાડો (ના) નીભો, કુંભારનાં કાચાં વાસણનો
નીભાવ (ના) નિર્વાહ, ટકાવ, ગુજરાન.
નીભાવવું (ક્રિ) ટકાવવું, ચલાવવું.
નીભાવો (ના) નીભાવ, નિર્વાહ, ગુજારો.
નીભો (ના) નીભાડો, માટીનાં કાચાં પાત્રનો
નીમ (ના) નિયમ. (વિ) અર્ધ. [ઢગ
નીમો (ના) પાટીવાળો મોટા ઘેરનો અંગરખો
નીર (ના) પાણી, જળ, ઉદક, અપ, આબ.
નીરવું (ક્રિ) આગળ મૂકવું, ન ખવું.
નીરો (ના) ખજુરી, તાડી કે નાળિયેરીનો તાજો ઝરેલો રસ.
નીલ (વિ) ઘેરો આસમાની (રંગ).
નીલમ, નીલમણી (ના) એક હીરો, આસમાની
નીલામ (ના) લીલામ, હરાજી, ઉછામણી. [મણી.
નીલું (વિ) ઘેરા આસમાની રંગનું.
નીવડવું (ક્રિ) ચૂંટાવું, ફેંસલાવું, નીકળવું, સિદ્ધ
નીવાડો (ના) નીકાલ, ઠરાવ, ફેંસલો. [થવું.
નીવી (ના) સ્ત્રીના લુગડાની ગાંઠ.
નીવેડો (ના) નીવાડો, છેડો, ઠરાવ.
નીશા (ના) પતીજ, શાણ, વાટવાનો ગોળ
નીસરણી (ના) સીડી, નિઃશ્રેણી. [પત્થર.
નીસરવું (ક્રિ) નિરસરણ થવું, નીકળવું.
નીસાસો (ના) નિશ્વાસ, નીચો શ્વાસ.
નું (પ્ર) છઠ્ઠી વિભક્તિનો નાન્યતર જાતિનો, જેમ: ધનનું બારણું, રામનું નામ.
નુકસાન } (ના) નાશ, હાનિ, બગાડ, ખરા-
નુકસાની } બી, તોટો, ગેરફાયદો તથા તેનો બદલો.
નુક્તો } (ના) નવો મુદ્દો, તર્ક, મેળવણી,
નુખ્તો } ગુપ્તાલેખ, ફારસી હરફનું ચિહ્ન.
નુગર (વિ) કૃતઘ્ની, નિર્લજ્જ, ગુરુ વગરનું
નુતિ (ના) સ્તુતિ, સ્તવ, સ્તોત્ર, સ્તવન, કી-
નુત્ત, નુન્ન (વિ) પ્રેરણા કરેલું, ફેંકેલું [ર્તન.
નૂતન (વિ) નવું, તાજું, નૌતમ, નવીન
નૂન (વિ) ન્યૂન, ઓછું, કમ.
નૂપુર (ના) નેપુર, ઝાંઝર
નૂર (ના) તેજ, પ્રકાશ, શૌર્ય ગાડીભાડું.
નૂરજહાં (ના) સલીમ બાદશાહની બેગમ.
નૂરી (ના) તુતી, પોપટ જેવું લાલ પંખી.
નૃત્ય (ના) નાચ.
નૃપ, નૃપતિ (ના) રાજા, ભૂપ.
નૃસિંહ (ના) વિષ્ણુનો એક અવતાર.
નૃસિંહચૌદશ (ના) વૈશાખ સુદ ૧૪.
ને (અ) અને, તથા, વળી.
ને (પ્ર) બીજી વિભક્તિનો, જેમ: ધનને ભય.
ને (વિ) ની અર્થે ક્રિયાપદનો, જેમ: આવને.
ને (રિ) એવું (જૂની કવિતામાં).
નેક ( ) પ્રામાણિક, સાચું, નીતિમાન્ ભલું,
નેક નજર (વિ) ચોખ્ખી ધ્યાનતનું. [સખી.
નેકનામ (વિ) નેકીથી પ્રખ્યાત થએલું [મનસાઈ.
નેકી (ના) ઈમાનદારી, સાચવટ, નીતિ, સલ-
નેગવું (ક્રિ) ખાવું.
નેચો (ના) હુક્કાની લાંબી આમળાવાળી નળી.
નેત્રા (ના) નેત્રકટાક્ષ, નયનબાણ.
નેજો (ના) ભાલો.
નેટ (અ) નક્કી, નિશ્ચયપૂર્વક
નેટ (ના) ઝીણી જાળીનું કાપડ.
નેડે (અ) પાસે, કને, નજીક.
નેરો (ના) સ્નેહ, પ્રેમ (કવિતામાં).

નેણ (ના) નેત્ર; નયન, આંખ, લોચન, ચક્ષુ.
નેતર (ના) એક ઝાડ તથા તેની ડાળી, સોટી.
નેતરું (ના) રવૈને બાંધેલું દોરડું.
નેતિ (અ) નં ઈતિ, અકળ, અનંત, અપાર, એ [નહિ.
નેત્ર, નેન (ના) આંખ, નયન, નેણ, લોચન.
નેપાળો (ના) એક રેચક ઔષધિ.
નેપુર (ના) નૂપુર, ઝાંઝર.
નેફો (ના) ચણીયાની કસ નાખવાનો ગાળો.
નેમ (ના) નિયમ, નિશાન.
નેમણુક (ના) નિમણુક, ગોઠવણ.
નેમવું (ક્રિ) નિમવું, વળગાડવું, સોંપવું.
નેવ (ના) છાપરાના છેડાનાં નળિયાં.
નેવલે (ના) નેવામાં.
નેવાણી (ના) નેવ પડવાની જગા.
નેવું (વિ) ૯૦ (સંખ્યા)
નેવે મૂકવું (ક્રિ) વિસારે નાખવું.
નેવ્યાશી (વિ) ૮૯ (સંખ્યા).
નેશ, નેષ્ટ, નેસ (વિ) અભાગી, કંજુસ.
નેસ (ના) નસ, નષા, રગ, શિરા.
નેસડો (ના) ગોવાળનું રહેઠાણ.
નેસ્તી (ના) મેંદી, વાણીઓ, ઓરાકી વેચનાર
નેહ (ના) સ્નેહ, પ્રેમ, પ્યાર.
નેહડો (ના) નેહ, સ્નેહ, નેસડો.
નેહેર (ના) નહેર, પાણીનો મોટો વહેળો
નેહરું (ના) પાણીનો નાનો વહેળો.
નેળ (ના) નળોકડી, નાળ, સાંકડી વાટ, નળી.
નૈઋત, નૈઋતી (વિ) દક્ષિણ પશ્ચિમની વચ્ચેની.
નૈયાયિક (વિ) ન્યાયશાસ્ત્રી.
નૈયું (ના) નવેયો, નખને લગતો ભાગ.
નૈવેદ, નૈવેધ (ના) પ્રસાદ, દેવને ધરાવેલો ભો-
નૈષ્ટિક (વિ) આસ્તિક, નિષ્ટાવાળો. [શાક.
નો (અ) નહિ, ન, મ, મા જેમઃ તે હું નો કરે.
નો (પ્ર) છઠ્ઠીનો નરજાતિમાં, જેમઃ તેનો હાથ.
નોંધ (ના) ટીપણ, ટાંચણ, યાદદાસ્ત.
નોંધવું (ક્રિ) દાખલ કરવું, ટપકાવવું.
નોક (ના) અણી, ટોંચ, ટેક, પણ, વટ.
નોકદાર (વિ) નોકવાળું, અણીદાર, ટેકીલું.
નોકર (ના) ચાકર, દાસ, સેવક, ખિદમતગાર.
નોકરી (ના) ચાકરી, સેવા, દાસત્વ, પનેહગારી.
નોખું (વિ) જુદું, અલાયદું, પૃથક્, વિભક્ત.
નોઝણું (ના) સેલું, સેલો, ગાયને પગે બાંધ-
વાનું દોરડું.
નોટ (ના) ચલણી કાગળ, ચીઠી, ટીપ, નોંધ.
નોણાં (ના) વરકન્યા તરફનાં માણસોની આ-
નોણિયો (ના) વિવાહનો એક રીવાજ. [વજો.
નોતરવું (ક્રિ) નિમંત્રણ કરવું, તેડવું, બોલા-
નોતરિયો (ના) નોતરાં દેનારો. [વવું.
નોતરું (ના) આમંત્રણ, તેડું.
નોધ (ના) થાંભલાનો કામચલાઉ ટેકો.
નોધારું (વિ) નિરાધાર, નિરાશ્રિત.
નોબત (ના) મોટું નગારું.
નોમ (ના) નવમી તિથિ, હિંદુની નવમી તા-
નોય (અ) ન હોય. [રીખ.
નોર (ના) નુર, લાડું.
નોરતું (ના) દેવીની નવરાત્રમાંની એકેક રાત.
નોરપડવું (ક્રિ) હાર પડવું, ચાલતું થવું.
નોરિયું (ના) નખોરિયું
નોહે (અ) ન હોય (ગ્રામ્ય).
નોહોર (ના) નખોર, નખરાવ, નખના ઉઝરડા.
નોળ (ના) નકુલ, નોળિયો.
નોળવું (ક્રિ) ગોરસું સાફ કરવું.
નોળિયો (ના) નોળ, નકુલ, એક પ્રાણી.
નોળીકરમ (ના) એક યોગની ક્રિયા, કાપતરું.
નોળીનોમ (ના) શ્રાવણ સુદ ૯, નોળપૂજ-
નનો દિન. [કુચડો.
નોળું (ના) નાનું સાપોલિયું, ગોરસું ધોવાનો
નૌ, નૌકા (ના) વહાણ, મછવો.
નૌતમ (વિ) નૂતન, નવું, શોભતું.
ન્યાત, ન્યાતિ (ના) નાત, જાતિ, જ્ઞાતિ.
ન્યાતીલું (વિ) નાતનું, જાતિનું.
ન્યાય (ના) ઈન્સાફ, તુલના, સાચવટ, એક
શાસ્ત્ર, ધારો, નિયમ, દૃષ્ટાંતિક નિયમ.
ન્યાયાધીશ (ના) ઈન્સાફ કરનાર અધિકારી.
ન્યાયી (વિ) ન્યાયવાળું, વાજબી. [જડેલ.
ન્યાલ (વિ) દ્રવ્યથી ભરપુર, પૂર્ણ, કૃતાર્થ.
ન્યાવટ (ના) ન્યાય કરવાની રીતિ.
ન્યુ (વિ) નવું (અંગ્રેજી).
ન્યુસ, ન્યુસપેપર (ના) વર્તમાનપત્ર, અખબાર
ન્યૂન (વિ) ઓછું, ઉણું, કમ.
ન્યૂનતા (ના) ઓછપ, ઉણપ, કમતાઈ.

## પ.

પ (ના) ૨૧ મો વ્યંજન.
પ (પ્ર) પાળક, રક્ષક અર્થે. જેમઃ ભૂપ=રાજા.
પ (પ્ર) પીનાર અર્થે; જેમઃ મધુપ=ભ્રમરો.
પકડ (ના) પકડવાનો દાવ, ધરવાની કળા, ઓજાર. [કરવું, શોધવું.
પકડવું (ક્રિ) ધરવું, ઝાલવું. બાઝવું, કબજે
પકતું (વિ) પગતું, મોકળું, પોહોળું.
પકવવું (ક્રિ) પાકે તેમ કરવું.
પકવાન (ના) મીઠાઇ.
પકવાસા (ના) છાપરે જડેલી ચીપો.
પકાઈ (ના) ખંધાઇ.
પક્કું (વિ) પુક્ત, પાકું, પૂર્ણ માહિતગાર
પક્વ (વિ) પાકેલું, રાંધેલું, તૈયાર.
પક્વાન્ન (ના) પકવાન, મીઠાઈ, રાંધ્યું ધાન.
પક્ષ (ના) પાંખ, પખવાડિયું, ચાધિયાં, બાજુ, ઉપરાણું, મત, વર્ગ, વાદવિષય
પક્ષઘાત (ના) અરધું અંગ રહી જવાનો રોગ.
પક્ષણી (ના) ૧।। દહાડો
પક્ષપાત (ના) તરફેણ, તરફદારી.
પક્ષાઘાત (ના) પક્ષઘાત, પંખવા.
પક્ષાપક્ષી (ના) પક્ષપાત, રાખરખાવટ.
પક્ષિણિ (ના) પખીની માદા
પક્ષી (ના) પાંખવાળું પ્રાણી, પખી
પક્ષી (વિ) પક્ષ કરનાર, મળતિયો.
પક્ષે (અ) બીજી રીતે જોતાં, વિકલ્પે.
પખ (ના) પક્ષ, પાંખ
પખવાજ (ના) પખાજ મૃદંગ, એક વાજિંત્ર.
પખવાડિયું (ના) પક્ષ, પંદર દિવસ.
પખાજ (ના) પખવાજ, મૃદંગ.
પખાજી (વિ) પખાજ વગાડનારો.
પખાલ (ના) પયખલ્લ, મરક, પાણીની ચામડાની થેલી, પક્ષાલન, શિવમંદિર સાંજે ધોવું તે.
પખાલી (ના) પખાલનો ધંધો કરનાર.
પખાળવું (ક્રિ) પક્ષાલન કરવું, ધોવું, સાફ કરવું.
પખું (ના) પક્ષ, તડું.
પગ (ના) પદ, ચરણ, પાય, પાયો, ચલનશક્તિ.
પગચંપી (ના) પગ દાબવાનું કામ.
પગતું (વિ) મોકળું, પોહોળું. [ચોરો, થાણું.
પગથાર (ના) પગથિયાંને આંતરે બેસવાનો
પગથારિયું } (ના) સોપાન, આરોહણ,
પગથિયું } પાયરી.
પગથી (ના) પગવાટ, લાંબું પગથિયું.
પગર (ના) ધામ, પરસેવો, અનાજનાં કણસલાં. ખૂંદી દાણા કાઢવા તે.
પગરખું (ના) પાયત્રાણ, જોડો.
પગરણ (ના) ટાણું, અવસર, શુભ કારજ.
પગરસ્તો (ના) ખુશકીનો માર્ગ
પગલી (ના) ચોરનાં પગલાં.
પગલું (ના) પગનો આકાર, ચરણચિહ્ન.
પગવાટ (ના) પગથી, ખુશકી.
પગાર (ના) દરમાયો.નોકરીના બદલાનો ઠરાવ.
પગી (ના) પગલાં પારખનારો.
પગી (વિ) જેના જનમતાં પગ પ્રથમ બહાર પડેલા તેવું.
પગેલાગણું (ના) પ્રણામ,પગે પડવું તે, નમન,
પઘડબંધ (ના) પાઘડી બાંધનારો. [ભિટ.
પંકજ (ના) કમળ, પદ્મ, અબ્જ.
પંકાવું (ક્રિ) પ્રખ્યાત થવું, ઓળખાવું.
પંક્તિ (ના) હાર, ઓળ, પંગત, વર્ગ.
પંક્તિબહાર (ના) ન્યાતબહાર
પંક્તિભેદ (ના) ઓછુંવધતું પીરસવું તે.
પંખ (ના) પાંખ, પક્ષ [ખાણાંઆંતરો.
પંખવા (ના) પક્ષઘાત, એક રોગ.
પંખાળિયું (ના) એક જાતનું ભાત (ચોખા).
પંખિયુ (વિ) પાંખવાળું.
પંખી, પંખેરું (ના) પક્ષી, ઉડતાં પ્રાણી.
પંખો (ના) વિંજણો, વ્યંજન, તાલવૃંતક.
પંગત, પંગતી (ના) પંક્તિ, હાર, વર્ગ
પચુ (વિ) પાંગળું, લંગડું.
પચકડી (ના) પિચકારી.
પચકણ (વિ) બીકણ, પોચું.
પચકાણ (ના) જૈન ધર્મના સોગન, બધી,
પચકણ, પચકારી (ના) પિચકારી. [બાધા.
પચપચ (અ) છેક પોચું.
પચપચુ (વિ) પોચું, ફુદફુદેલું.
પચરંગ } (વિ) કાળો, ધોળો, પીળો, લાલ
પચરંગી } અને લીલો એ પાંચ રંગવાળું.

પચવવુ (ક્રિ) પચાવવું, જેરવવું.
પચવું (ક્રિ) જીરવું, પીગળવું, ટકવું, મચવું.
પચાવવું (ક્રિ) જઠરમાં પચે તેમ કરવું, જેરવવું, દબાવવું.
પચાશ, પચાસ (વિ) ૫૦ (સંખ્યા)
પચુસણુ (ના) જૈન ધર્મનું એક વ્રત.
પચ્ચાવન (વિ) ૫૫ (સંખ્યા)
પચ્ચીશ (ના) પચીસ, ૨૫ (સંખ્યા).
પચ્ચીશી (ના) પચ્ચીશનો જથો.
પચ્ચોતેર (વિ) પંચોતેર, ૭૫ (સંખ્યા).
પચ્છમ (વિ) પશ્ચિમ, પાછળ.
પછડાવું (ક્રિ) ઝીકવું, અફળાવું, કૂદાવું, માંદા
પછવાડી (અ) પછવાડે, પાછળ, પૂઠે. [પડવું.
પછવાડું (ના) પાછલો ભાગ.
પછાડવું (ક્રિ) ઝીકવું, અફાળવું, સપડાવવું.
પછાડા (ના) મિથ્યા શ્રમ, ફાંફાં, અકળાટ
પછાડી (અ) પછવાડી, પાછળ.
પછાડી (ના) પછાડો, ઘોડાના પગ બાંધવાનું
પછાડો (ના) હથલો, પછડવું તે. [દોરડું.
પછાત (અ) પછવાડે, પાછળ.
પછી, પછે (અ) પાછળથી, બાદ.
પછીત (ના) ઘરની પછવાડેની ભીંત.
પછીતિયું (ના) ગાડાના માંચડાની પાછળ બાંધવાનું તે.
પછે (અ) પછી, બાદ, અનંતર
પછેડી (ના) દુપટ્ટો, ખેસ, પીછોડી, ઉપરણો.
પછેડીવા (ના) પછેડી જેવડું કાપડ.
પછેડો (ના) પીછોડો, મોટી પછેડી, ચાદર.
પજવવું (ક્રિ) હેરાન કરવું, અકળાવવું, રીબાવવું
પજાવો (ના) કુંભારની ભઠ્ઠી.
પંચ (વિ) પાંચ, ૫ (સંખ્યા)
પંચ (ના) લવાદ, જ્ઞાતિપુરુષ
પંચક (ના) પાંચમો સમુદાય, ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી અશ્વિનીના પૂર્વાર્ધ સુધીનાં પાંચ નક્ષત્રો.
પંચકોશ (ના) દેહનાં પડ, અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.
પંચગવ્ય (ના) ગાયથી થતા પાંચ વાનાં- દૂધ, દહિ, ઘી, છાશ અને મૂત્ર.
પંચતત્ત્વ (ના) પાંચ મહાભૂત; પૃથ્વી, પાણી તેજ, વાયુ અને આકાશ.
પંચપાત્ર (ના) પડઘીવાળું પ્યાલું.
પંચપ્રાણ (ના) દેહમાંના પાંચ વાયુ; પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન.
પંચબાણ (ના) કામદેવનાં પાંચ બાણ; કમળ, અશોક, આંબામોર, મોગરો, અસમાની
પંચમ (વિ) પાંચમો સ્વર, એક રાગ. [કમળ.
પંચમ (વિ) પાંચમું, પાંચમા ક્રમનું.
પંચમી (ના) પાંચમ, પાંચમી વિભક્તિ.
પંચમુખી (વિ) પાંચ મોઢાંવાળું.
પંચરંગી (વિ) પાંચ રંગનું, ચિત્રવિચિત્ર.
પંચરત્ન (ના) પાંચ રત્ન, સોનું, મોતી, હીરો, માણેક અને પાનું, પાંચ કીમતી ચીજનો જથો.
પંચરસિયું (વિ) પાંચ કે વધારે જાતનું મિશ્રણ
પંચરાશી, પંચરાશિક (ના) પાંચ પદ ઉપરથી છઠ્ઠું શોધવાની ગણિતની રીત.
પંચલક્ષણ (ના) સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતરો, વંશજોનું ચરિત્ર (પુરાણનાં).
પંચલક્ષણ (ના) આસ્થા, વિપ્રસેવન, શ્રદ્ધાનિષ્ઠા, અભેદબુદ્ધિ, નિર્મત્સર (વૈશ્યનાં)
પંચવક્ત્ર (વિ) પંચમુખી (શિવ, હનુમાન ઇ૦)
પંચવિષય (ના) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.
પંચવૃત્તિ (ના) કૃત, તદ્ધિત, સમાસ, એક શેષ અને ધાતુવૃત્તિ (કૌમુદી)
પંચશર (ના) કામ, મદન, અરવિંદ, અશોક, આમ્ર, નવમલ્લીકા અને નીલકમલ.
પંચશાખ (ના) પંજો (હાથનો) [અને ત્વચા
પંચજ્ઞાનેંદ્રિય (ના) આંખ, કાન, નાક, જીભ,
પંચાગ્નિ (ના) ચાર પાસ ધુણી અને ઉપર સૂર્યનો તાપ, ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણાગ્નિ, સભ્ય અને આવસથ્ય.
પંચાંગ (ના) ટીપણું, એમાં તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ પાંચ વાનાં હોય છે.
પંચાંગળી (ના) પાંચ આંગળી, અંગૂઠો, તર્જની, મધ્યમા, અનામિકા અને કનિષ્ઠિકા.
પંચાંગુલ (ના) એરંડ, દેશક, દીવેલીનું વૃક્ષ.
પંચાણુ (વિ) ૯૫ (સંખ્યા)
પંચાત (ના) લવાદ, ન્યાતિલાનું મંડળ, તકરાર.

પચાતખોર (વિ) ભાંજગડ કરનાર
પચાતનામુ (ના) પચાતનો ઠરાવ
પચાતિયુ, પચાતી (વિ) નાતનુ, પંચસબંધી.
પચાતી (ના) તકરાર ભાંજગડ
પંચામૃત (ના) દહીં, દૂધ ઘી મધ અને ખાંડ
પંચાયત (ના) પંચાત, ન્યાત, વવાદ.
પંચાયતન (ના) પાંચ દેવનુ મંડળ
પંચાવન (વિ) ૫૫ (સંખ્યા) ઝેરની જાતિ
પંચાશી (વિ) પંચ્યાસી, ૮૫ (સંખ્યા)
પંચાસ્ય (ના) શિવ, સિંહ
પંચિયુ (ના) ફાળિયુ, ટૂંકુ ધોતર.
પંચીકરણ (ના) પાંચ તત્ત્વનુ સંમિશ્રણ
પંજભાગ (ના) પંચ ભાગ, પાંચ અનાજની
પંજર (ના) પિંજરૂ, પાંજરૂ [ઢગલીઆ
પંજાજીરી (ના) કાપરૂં, અજમો, ખસખસ, ખાંડ અને ચારોળીનું મિશ્રણ
પંજાબ (ના) એ નામનો પ્રાંત
પંજાબી (વિ) પંજાબનુ, પંજાબ સંબંધી
પંજિકા (ના) પદેપદની વ્યાખ્યા–ટીકા
પંજીરી (ના) પંજાજીરી [ગમેલા નખ
પંજો (ના) પાંચ દાણાનો સમુદાય, હાથો, ઉ-
પંઝોટવુ (ક્રિ) માથે પડવુ, નિભાવવુ
પંઝેટી (ના) કુંભારનુ તથા ખેડુતનુ એક ઓજાર
પટ (ના) વસ્ત્ર પડ નકશો, પડદો લેપ નદીની પહોળાઈ, જમીનનો ચીરો
પટ (ના) ઝીક
પટકવુ (ક્રિ) અફાળવુ, ઝીકવુ ધૂતવુ.
પટકાવવું (ક્રિ) માગેલ વસ્ત્ર પહેરવુ, ધૂતવુ
પટકાવુ (ક્રિ) ધૂતાવુ, પછડાવુ
પટકો (ના) કસબી ચીરો, કાછો.
પટચ્ચર (ના) જીર્ણ વસ્ત્ર જૂનુ કપડુ
પટન્તર (ના) લુગડાનો આંતરો, પડદો
પટપટ (અ) તડતડ
પટપટવુ (ક્રિ) બોલવાને આતુર હોવુ
પટપટિયુ (ના) પટપટ બોલતુ રમકડુ
પટરાણી (ના) રાજાની મુખ્ય રાણી, પ્રથમની
પટલ (ના) પડ, ઝાંખ [ઓ
પટલાઈ (ના) પટેલાઈ
પટલાણી પટેલણ (ના) પટેલની ધણિયાણી
પટવો (ના) રેશમ ગુંથવાનો ધંધો કરનાર
પટહ (ના) પડો, ઢોલ, થાળી, દાંડી.
પટાઉ (વિ) પટાવનાર, પટાવેલુ.
પટાકડી, પટકો (ના) પટ એવો અવાજ
પટાટ (ના) ઘોડાનો તંગ
પટાટા (ના) બટાકા, આલુકંદા, એક કંદ
પટાદાર (વિ) પટાવાળુ.
પટાપટ (અ) પટપટ, તડતડ
પટાપટી (ના) નાના મોટા લીસોટા
પટાબાજ (વિ) પટો ખેલનાર, ઠગ
પટામણું (વિ) પટાવનાર, પટાવે તેવુ
પટારો (ના) પેટારો, મોટી પેટી
પટાવવુ (ક્રિ) ખોટુ સમજાવવુ, છેતરવુ
પટાવાળો (ના) સીપાઈ
પટિયા (ના) સેંથા પાડી હોળેલા વાળ
પટી (ના) ચીર, ચીરો, આગળી
પટુ (વિ) પ્રવીણ, ચંચળ, ચાલાક
પટેલ (ના) મુખી, કણબી કોળીનું ઉપનામ
પટેલાઇ (ના) પટેલનુ કામ, પટેલનો દરજ્જો
પટો (ના) લીટોટો, પટકો, પાકી સનદ, લાકડીની કસરત, પેચ દગો પટી
પટ્‌ (અ) ઝટ, ઉતાવળથી
પટ્ટાભિષેક (ના) અધિકાર લેતી વખતની ક્રિયા.
પટ્ટી (ના) પટી, બીડી, જમીનનો ચીરો
પટ્ટો (ના) પટો, પાટ
પઠન (ના) ભણતર, અભ્યાસ, પાઠ
પઠવુ (ક્રિ) મૂલ નક્કી કરવુ, કિંમત ઠેરવવી.
પઠાણુ (ના) મુસલમાનની એક જાત વહાણના તળીઆનુ લાકડુ
પઠે (અ) પેઠે, માફક, જેમ
પઠ્ઠણ (ના) નક્કી કરેલી કિંમત
પઠ્ઠો (વિ) લઠ, કદાવર
પડ (ના) પટ, આભાસ પડદો, ફાંડિયો સાપ
પડ (ધા) પતન થવુ, પડવુ
પડખુ (ના) પાસુ, બાજુ
પડખે (અ) પાસે, નજીક, પડોસમા
પડઘમ (ના) એક વાજિંત્ર
પડઘી (ના) વાસણને લગતી કોરવાળી બેઠક, પ-
પડઘો પડછંદો (ના) પ્રતિધ્વનિ [ડનો અવાજ
પડછાયો (ના) પડેલો છાંયો ઓછાયો
પડત, પડતર (વિ) પડી રહેલુ. ખરાબો પડેલ તે.

પડતલી (ના) ત્રટાકની ફોયણી.
પડતાલવુ (ક્રિ) ફેરવવું, નાસી જવું, અકળાવું.
પડતી, પડતીદશા (ના) અસ્ત, નબળી હાલત
પડતી રાત (ના) પાછલી રાત, ભાગી રાત.
પડતું (ના) ઝંપલાવું તે ધસારો.
પડથાર (ના) ચોક, ઘરની બહારનો ઓટલો.
પડદી (ના) ઝુડી, પણી, નાની બારી.
પડદુ (ના) લૂગડે બાંધેલું ઘાસ.
પડદેપોશ (વિ) પડદામાં રહેલું, જનાની, છુપું.
પડદો (ના) પડો, બારો, આંતરો, ઢાકણુ, ચક, તાર, પડ, ઓઝલ.
પડપ (ના) શરમ, લજ્જા.
પડપુ (વિ) દુબળું, અશક્ત.
પડપૂછ (ના) પૂછપરછ
પડબીડિયુ (ના) પરબીડિયું, કવર, લીફાફા.
પડભીંતિયુ (ના) ભીંતને લગતી નાની ભીંત, ગુ-
પડવાયો (ના) ટેકણુ, પડવૈયો. [રજ.
પડવું (ક્રિ) જોરથી નીચે આવવુ, ટૂટવું, પછ-ડાઈ મરવુ, ઘટવુ, દુર્દશા પામવી, નડવું, થવું, બનવું, હોવું, દેખાવુ, પ્રાપ્ત થવું,
. ઝંપલાવવુ, મુકામ કરવો
પડવૈયો (ના) ટેકણ
પડવો (ના) પ્રતિપદા, પહેલી તિથિ.
પડસુદી (ના) મેદો, બીના ઘઉંનો લોટ.
પડળ (ના) પટલ, છારી, ઝાખ
પડાઉ (ના) મછવો.
પડાઉ (વિ) પડતર, પડાવી લીધેલું. [રસાઈ.
પડાપડ, પડાપડી (ના) ઉપરાઉપરી માગણી, ચ-
પડાવ (ના) છાવણી, મુકામ [કેમ્પ, અચોટ].
પડાવવુ (ક્રિ) ફોસલાવી લેવુ, જબરદસ્તીથી
પડાળ (ના) છાપરાનો ઢાળ. [લેવુ.
પડાળી (ના) એક ઢાળની છાપરી
પડિયુ (ના) પડ. એક સાપ
પડિયો (ના) દડિયો, દ્રોણ
પડી (ના) ઘણી ઔષધિનું મિશ્રણ
પડીકુ (ના) બંડળ, નાનો પડો
પડો (ના) ઢાંચદાર લાંબું પડીકું, ઢોલ, પટલ
પડોશ (ના) પડોસ, પાડોશનો વાસ
પડોશી (ના) પડખે રહેનાર
પડોસણ (ના) પડોશમાં રહેતી સ્ત્રી.

પડેાે (ના) બાવળની સીંગ.
પઠન (ના) પઠન, અભ્યાસ, ભણતર.
પઢવુ (ક્રિ) ભણવું, બોલવુ.
પણ (ના) વચન, ટેક, મમત્વ.
પણ (અ) ઉભયાન્વયી, વધ, ઘટ, વિશેષ પૂર્ણતાદર્શક; પરંતુ, લેકીન, તોપણ, અપિ.
પણ (પ્ર) પણુ અર્થે, જેમઃ ગળપણ, બાળપણ.
પણઘટ (ના) ઓવારો, પાણીનો ઘાટ.
પણછ (ના) ચાપ, તીરની આડી કામડી.
પણતર (ના) લગ્નસંબંધ, વિવાહ.
પણતર (વિ) પરણેતર, પરણેલી (સ્ત્રી).
પણવું (ક્રિ) પરણવું, લગ્ન કરવા
પણિયત (વિ) પરણેલી (ના) પરણેતર.
પણિયારી (ના) પાણી ભરી આણનારી નારી.
પણી (ના) ઝારી, ઝુડી.
પણું (પ્ર) તા, ત્વ, અર્થે; જેમઃ નીચપણું નીચતા, નીચત્વ.
પણે (અ) ત્યાં, પેલે ઠેકાણે
પણો (ના) દદ, રેતી, સરખત, મીઠો રસ.
પણ્ડ (ના) શરીર, પિંડ, જાત, એક રોગ
પણ્ડા (ના) વિવેકવતી, બુદ્ધિ.
પણ્ડિત (ના) પણ્ડાવાળો, વિદ્વાન
પણ્ડુ (ના) પાંડુ, પણ્ડરોગ.
પણ્ડે (અ) જાતે, પોતે, ખુદ, સ્વતઃ
પણ્ડોળું (ના) એક શાક
પત (ના) પંક્તિ (કવિતામાં), ટેક, ધીર, શાખ
પત કરવુ (ક્રિ) ગણકારવુ, માનવુ, કબુલવું
પતગ (ના) એક કીટ, એક કાષ્ઠ, કનકવો
પતંગિયું (ના) એક કીડો
પતઝડી (ના) પાનખર ઋતુ.
પતન (ના) પડવાની ક્રિયા.
પતરાજ, પતરાજી (ના) ફુલાસ, ગર્વ, બડાઈ.
પતરાજીખોર (વિ) પતરાજિયું, બડાઈખોર
પતરાવળ, પતરાવાળી (ના) પત્રાવળી, ખાજ.
પતરું (ના) પત્ર ધાતુને ટીપીને પાતળો કરેલો ઘાટ, મોટી કથરોટ.
પતવાળી, પતવાડી (ના) પતરાવળી, ખાજ.
પતવું (ક્રિ) સમાધાન થવું, જવુ, ખસવું.
પવળવુ (ક્રિ) રઢવું, ગુસ્સે થવુ, પસરવું.
પતાક, પતાકા (ના) ધ્વજ, વાવટો, નિશાણ.

પતાવવું (ક્રિ) માંડી વાળવું, નીકાલ કરવો.
પતાસાં, પતાસું (ના) એક ખાંડની મીઠાઈ.
પતાળ (ના) પાતાળ.
પતિ (ના) ધણી, વર, કંથ, નાથ, માલિક.
પતિત (વિ) પડેલું, ભ્રષ્ટ.
પતિરાં (ના) ધોળાં નાનાં બકરાં.
પતિવ્રત (ના) શિયલ, પતિવ્રતાપણું.
પતિવ્રતા (ના) સતી, સાધ્વી, શિયલ પાળનારી.
પતીજ (ના) પ્રતીતિ, ખાતરી, શાખ.
પતેલી, પતેલું (ના) તપેલી, નાનો ટોપ, પાતેલી.
પત્તન (ના) પુર, નગર, શહેર.
પત્તર (ના) પત, આબરૂ.
પત્તરવડિયાં (ના) અળુનાં પાતરાંનાં ભજીઆં.
પત્તો (ના) ઠામ, ઠેકાણું, શોધ, તલાસ.
પત્થર (ના) પ્રસ્તર, પથ્થર, પાષાણ.
પત્ની (ના) વહુ, સ્ત્રી.
પત્ર (ના) કાગળ, લેખ, પાંદડું, પતરું, પાનું.
પત્રક (ના) પાનું, ટીપ, ચાદી, કોઠા પાડેલો હિસાબી કાગળ.
પત્રાવળ, પત્રાવળી (ના) પતરાવળી.
પત્રાળી (ના) બાજ, પતવાળી.
પત્રિકા (ના) ચીઠ્ઠી, રુક્કો, જન્મોત્રી.
પત્રી (ના) જ્યપત્રી, પત્રિકા.
પત્રુ (ના) પતરું.
પથ (ના) માર્ગ, વાટ, રસ્તો.
પથરાવું (ક્રિ) ફેલાવું, વિખેરાવું, પ્રસરવું.
પથરી (ના) હજામનો અસ્ત્રા ઘસવાનો પથ્થર, એક રોગ, ચકમક.
પથરો (ના) પ્રસ્તર, પાષાણ, વાંધો.
પથરો (વિ) ટાઢો, ધીમો, જડ.
પથાણું (ના) પાથરણું, શોકની સાદડી.
પથાર (ના) પથારો, પસારો, ફેલાવો.
પથારી (ના) બીછાનું, તળાઈ, મુકામ.
પથારો (ના) પસારો, ફેલાવો.
પથિક (ના) વટેમાર્ગુ, પ્રવાસી, મુસાફર.
પથ્થર (ના) પથરો, પ્રસ્તર.
પથ્ય (ના) પરહેજી, કરી.
પદ (ના) પગ, પદવી, જગા, આરાખડી, શબ્દ, થાળી, લાડકાનું અનાજસહિત દાન, ગાયનની રચના, કવિતાનું ચરણ, ટુક, ગણિતમાં અંક, મૂળ કે વર્ગ.
પદત (ના) ચાંદ, પગલું.
પદખણા (ના) પ્રદક્ષિણા, ગોળ ફરવું તે.
પદચ્છેદ (ના) વ્યાકરણ પ્રમાણે પદો છુટાં પાડવાં તે.
પદચ્યુત (વિ) પદભ્રષ્ટ, પદવીથી ઊઠાડેલો.
પદડી (ના) ગડાકુ રાખવાની કોથળી,
પદપંકજ (ના) ચરણરૂપી કમળ.
પદબંધ (ના) કવિતારૂપ, પદ્યાત્મક,
પદમ (ના) પદ્મ, અબ્જ, કમળ
પદમણી, પદમની (ના) પદ્મિની,
પદર (ના) પલ્લવ, છેડો, આશ્રય, સ્ત્રીઓનો એક રોગ, ધોવાટ.
પદર (સ) સ્વ, પોતે, જાતે.
પદરખાનું (ના) ભઠીઆરાખાનું. [રચના.
પદલાલિત્ય (ના) મધુર લાગે એવી સુંદર શબ્દ-
પદવી (ના) દરજ્જો, ઓધો, જગા, પદ.
પદાર્થ (ના) ચીજ, વસ્તુ, કોઈ પણ વિચાર, વિકાર, પુરૂષાર્થ, પદનો અર્થ, તત્ત્વ.
પદાર્થવિજ્ઞાન (ના) પદાર્થના ગુણધર્મનું શાસ્ત્ર.
પદાવવું (ક્રિ) પાદે તેમ કરવું, ગભરાવવું,
પદી (વિ) પદવાળુ.
પદુ (ના) કામ, ધંધો
પદેડવું (ક્રિ) તગેડવું, દોડાવવું.
પદોડવું (ક્રિ) રગદોળવું, પહેર્યાં કરવું, અગડે તેમ વાપરવું
પદ્ધતિ (ના) નિયમિત રીતિ, ક્રમ, હાર, છટા.
પદ્મ (ના) કમળ, એક ચિહ્ન, સો કરોડની સંખ્યા, અબજ.
પદ્મરાગ (ના) માણેક [સંખ્યા, અબજ.
પદ્મા, પદ્માલયા (ના) લક્ષ્મી, ગૌરી, શ્રી.
પદ્માસન (ના) બ્રહ્મા, યોગનું તથા ભોગનું એક આસન
પદ્મની (ના) એક પ્રકારની સ્ત્રી, ઉત્તમ સ્ત્રી.
પદ્ય (ના) કાવ્ય, કવિતા, પદબંધ.
પધરામણી (ના) મહાન્ પુરૂષનું આગમન.
પધરાવવું (ક્રિ) માનપૂર્વક તેડવું કે વિદાય કરવું, કોઈને ગળે ઘાલવું, પેહેરાવવું.
પધારવું (ક્રિ) માનસહિત આવવું કે જવું.
પનઘટ (ના) પણઘટ, ઓવારો, તીર.

પનાહ (ના) સંરક્ષણ આસરો ઓથ
પનુ (ના) ગોળ ને આમલી કે કાચી કેરીનુ લહેજતદાર મિશ્રણ
પનો (ના) લૂગડાની પોહોળાઈ
પનોતી (ના) શનિની દશા, પડતી, વિપત્તિ
પનોતુ (વિ) માગલિક, લાભકારી, મુબારક
પન્તિયાળુ (ના) ભાગ પાતીનો ધધો
પન્તિયાળો (ના) ભાગિયો, ભાગદાર
પન્થ (ના) પથ, માર્ગ, રીત, મુસાફરીમા જરૂરની ચીજોનુ દાન
પન્થી (ના) પથનો, પ્રવાસી, વટેમાર્ગુ
પન્દર (વિ) પચદશ, ૧૫ (સખ્યા)
પન્દરવાડિયુ (ના) પખવાડિયુ, પક્ષ,
પન્નગ (ના) સાપ, સર્પ, ભુજગ
પન્નર (વિ) પદર, પંચદશ, ૧૫ (સખ્યા)
પન્નાળ (ના) પરનાળ, પ્રનાળિકા, નેવના પાણી ઝીલવાની ખુલ્લી નળી
પપનસ (ના) એક મોટુ ફળ
પપેટી (ના) પારસીઓનુ બેસતુ વર્ષ [ખીગી
પપૈયો (ના) બપૈયે ચાતક, ફોડો, સતારની
પબ્લિક (વિ) જાહેર, સાર્વજનિક (અંગ્રેજી)
પબ્લિક વર્કસ (ના) જાહેર બાધકામ, ઈજનેર
પમાડવુ (ક્રિ) પહોચાડવુ, આપવુ [ખાતુ
પમ્પાળવુ (ક્રિ) શરીરપર પોચો હાથ ફેરવવો
પય (ના) પાણી, જળ, દૂધ, દુગ્ધ [જગા
પયુ (ના) ઓલાણ, કોશના બેલને ચાલવાની
પયોધર (ના) દરિયો, બાદળ, સ્તન ધાઈ,
પર (વિ) બીજુ, પારકુ, પછીનુ [આચળ
પર (પ્ર) આઘે, દૂર, ઉપરાત, જેમ અતપર,
પર (અ) ઉપર, પછી [પરાત્પર
પર (ના) પીછ, પીછુ (પખીનુ)
પરઇ (ના) દાડો, દસ્તો, પરાઈ (વિ) પારકી
પરક્રમા (ના) પ્રદક્ષિણા પ્રદક્ષિણા
પરકાયાપ્રવેશ (ના) બીજાના ખોળિયામા જીવનુ ભરાવુ તે
પરકીયા (ના) બીજાની સ્ત્રી, એક પ્રકારની
પરખ (ના) પારખ પરીક્ષા [નાયિકા
પરખવુ (ક્રિ) પારખવુ, કસ કાઢવો
પરખાણુ (ના) સઢ બાધવાનુ લાકડુ
પરખાવવુ (ક્રિ) દેખાડવુ, કસ કઢાવવો, આપવુ
પરખાવુ (ક્રિ) પારખ થવી, ઓળખાવુ
પરખિયો (ના) રૂ, વગેરે પારખનાર
પરગજુ (વિ) પરોપકારી, પરમાર્થી
પરગણુ (ના) કસ્બો, જીલ્લો
પરગમન (ના) જારકર્મ, વ્યભિચાર
પરચુરણ (ના) પ્રચૂર્ણ, છટક, નાના સિક્કા
પરચો (ના) પરતો, ચમત્કાર
પરજ (ના) એક રાગ પરત, વર્ગ (જમીનના)
પરજક (ના) પર્યંક, પલગ, છપરખાટ.
પરજિયો (ના) પરજ, રાજિયો, સોનીની એક
પરઠવુ (ક્રિ) પઠવુ, કિમ્મત ઠરાવવી [જાત
પરડ (અ) અવાજનુ અનુકરણ
પરડો (ના) બાવળની સીંગ
પરણ (ના) લગ્ન, વિવાહ, પર્ણ, પાદડુ
પરણવુ (ક્રિ) પ્રણમવુ, પગે લાગવુ
પરણવુ (ક્રિ) લગ્નસબધ કરવો
પરણાવવુ (ક્રિ) પરણે તેમ કરવુ, વિવાહ કરવા, પાણી રેડવુ, ગળે ઘાલવુ
પરતક્ષ (અ) પ્રત્યક્ષ, સન્મુખ
પરતત્ર (વિ) પરાધીન
પરતવુ (ક્રિ) ઘુટવુ
પરતીત (ના) પ્રતીતિ, પતીજ, ભરોસો
પરતો (ના) પ્રતાપ, જગતાસ્થિપણુ, મહિમા
પરત્વે (અ) લીધે, યોગે, થી
પરદાદો (ના) દાદાનો બાપ પ્રપિતા
પરદાર, પરદારા (ના) પારકી સ્ત્રી
પરદેશ (ના) પરમુલક, વિદેશ
પરદેશી (વિ) પારકા દેશનુ, ભૈયો.
પરધર્મ (ના) પારકો ધર્મ
પરનાતિ (વિ) પરજાતિ, બીજી ન્યાતિનુ
પરનાળ (ના) પ્રનાળી પન્નાળ
પરનાળિકા (ના) પરનાળ, રૂઢી
પરન્તુ (અ) પણ, તોપણ તથાપિ
પરન્દુ (ના) પખી પક્ષી
પરપેઠ (ના) હુડીની ત્રીજી નકલ
પરપોટો (ના) ફોડ ફુક્કો
પરબ (ના) પ્રપા, ધર્માદા જળપાન
પરબિડિયુ (ના) પડબિડિયુ, કવર, લીફાફો
પરબિયો (ના) પરબપર પાણી પાનારો
પરબુદ્ધિ (ના) પારકી અક્કલ

પરબ્રહ્મ (ના) અક્ષર, બ્રહ્મથી પર તે, પરમેશ્વર.
પરસેવવું (ક્રિ) થાવવું, કાયર કરવું.
પરબા (ના) પરવા, દરકાર, તમા.
પરભાતિયું (ના) પ્રભાતિયું, પ્રાતઃસ્મરણ.
પરભાર્યું (વિ) પારકું, ત્રાહિત, અળગું.
પરભારું (અ) બારોબાર.
પરમ (વિ) શ્રેષ્ટ, ઉત્તમ, મુખ્ય, ત્રીજું.
પરમ (અ) ઘણુંજ, અતિશય
પરમદહાડે (અ) ત્રીજે દહાડે.
પરમપ્રિય (વિ) ઘણુંજ વહાલું.
પરમહંસ (ના) પરમાત્મા, એક જીતેંદ્રિય યોગી.
પરમાણવું (ક્રિ) સાચું માનવું, પ્રમાણ ગણવું.
પરમાણુ (ના) સૂક્ષ્મ, અણુ, ઝીણામાં ઝીણો.
પરમાત્મા (ના) બ્રહ્મ, પરમેશ્વર. [અંશ.
પરમાનંદ (ના) શ્રેષ્ઠ આનંદ, બ્રહ્મ, વિષ્ણુ,
પરમાર્થ (ના) મોક્ષસાધન, પરોપકાર, પુણ્ય
પરમાર્થી (વિ) પરોપકારી.
પરમિયો (ના) પ્રમેહ, મેહ, પરમો, એક રોગ.
પરમેશ, પરમેશ્વર (ના) પરબ્રહ્મ, જગદીશ.
પરમેશ્વરી (ના) દેવી, આદ્યશક્તિ.
પરમો (ના) પરમિયો, એક રોગ.
પરમ્પરા (ના) ઉત્તરોત્તર, ક્રમ.
પરમ્પરાગત (અ) પરાપૂર્વથી ચાલતું, અસલ.
પરરાજ (ના) પરદેશીનું રાજ, પરમુલક.
પરલી (ના) પલ્લી, મીસોડી, પાલી (એક પ્રાણી).
પરલોક (ના) બીજી દુનિયા, મૂઆ પછીની
પરવ (ના) પર્વ, તહેવાર, પરબ. [સ્થિતિ.
પરવડવું (ક્રિ) પાલવવું, બોજવું, અનુકૂળ પડવું
પરવડવું (ક્રિ) પાલવવું, મોજવું, અનુકૂળ આવવું
પરવડી (ના) પંખીના પોષણ અને વિશ્રા-
મનું સ્થાન. [લાવવું.
પરવરતાવવું (ક્રિ) ફેલાવવું, પ્રસાર કરવો, ચ-
પરવરશી (ના) પાલણપોષણ, પનેહગારી.
પરવશ (ના) પરાધીન, પરતંત્ર, તાબાનું.
પરવળ (ના) એક શાક.
પરવા (ના) તમા, દરકાર, ગરજ.
પરવાનગી (ના) રજા, છૂટ, આજ્ઞા.
પરવાનો (ના) રજાચીઠી, સનંદ (લાઈસન્સ)
પરવાર (ના) નવરાશ, ફુરસદ, અવકાશ.
પરવારતું (વિ) બેરોજગારી, નવરૂં.
પરવારવું (ક્રિ) ફરાગત થવું, નવરા થવું.
પરવારી (ના) એક જાતની અતિ શુદ્ર જાતિ.
પરવાળું (ના) પ્રવાલ, એક જળજંતુના લોહીના
મણકા. [શિલ્ડર.
પરશિદો (ના) રેંટિયાપરથી સુતર ઉતારવાનું
પરશાળ (ના) ચાલી, ઓસરીની આગલી જગ્યા.
પરશુ (ના) ફરશી. એક હથિયાર.
પરશુદી (ના) પીપળા પરનો લોક, મેરો.
પરસ (ના) ગાઝ
પરસણ ચરવાં (ક્રિ) ગળસરે ઢોર ચરવાં.
પરસેવ (ના) પ્રસ્વેદ, ઘામ, ચાકરી.
પરસેવો (ના) પ્રસ્વેદ, ઘામ, બફારો.
પરસ્પર (અ) અન્યોન્ય, માંહોમાંહે, પોત-
પરસ્વાધીન (વિ) પરતંત્ર, પરાધીન. [પોતામાં.
પરહરવું (ક્રિ) તજવું, દૂર કરવું.
પરહેજ (વિ) કેદ, ખાવાની બાધાવાળું.
પરહેજ, પરહેજી (ના) કરી, પથ્ય, બંધી, બાધા.
પરહેજગાર (ના) પથ્ય પાળનાર.
પરળવું (ક્રિ) પલળવું, ભીંજાવું.
પરાંત (વિ) પુરાંત, શિલક, બાકીનું.
પરાંતવું (ક્રિ) પરવારવું, કામથી ફરાગત થવું.
પરા (ના) વાણીનું પ્રથમ સ્વરૂપ, ઉત્તમ ગતિ.
પરા (ઉ) ઉલટું, અતિ, વિશેષ, ઇત્યાદિ અર્થે.
પરા, પરાઇ (ના) દોરો, દસ્તો, નરાજ.
પરાકાષ્ઠા (ના) છેલ્લી હદ, મહામુસીબત.
પરાક્રમ (ના) સામર્થ્ય, શક્તિ, શૌર્ય.
પરાક્રમી (વિ) સમર્થ, વીર્યવાન.
પરાગ (ના) ફૂલોમાંનો સુગંધી ભૂકો.
પરાછિત (ના) પ્રાયશ્ચિત્ત, શુદ્ધિ.
પરાજ (ના) પરાત, કથરોટ, થાળો.
પરાજય (ના) પરાભવ, હાર.
પરાણી (ના) પરોણી, આરવાળી લાકડી.
પરાણે (અ) બળાત્કારે, જોરાવરીએ.
પરાણો (ના) ખેડુતનું એક હથીઆર, પ્રાઘુર્ણક
પરાત્પર (વિ) શ્રેષ્ઠ, સૌથી પર તે. [મેમાન.
પરાધીન (વિ) બીજાના તાબાનું, પરતંત્ર.
પરાન્ન (ના) પારકું અનાજ.
પરાભવ (ના) પરાજય, હાર.
પરાય (ના) પરાઈ, દાંડો, દસ્તો (ખાંડવાનો.)

પાંચ (વિ) પંચ, ૫ (સંખ્યા).
પાંચડો (ના) પાંચ સંખ્યાનું ચિહ્ન, ૫.
પાંચમ (ના) પાંચિમ, પંચમી.
પાંચુ (ના) પાંચના આંકડાનો પાડો.
પાંચિમ (ના) પંચમી, પક્ષની ૫મી તિથિ.
પાંજણ, પાંજણી(ના)ઝ ધારણ, ટેવ, હાર,ખગ
પાંજર (ના) પાદર.
પાંજરાપોળ (ના) અશક્ત ઢોરની ધર્મશાળા.
પાંજરી (ના) ગાડાના પાછલા ભાગનું ઢાંકણું, કેડું, પંક્તિ.
પાંજરૂ (ના)જનાવરોને ગોંધવાનું જાળીદાર ઘર.
પાંજી (ના) પાંજણી, ટેવ, કરોડું.
પાંત (ના) પાંગત, પગ તરફનો ભાગ.
પાંતરી (ના) અનાજના છોડનું પાંદડું.
પાંતી (ના) ભાગ, હિસ્સો, વાંટો.
પાંદડી (ના) ફૂલની પાંખડી, પાંતરી, એક કા-
પાંદડું (ના) પાતરૂં, પત્ર. દલ [નનું ઘરેણું.
પાંપણ, પાંપેણ(ના) આંખના પાળાપરના બાલ.
પાંસરૂં (વિ) પાધરૂં, સીધું, ઠાવકું, ડાહ્યું
પાંસળી (ના) છાતીના કાઠાની બાજુની હાડ-
પાંસેઠ (વિ) ૬૫ (સંખ્યા) [કી, અકકલ
પા (વિ) પાદ, પા, ચતુર્થાંશ, ૦।.
પા (ના) પાયા, ૦ના આંક.
પાઈ (ના) પૈ. અરધી સોપારી.
પાઈયો (ના) પાયો. નાનો જાડો દંડુકો
પાઉં (ના) જાડી ભાખરી, વિલાતી રોટી
પાક (ના) રસોઈ, ઉપજ, પેદાશ, વસાણાં નાખી સેકેલું ચૂરમું, પૌષ્ટિક ખોરાકની મેળવણી, પકવતા.
પાક (વિ) પવિત્ર, શુદ્ધ, ઈમાનદાર.
પાકચટ (વિ) થોડું, પાકેલું (ફળ).
પાકટ (વિ) પક્વ, પાકેલું.
પાકડું (ના) વશ, વસીલો.
પાકણી (વિ) પાકી ઊઠે તેવી.
પાકવું (ક્રિ) ઉગવું, ફળવું, પક્વ થવું, વળવું, દુખવું. મુદત ભરાવી, તામે થવું.
પાકશાસ્ત્ર (ના) સૂપશાસ્ત્ર, રસોઇની વિદ્યા, કઢીકળા. [અનુભવી.
પાકું (વિ) પક્વ, પક્કું, પૂરૂં, ઠરેલું, પુખ્ત,
પાખ (ના) પખ, પક્ષ, તરફેણ.
પાખણ્ડ (ના) ધર્મઢોંગ, બનાવટ.
પાખણ્ડી (વિ) ઢોંગી, કૃત્રિમ.
પાખર (ના) પ્રક્ષર, ફૂલની ચાદર, બખ્તર.
પાખાણ (ના) પાષાણ, પથ્થર, અશ્મ.
પાખી, પાખે (અ) વિના, વગર, સિવાય.
પાખી (ના) ચોદસની પરણી (જૈન).
પાખો (ના) કણીવાળો રાખોડીનો લેપ.
પાગ (ના) પાદ, ચરણ, પગ.
પાગડું (ના) રકાબ, પાવડો, લટકતું પગથિયું.
પાગર (ના) હોડી ખેંચવાનું દોરડું.
પાગરણ (ના) પથારીનો સામાન.
પાગલદાણા (ના) પગનું ઘરેણું.
પાગા (ના) પાયગા. [ચીરો.
પાઘ, પાઘડી(ના)માથે બાંધવાનો ટૂંકા પનાનો
પાઘડી બંધાવવી(ક્રિ)શોકમૂકાવવો,ઇનામ આ-
પાચક (વિ)પચાવનારૂં. (ના) રસોઇઓ. [પવું.
પાચન (ના) પચનક્રિયા.
પાચ્છા (ના) પાદશાહ, બાદશાહ, રાજા.
પાછલી રાત (ના) રાતનો ચોથો પહોર.
પાછલું (વિ) પછવાડેનું, ગત, છેલ્લું.
પાછલો પોહોર (ના) દિવસનો ચોથો પોહોર.
પાછળ (અ) પૂઠે, પછવાડે.
પાછું (અ) ફરીથી, વળી, પૂઠે.
પાછું થવું (ક્રિ) મરણ પામવું.
પાજ (ના) પૂલ, એક રેશમી કાપડ.
પાજી (વિ) બિરારમું, નીચ.
પાંચજન્ય (ના) વિષ્ણુનો શંખ.
પાટ(ના)પીઠ, બાંક, ગાદી, આસન, પટ્ટ, વસ્ત્ર.
પાટલ ઘો (ના) એક જાતની ઘો, એક પ્રાણી.
પાટલાસાસુ(ના)મોટીસાળી,વહુનીમોટીબહેન.
પાટલી (ના) બાંક, નાનો પાટલો, પગનું આ-ભુ તળિયું, એક ઘરેણું, પુરૂષના પહેરેલા ધોતિયાની ઘડી.
પાટવો (ના) નાના પાયાની બેઠક.
પાટલો ફરવો (ક્રિ) કામ થવું.
પાટવીકુંવર (ના) યુવરાજ, રાજાનો વડો કુંવર.
પાટિયાં (ના) તુળસીપાટિયાં, એક ઘરેણું.
પાટિયું (ના) ચપટું વેહેરેલું લાકડું; સેવવણ-
પાટિયો (ના) ઠીકરાની તપેલી [વાનો પાટો.

પાટી (ના) વણેલી પટ્ટી, સીલેટ, ફુટડી.
પાટીદાર (ના) વતનદાર ખેડુત, કણબી.
પાટુ (ના) લાત.
પાટુડી (ના) પાટિયો. ઠીકરાનો ટોપ
પાટેડી (ના) નાનું હાંલ્લું.
પાટો (ના) પટ્ટો, ઢાંકણ, બાંધણની ચીપ.
પાટોપાટ (અ) ઓઝીજને ભેટાઈને.
પાઠ (ના) પઠણ, વાંચન, સ્તવન, ધડો.
પાઠક (ના) પાઠ કરનારો.
પાઠશાળા (ના) મોટી નિશાળ, કોલેજ.
પાઠાન્તર, પાઠાફેર (ના) પાઠભેદ, જુદો પાઠ
પાઠી (વિ) પાઠ મોઢે રાખનાર.
પાડું (ના) પૂઠ, વાંસાનું એક દરદ.
પાડું ખેંચવું. (ક્રિ) ટોપલી ઉપાડવી.
પાડ (ના) ઉપકાર. [સતી.
પાડપડોસ (ના) નજીક રહેનાર, પડખાની વ-
પાડવું (ક્રિ) પડે તેમ કરવું, હરાવવું, ચીત-
રવું, કરવું, કહેવું, રાખવું.
પાડાખાર (ના) આદવેર. પાડા જેવી અદાવત
પાડપાડોસ, પાડપાડોસી (ના) પડખે વસનાર
પાડી (ના) નાની ભેંસ.
પાડીતું (વિ) પાડ જાણનાર, કૃતજ્ઞ.
પાડું (ના) ભેંસનું બચ્ચું. [જ્યો, રઠી.
પાડો (ના) ભેંસનો નર, પાઠ, ધડો, આંકનો
પાણ (ના) મા અથવા ચતુર્થાંશનુ ચિહ્ન,
પાણકોરૂં (ના) કોરૂ કાપડ [ળ, હાથ-
પાણિ (ના) હાથ, કર, હસ્ત [મિલાપ
પાણિગ્રહણ (ના) લગ્નસંબંધ, વિવાહ, હસ્ત-
પાણિયાર (ના) પાણી રાખવાની ઉંચી જગા
પાણી (ના) પાનીય, જળ, ઉદક, નીર, તેજ,
શૌર્ય, વટ, ધાર. વીર્ય
પાણીઉં (વિ) પાણીવાળુ.
પાણીછાણું (ના) પાણી ભરવુ, વગેરે કામકાજ.
પાણીદાર (વિ) તેજ, જોસદાર
પાણીપન્થો (ના) જલવેગી ઘોડો
પાણીપોચુ (વિ) પાણીના અંશવાળુ.
પાણીફેર (ના) હવાફેર
પાણીભરાવાં (ક્રિ) સોજો ચઢવો.
પાણ્ડવ (ના) પંડુ રાજાના પાંચ પુત્ર.
પાણ્ડિત્ય (ના) પંડિતાઇ, વિવેકબુદ્ધિ.
પાણ્ડુ (ના) પીળો તથા ધોળો મિશ્રરંગ.
પાત (ના) પત્તન.
પાતક (ના) પાપ, અઘ, અન્યાય.
પાતકી (વિ) પાપી, દોષી, દુષ્ટ, અધર્મી.
પાતર (ના) વેશ્યા, ગુણકા.
પાતરવડિયાં પાતરાં (ના) અળુનાં પાત્રાં.
પાતરી (ના) પત્રી, પાંદડાં.
પાતરૂં (ના) પાંદડું.
પાતરે પાણી પાવું (ક્રિ) રીબાવવું, દુઃખ દેવું.
પાતળ (ના) પત્રાવળી, ભાજ, સફેન વસ્ત્ર.
પાતળિયો (ના) પાતળો અને દેખાવડો પુરૂષ.
પાતળું (વિ) કૃશ, ઝીણું, પતરા જેવું નરમ.
પાતાળ (ના) પૃથ્વીનું તળિયું, પૃથ્વીનાં ૭
પડ (અતળ, વિતળ, સુતળ, મહાતળ,
રસાતળ, તળાતળ અને પાતાળ)માંનું છેલ્લું.
પાતાળજન્ત્રી (વિ) પહોંચેલી બુદ્ધિ.
પાતેલી (ના) તપેલી, નાનો ટોપ.
પાતેલું (ના) પાતિલી, પહોળા મોંનું વાસણ.
પાત્ર (ના) ઠામ, પ્રકરણ, નાટકના વેશધારી.
પાત્ર (વિ) યોગ્ય, લાયક, જેમ.
પાથરણ, પાથરણું (ના) બિછાનું, શોકસાદડી
પાથરવું (ક્રિ) પ્રસારો કરવો.
પાથરો (ના) કાપેલી ફસલ. [વાયુસાવ.
પાદ (ના) પાગ, પગ, ચતુર્થાંશ, ળ, પર્ણ,
પાદર (ના) ગામના ઝાંપા બહારની જગા.
પાદરી (ના) ખ્રિસ્તી ધર્મોપદેશક.
પાદવું (ક્રિ) ગાંડથી વા છૂટવો.
પાદશાહ (ના) બાદશાહ, મુસલમાન રાજા.
પાદશાહજાદો (ના) રાજકુમાર.
પાદશાહી (ના) રાજ. (વિ) રાજાનું.
પાદુકા (ના) ચાવડી, પગલા.
પાદોદક (ના) પગનુ ધોણ
પાદ્ય (ના) પગ ધોવાનું પાણી, વગેરે.
પાધરૂ (વિ) સીધું, પાંસરૂં. (અ) સન્મુખ.
પાધરદોર (વિ) દોરા જેવુ સરળ, ઠાવકું.
પાન (ના) પર્ણ, પત્ર. પાંદડુ, પાનું, સિક્કુન,
ગુંથેલા વાળ, પેય.
પાન (પ્ર) પીવાના અર્થે, જેમઃ મધુપાન જળપાન.
પાનખર (વિ) પાંદડાં ખરવાની ઋતુ, શિશિર,
પાનદાન (ના) પાન રાખવાનું ડાબલું [શીઆળો.

પાનાં (ના) ગંજીફો, રમવાનાં પત્તાં.
પાની (ના) પગનું તળિયું.
પાનુ (ના) પૃષ્ઠ, સફું, પતરૂં, એક રત્ન.
પાનેતર (ના) ઘાટડી, પરણતી વખતે કન્યાને
પાનો (ના) પ્રસ્નવ, ધાવણ [પહેરવાનું વસ્ત્ર.
પાપ (ના) અઘ, અધર્મ, દોષ, કપટ, પીડા.
પાપગ્રહ (ના) પીડા કરનાર ગ્રહ.
પાપડ (ના) પર્પટ, ખારી પાતળી સૂકી પોળી.
પાપડખાર (ના) પાપડમાં નાખવાનો ખારો,
પાપડી(ના)વાલનીસીંગ,એકખોરાક [સ ચોરો.
પાપણી (ના) પાપિણી, દુષ્ટ સ્ત્રી.
પાપિણી (ના) પાપી સ્ત્રી, દુષ્ટા.
પાપા (ના) રોટલી (બાલભાષા).
પાપિષ્ટ, પાપી (ના) દુષ્ટ, પાપથી ભરેલું.
પામર (વિ) કંગાળ, નીચ, હીણ, રંક.
પામરી (ના) રેશમી પીછોડી.
પામવુ (ક્રિ) મેળવવું, આણવું, ખમવું, તાબે
પાય (ના) પાદ, પગ, ચરણ. [થવું.
પાયડિસ્ત (વિ) ઉજ્જડ, નિર્જન.
પાયખાનું (ના) સંડાસ, જાજરૂ.
પાયગા (ના) પાગા, ઘોડેસ્વારનું રહેઠાણ.
પાયજામો (ના) સુરવાળ, પાટલૂન.
પાયદળ (ના) પેદળ, પગે ચાલનાર લશ્કર.
પાયમાલ (વિ) તળિયાઝાટક, ખરાબેહાલ
પાયમાલી (ના) દુર્દશા, ખરાબ હાલત.
પાયરી (ના) સીડી, પગથિયું, દરજ્જો, કેરીની
પાયલ (ના) પગના ઘુઘરા. [એક જાત.
પાયલી (ના) પાવલી, ભરપની પાલી.
પાયલું (ના) પાવલુ (ગ્રામ્ય) [ધબોડવું.
પાયા પાડવા (ક્રિ) લૂગડાને લાકડાના કકડાએ
પાયો (ના) આધાર, થાંભલો, ટેકો, લાકડાનો
કટકો, તળિયું, પા. [છૂટવા તે, મર્મ.
પાર (ના) છેડો, હદ, રસ્તો, તીર, કસણું
પાર (અ) તમામ, પૂર્ણ, અખિલ.
પારકું (વિ) પરાયું, બીજાનું.
પારખ (ના) પરીક્ષા, કદર, બુજ.
પારખવું (ક્રિ) પરીક્ષા કરવી, ઓળખવું.
પારખું (ના) પરીક્ષા, કસ,
પારખુ (ના) પરીક્ષક, પારખનાર.
પારગત (વિ) પારગત, પાર પામેલો, નિપુણ.

પારજાત, પારજાતિક (ના) પારિજાત
પારણા (ના) અપવાસ મૂકવો તે.
પારણું (ના) પલનું, ચોકઠાવાળો હિંચકો.
પારદ (ના) પારો. (વિ) પાર દેખાડનાર.
પારદર્શક (વિ) જેમાંથી આરપાર દેખાય તેવું.
પારધી (ના) પારાધી, શિકારી.
પારમ્યાર (અ) પૂરેપૂરૂં, સંપૂર્ણ.
પારવું (ક્રિ) નીંદવું.
પારસ (ના) પારસમણી, સ્પર્શમણી.
પારસપીપળો (ના) એક જાતનું પીપળાનું વૃક્ષ
પારસાત (અ) પાશ્વાત, પાસેથી.
પારસાલ (ના) પોર, ગયું વરસ.
પારસી (ના) જરથોસ્તીધર્મપાળક જાતિ, ઈરાની.
પારસે આવવું (ક્રિ) હે આવવું, સવાણે આવવું.
પારસો મૂકવો (ક્રિ) હો મૂકવો, પાનો છોડવો.
પારાણુ (ના) પારાયણ, સપ્તાહ, પુરાણનો પાઠ.
પારાપાર (અ) સંપૂર્ણ, આથી તે પાર લગીનું.
પારાયણ (ના) પારાણુ, પુરાણકથા.
પારાવત (ના) પારેવું, ખબુતર.
પારાવાર (ના) સમુદ્ર.
પારિજાત, પારિજાતક (ના) એક જાતનું ફૂલ,
પારિપત્ય (ના) શિક્ષા, સજા, શાસન. [વૃક્ષ.
પારિપાર્શ્વક (ના), સૂત્રધારનો સહાયક.
પારી (ના) નરાજ, પરાઇ.
પારેઠ (વિ) ઘણા દિવસની વિઆયવા(ભેંસ)
પારેવું (ના) પારાવત, ખબુતર.
પારો (ના) છરો, સીસાની ગોળી, પારદ, એક
પાર્થિવ (ના) પૃથ્વીના, પાટીના. [ધાતુ.
પાલ (ના) તરતો ચીકણો પદાર્થ, ડુંગર વચ્ચે-
નું રાન, પલ્લી.
પાલક (ના) પાલણપોષણ કરનાર.
પાલખ (ના) માંચ, પરાત.
પાલખી (ના) તનરવાહન, ડોળી.
પાલણ, પાલન (ના) પોષણ, સંભાળ.
પાલવ (ના) પલ્લવ, છેડો, આસરો.
પાલવડો (ના) પાલવ (કવિતામાં).
પાલવવું (વિ) બોજવું, પરવડવુ.
પાલી (ના) નાની પાંતરી, પાયલી, ચાર શેરનું
પાલું (ના) પવાલું, ખપેડાની ટટ્ટી. [માપ.

પાલો (ના) પાંદડાં, પગે ચાલતુ મનુષ્ય,બરફ.
પાવ (ના) પા, ચતુર્થાંશ, પગ.
પાવક (ના) અગ્નિ, વહ્નિ, દેવતા.
પાવડિયો (ના) એક ધર્મપંથ, બવાયામાં વા-
પાવડી (ના) પાદુકા. [સીદું વાજનાર
પાવડુ (ના) પગ મૂકવાની જગા.
પાવડો (ના) પાવડું, એક ઓજાર, કાચો પુલ,
પાવન (વિ) શુદ્ધ, પવિત્ર. [દોદારણી.
પાવરો (ના) તોબરો ( ઘોડાનો ).
પાવળિયો (ના) પગ, ચરણ [સિક્કો
પાવલી, પાવલું, પાવલો (ના) પા રૂપીયાનો
પાવલો પા (ના) પગનો એક બાળખેલ
પાવુ (ક્રિ) પીએ તેમ કરવુ, રેડવુ. સિંચવું,
પાવૈ, પાવૈયો (ના) નપુસક, હીજડો [રસવું.
પાશે (ના) એક મુગળીનું વાજુ, સીસોટી.
પાશ (ના) ફાંસો, જાળ, બંધન, રંગ, એક
પાશી (ના) ખેડુતની નાની પાશ [ઓજાર.
પાશાતાણિયો (ના) ચાંદીપર સોનાનુ પતરૂ ચઢાવી ખેંચનાર
પાશિયુ (ના) રાંપડી, નાની પાશ.
પાશેર (વિ) શેરનો ચોથો ભાગ
પાશેરી, પાશેરો (ના) પાશેરનું માપ, તોલ.
પાશો (ના) રૂપાનો ઢાળકો
પાષાણ (ના) પથ્થર, પહાણો.
પાષાણભેદ (ના) એક ઔષધિ
પાધો કરવો (ક્રિ) અનાજ ઝાટકવું.
પાસ (ના) રંગનો અંશ, રજપૂતી
પાસ (અ) પાસે, નજીક, સોડે.
પાસ (વિ) પસાર, દાખલ
પાસુ (ના) કરોડ, બાજુ, પક્ષ
પાસે (અ) પાર્શ્વ, સોડે, નજીક, પાસ
પાસેનું (વિ) ગાંઠનુ, પડખું, સત્તાનું. [કટકો
પાસો (ના) પાશ, દાવ, રમવાનો દાણાદાર
પાળ (ના) પાલિ, કોરાણ, આડ.
પાળક (વિ) પાલણપોષણ કરનાર
પાળણ (ના) પાલણ, પોષણ સભાળ
પાળવું (ક્રિ) ઉછેરવુ, પોષવુ, આચરવુ,
પાળિયો (ના) સ્મરણ, સ્તભ. [બજાવવુ.
પાળી (ના) છરી, વારી, ફીણો.
પાળુ (વિ) પગે ચાલતુ (માણસ)
પાળો (ના) પાંપણ, પદાતિ, પગે ચાલનાર
પિખવુ (ક્રિ) ફૂંપવુ, છૂટુ પાડવું. [સીપાઈ.
પિંજણી (ના) તાંત, પિંજવાનુ યંત્ર, તથા કર્મ.
પિંજવુ (ક્રિ) છૂટું પાડવું,તાંતથી સાફ કરવુ.
પિંજારી (ના) પિંજારાની સ્ત્રી, એક પંખી.
પિંજારો (ના) પિંજવાનો ધધો કરનાર.
પિંડલો (ના) લોંદો, ગોળો.
પિંડારો (ના) પિંડારા, ગોવાળિયો, લૂંટારો.
પિંડારિયું (ના) મારીના પિંડાનું ચણેલું ઘર.
પિક (ના) કોયલ, કોકિલ, વનપ્રિય, એક પખી
પિંગળ (ના)છંદશાસ્ત્ર, કાવ્યકળાપ્રવર્તક નાગ, એક વાજુ, રગ. [ડી, ભરથરીની રાણી.
પિંગળા(ના) ડાબા નસકોરાનો વાયુ, એક ના-
પિંગાણી (ના) ધૂપેલની વાડકી.
પિચ્છ (ના) પીછું
પિછાન (ના) ઓળખ, સમજણ, સ્મરણ.
પિંજર, પિંજરૂ (ના) પાંજરૂં
પિંડ (ના) ચોખાનો ગોળો, પિતૃ, દેહ.
પિંડદાન (ના) પિડસહિત શ્રાદ્ધક્રિયા તે
પિંડરોગી (વિ) પાંડુ રોગવાળો.
પિંડી (ના) શિવલિંગ
પિંડુ (ના) દોરીનો દડો.
પિતર (ના) પિતૃ, મૂએલાં પૂર્વજ.
પિતા (ના) બાપ, જનક, તાત
પિતામહ (ના) દાદો બાપનો બાપ
પિતામહી (ના) બાપની મા, દાદી.
પિતૃઋણ (ના)પિતાપ્રતિ ફરજ, બાપનું દેવુ.
પિતૃપક્ષ (ના) શ્રાદ્ધિયાં ભાદરવા વદ.
પિતૃભક્તિ (ના) બાપ પ્રતિ પૂજ્ય ભાવ.
પિતૃલોક (ના) પિતૃને રહેવાનુ ધામ.
પિત્ત (ના) એક દેહદોષ
પિત્તપ્રકૃતિ (ના) ગરમ-આકળો-સ્વભાવ.
પિત્તળ (ના) એક પીળી મિશ્રધાતુ.
પિત્તળ (વિ) આકળા સ્વભાવનુ, ઓછું પાત્ર
પિત્તાશય (ના) કાળજું
પિત્તો (ના) ગરમ સ્વભાવ.
પિત્તો ઉછળવો (ક્રિ) મીજાજ તપી જવો.
પિત્રાઈ (વિ) એક કુળનુ, એકગોત્રી
પિત્રાણી (વિ) પોતાના ગોત્રની સ્ત્રી
પિનાક (ના) શિવનુ ધનુષ્ય. ત્રિશૂળ.

પિપાસા (ના) તૃષા, તરસ પ્યાસ.
પિયર (ના) પિહેર, પીએર.
પિયાલ (ના) પિરાલ્દન, એક ઔષધિ
પિયુ, પિયુડો (ના) ધણી, પતિ, વર.
પિસ્સ (ના) પીયો, ચાપડો, ચિલ્લ.
પિશંગ (ના) કપિલ, કડાર, પિંગળ (રંગ)
પિશાચ (ના) ભૂતયોનિ, પલીત.
પિશાબ (ના) ઈરાકત, મૂત્ર, લઘુશંકા.
પિશુન (ના) ચાડિયો.
પિસ્તોલ (ના) નાની બંદુક.
પીંખ (ના) ટુંપવાની ક્રિયા. [ચાર
પીં (ના) ફજેતી, રેવડી. (અ) તેવા વખતનો ઉ-
પીક (ના) મોંમાંનો ઓગાળ, થુંક, પાક.
પીકદાની (ના) થૂંકવાનું વાસણ.
પીંખવું (ક્રિ) વેરી ચૂંથી નાખવું, છૂટું પાડવું.
પીગળવું (ક્રિ) ઓગળવું, ઓસરવું. પલળવું.
પીચકારી (ના) પાણી ઉરાડવાનું એક યંત્ર,
પીછ (ના) પીછું. [પીક ઉરાડવું તે.
પીછી (ના) પીછાંની કે વાળની જુડી, ચા-
મર, જંતુ ઉરાડવાનું સાધન.
પીછું (ના) પિચ્છ.
પીછો (ના) કેડો, પૂંઠ
પીછોડી (ના) પેસ, દુપ્પટો, ઓઢણ, ચાદર.
પીછોડો (ના) મોટી પીછોડી, ચાદર.
પીંજન (ના) ચૂથવા લંબાવવાની ક્રિયા.
પીટ (ના) ઉપરાચાપરી આવક.
પીટણી (ના) કૂટણું, ક્રદન.
પીટવું (ક્રિ) કૂટવું, છાતી કૂટવી.
પીટાપીટ (ના) કૂટાકૂટ, રડાપીટ, કકલાણ.
પીટયો (વિ) પીટાયલું, રડયો, રોયો (સ્રીની ગાળ)
પીઠ (ના) બજાર, બજારભાવ, વાસાનો ઉ-
પલો ભાગ, કુમક, લોટ [આપવું.
પીઠ ઠોકવી (ક્રિ) સાબાશી આપવી, ઉત્તેજન
પીઠિકા (ના) વર્ણાવળી પૂર્વકથા, પ્રસ્તાવના, મ
પીઠી (ના) સુગંધી હળદવરનેચોળવાની [ડાણ
પીઠુ (ના) કલાલખાનુ, દારતાડીની દુકાન.
પીડ (ના) પીડા, દુઃખ.
પીડવું (ક્રિ) પીડા કરવી, દુઃખ દેવું.
પીડા (ના) દુઃખ, કાળજી, ચિંતા, દુઃખદ વરદ
પીડાવું (ક્રિ) રીબાવું, દુઃખી થવું.
પીડિત (વિ) દુઃખી, પીડાયલું.
પીઢ (ના) રંગની લુગદી, પીઢપાટિયાં, [કડાં.
પીઢિયાં (ના) દાઢ, બાલાના ઉપરનાં ઊભાં લા-
પીત (ના) પિત્ત. (વિ) પીળું.
પીતપાપડો (ના) ખડસળિયો, એક બી, ઓસડ.
કોઇ કોઈ પલાશ (ખાખરા)ના ફાફડાને
પીતપાપડો કહે છે, પરંતુ એનો ગુણ જુદો
છે; માટે ઔષધમાં જ્યાં જેની જરૂર હોય
તેજ વાપરવાની સાવધાની રાખવી.
પીતામરી (ના) નાનું પીતામ્બર.
પીતામ્બર (ના) અબોટિયું, પીળું રેશમી વસ્ત્ર.
પીધેલ (વિ) છાકટ, દારૂ પીધેલો.
પીન (વિ) ભરેલું, કઠણ, ઉપસેલું,
પીન (ના) ટાંચણી (અંગ્રેજી).
પીપ (ના) પ્રવાહી ભરવાનું ગોળ પાત્ર.
પીપર (ના) પીપેર, એક છોડ, ફળ.
પીપરીમૂળ (ના) પીપેરનાં મૂળના ગંઠોડા.
પીપળો (ના) અશ્વત્થ, એક ઝાડ.
પીપી (ના) સરણાઈ, તુતી, ફજેતી.
પીપેર (ના) પીપર, એક છોડ, માંજર.
પીમળ (ના) ગંધ, સુવાસ, પરિમલ.
પીમળવું (ક્રિ) વાસ આવવી.
પીયળ (ના) શુભ ટાણે, સ્રીઓને મોઢે ચિત્ર
પીયુષ (ના) અમૃત, સુધા. [કાઢવું તે.
પીયો (ના) પ્લીહા, ચીપડો, મળની કણી.
પીર (ના) મરણ પામેલા મુસલમાન સાધુ.
પીરસવું (ક્રિ) પરિવેષણ કરવું, થાળીમાં ભો-
જન મૂકવું. [કીમતી પથ્થર.
પીરોજ, પીરોજા, પીરોજો (ના) આસમાની
પીલવણ (ના) એક ઝાડ.
પીલવું (ક્રિ) યન્ત્ર વડે કચરવું.
પીલાવું (ક્રિ) પીલાયાં કરવું, પીલેલી હાલત-
પીલુ (ના) પીલવણનાં ફળ. [માં જવું.
પીલુ (ના) કુકડી—મરઘી-નું બચ્ચું.
પીલો (ના) અંકુર, ફણગો, તમાકુનું પાતરું.
પીલોડિયું (ના) જુવાર બાજરીના થડમાંથી
ફૂટેલો પોલો.
પીવું (ક્રિ) પાન કરવું, સમાવું, ધૂમાડો લેવો.
પીસવી (ના) થેલી, કોથળી.
પીસવું (ક્રિ) પીરસવું, દળવું, ભેડવું.

પુરાણું (વિ) જૂનું, અસલી.
પુરાતન (વિ) પ્રાચીન, કોચરાસીની સાલનું.
પુરાવો (ના) સાબિતિ, દલીલ.
પુરી (ના) નગરી, કસ્બો, પત્તન, જગન્નાથનું
પુરીષ (ના) નરક, વિષ્ઠા. [ધામ.
પુરુષ(ના)વીર્યવાન્, મરદ, સર્વનામ. નર નં રાજ
પુરુષત્વ (ના) મરદાઇ, વીર્ય, પુરુષાર્થ.
પુરુષ સર્વનામ (ના) હું, તું, તે (વ્યાકરણમાં)
પુરુષાતન (ના) પુરુષત્વ, વીર્ય, સામર્થ્ય.
પુરુષાર્થ (ના) પુરુષનાં કર્તવ્ય. એ ચાર છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.
પુરુષાર્થી (વિ) પુરુષ, પરાક્રમ દેખાડનાર.
પુરુષોત્તમ(ના)વિષ્ણુ,ક્ષર અને અક્ષરથી ઉત્તમ.
પુરુષોત્તમમાસ (ના) મળમાસ, અધિકમાસ.
પુરોડાશ (ના) એક જાતનો હોમ.
પુરોહિત (ના) કુળગોર.
પુલ્લિંગ (ના) નરજાતિ (વ્યાકરણમાં)
પુષ્કર(ના) કમળ, તળાવ, એક દ્વીપ. [ધામ.
પુષ્કરજી (ના)પુષ્કરતીર્થ,અજમેર પાસે યાત્રાનું
પુષ્કરણા (ના) પોકરણા, પુષ્કરજીના બ્રાહ્મણો.
પુષ્કળ (અ) ઘણું, અતિશય, બહુ.
પુષ્ટ (ના) જાડું, ભરાઉ. [પુરાવો, આવદાની.
પુષ્ટિ (ના) ભરાવ,વધારો, ઉત્તેજન,કૃપા, ભક્તિ,
પુષ્ટિકારક (વિ) પૌષ્ટિક, વીર્યવર્ધક.
પુષ્ટિપત્ર (ના) પૂઠું, દોપીરતું.
પુષ્ટિમાર્ગ (ના) ભક્તિમાર્ગ, વૈષ્ણવસંપ્રદાય.
પુષ્પ (ના) ફૂલ, રજ.
પુષ્પધન્વા (ના) કામદેવ, મદન.
પુષ્પાંજલિ (ના) ખોબાથી ફૂલ ચઢાવવાં તે.
પુષ્પિત (વિ) ફૂલવાળું.
પુષ્ય (ના) એક નક્ષત્ર.
પુસ્તક(ના) ગ્રંથ,ચોપડી,પોથી, બુક [અંગ્રેજી].
પુસ્તકશાળા, પુસ્તકાલય (ના) ગ્રંથભંડાર, લાયબ્રેરી [અંગ્રેજી].
પુસ્તો (ના) પૂરલો, પાણીનું બાંધકામ, પૂલ.
પૂ (ના) પરૂ, મૂત્ર, પૂ.
પૂ કરવું (ક્રિ) મૂતરવું (બાળકની બોલી).
પૂછડિયો (વિ) પૂછડાવાળો. (ના) ધૂમકેતુ.
પૂછડી (ના) નાનું પુછડું. [લાંબો અવયવ.
પૂછડું (ના) પુચ્છ, પ્રાણીની ગાંડની ઉપરનો

પૂછપરછ, પૂછપાછ (ના) તપાસ.
પૂછવું (ક્રિ) પ્રશ્ન કરવો, તપાસ કરવી, માગવું, તમા રાખવી. [પૂછવું તે.
પૂછા, પૂછાપૂછ (ના) પૂછપરછ, વારેવારે
પૂછાવવું (ક્રિ) પૂછે તેમ કરવું, જવાબ મંગા-
પૂજ (વિ) પૂજ્ય, સેવાયોગ્ય. [વવો.
પૂજક (વિ) પૂજનાર.
પૂજન (ના) પૂજા, સેવાની ક્રિયા.
પૂજા(ના) પૂજન. એના ૧૬ ઉપચાર છે (આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવિત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, પ્રદક્ષિણા, નમસ્કાર અં
પૂજાપો (ના) પૂજાની સામગ્રી. [પુષ્પાંજલી
પૂજારાધે (વિ) પૂજાર્હ, આરાધન જોગ.
પૂજારી, પૂજારો (વિ) પૂજા કરનાર.
પૂજા વાળવી (ક્રિ) પૂજા સમાપ્ત કરવી.
પૂજિન (વિ) સેવેલું.
પૂજ્ય (ના) પૂજન કરવા લાયક.
પૂઠ (ના) પૃષ્ઠ, પાછલો ભાગ, પરોક્ષ.
પૂઠળ (અ) પાછળ, ગેરહાજરીમાં.
પૂડાં (ના) છોડાંસહિત દાળ
પૂઠિયાં (ના) જાંગના થાપા (ઘોડાના)
પૂડી (ના) નાનું પૂડું.
પૂઠી (અ) પછવાડે, પછી.
પૂઠું (ના) પૃષ્ઠ, પુસ્તકની તળે ઉપર રાખવાનું પાટિયું, છોડાંસહિત દાળનો દાણો, દાણો.
પૂઠે (અ) પછવાડે, પાછળ.
પૂઠે લાગવું (ક્રિ) ખંતથી મંડવું, દુઃખ દેવું.
પૂત (ના) પુત્ર, દીકરો, બેટો.
પૂતળિયું (ના) એક ચેહેરાવાળો સિક્કો.
પૂતળી (ના) બાહુલી, સ્ત્રીની મૂર્તિ, કીકી.
પૂતળું (ના) પુત્તલ, બાહુલું, મૂર્તિ.
પૂનમ, પૂનેમ (ના) પૂર્ણિમા, રાકા.
પૂર (વિ) પૂર્ણ, તર, ચકચૂર.
પૂર (અ) પ્રમાણે, બરોબર.
પૂર (ના) રેલ, હદ, મોટાઈ.
પૂરણ (અ) પૂર્ણ, બસ, સમાપ્ત.
પૂરણી (ના) ખાડો ભરવો તે.
પૂરતું (વિ) જોઈએ તેટલું, પૂર.
પૂરબિયો (ના) પૂર્વ હિંદુસ્તાનનો રહીશ.

પેટું પાડવું (ક્રિ) નામામાં વિગત માટે અંદરથી લીટી દોરવી તે.
પેઠ (ના) પેંઠ, હુંડીની બીજી નકલ.
પેઠું (ક્રિ) "પેસવું"નો ભૂતકાળ.
પેઠે (અ) જેમ, પ્રમાણે, જેવું, સરખું, પેઠે.
પેડો (ના) રાંધવાનું મોટું વાસણ.
પેઢી (ના) શરાફની દુકાન, વંશનો ક્રમ.
પેડું (ના) પેટની નીચેનો ભાગ.
પેણી (ના) લોયું, નાની કઢાઈ.
પેણ્ડો (ના) પેંડો; મુઠીનો માર.
પેદ (ના) કુચ્ચરધાણ, ભેંયો.
પેદળ (ના) પાયદળ, પગે ચાલતું લશ્કર
પેદા (વિ) જન્મેલું, બનાવેલું, મેળવેલું.
પેદાયશ (ના) પેદાશ, કમાઇ, રળતર.
પેદાશ } (ના) જન્મ, ઉત્પત્તિ, ઉપજ, પ્રાપ્તિ,
પેદાસ } લાગ, આવક.
પેધવું (ક્રિ) પળકવું, ફરીફરીને આવવું.
પેન (ના) [અંગ્રેજી] કલમ, લેખણી.
પેનસિલ (ના) સીસાપેન, રૂદીલ, સુખડપેન.
પેર (ના) રીત, સ્થિતિ, તજવીજ, જમરૂખ.
પેરવી (ના) તજવીજ, ગોઠવણ.
પેરિયું (ના) સાંઠાનો વિભાગ.
પેલીગમ, પેલીમેર (અ) તે તરફ, ત્યાં.
પેલું (સ) ઓલ્યું, તે, અમુક (દર્શક).
પેલો દહાડો (અ) ચે થો દહાડો
પેશ (વિ) આગળ, મુખ્ય, બર.
પેશકાર } (ના) કારભારી, ખવાસ, હજુરી.
પેશગાર }
પેશગી (ના) બહાનું, અગાઉ આપવાની રકમ
પેશવા (ના) મુખ્ય પ્રધાન, મરાઠી રાજ્યનો સૂબો.
પેશવાઇ (ના) પેશવાની રાજસત્તા, અંધેર.
પેશવાજ (ના) રામજણીનો ઘાઘરો.
પેશાબ (ના) પિશાબ, મૂત્ર, લઘુશંકા, ઇશકી.
પેશો (ના) ધંધો, ઉદ્યોગ, કામ
પેસવું (ક્રિ) અંદર જવું, ઘુસવું.
પેસ્તર (વિ) પ્રથમ, અવ્વલ, આગળ
પેંહેરવું (ક્રિ) અંગે ધાવવું.
પેહેરણું (ના) પેહેરવાનું એક વસ્ત્ર.
પેહેરણ (ના) પેહેરવાની રીત
પેહેરવેશ (ના) પોષાક.
પેહેરામણી (ના) વર તથા જાનૈયાને સરપાવ.
પેહેરાવવું (ક્રિ) અંગે ઘાલવું, ધાબડવું.
પેહેરેગીર (ના) પેહેરો ભરનાર.
પેહેરો (ના) પોહોરો.
પેહેલ (ના) આગેવાની, આરંભ.
પેહેલવાન (ના) બહાદૂર, શૂરવીર, ઉસ્તાદ.
પેહેલાં (અ) અગાઉ, અસલ
પેહેલું (વિ) પ્રથમનું, આગમચનું, મુખ્ય.
પેહો (ના) પેરિયું, સાંઠાની વચલો ભાગ.
પૈ (ના) પાઈ, અરધી, અર્ધા દોકડાનો સિક્કો.
પૈજ (ના) સરત, હોડ.
પૈઠણ (ના) એક ગામનું નામ.
પૈઠર (ના) ઉખ્ય, થાળી.
પૈડું (ના) ચક્ર, ચાક.
પૈતૃષ્વસેય, પૈતૃષ્વસ્રીય, (ના) ફોઇના દીકરા.
પૈત્ર (ના) મહિનો, પિતૃની અહોરાત્ર.
પૈસાખાઉ (વિ) પૈસા લઈ કામ ન કરનાર.
પૈસાટકા (ના) નાણું, ધન
પૈસાદાર (વિ) ધનવાન્, તાલેવાન.
પૈસો (ના) પા આનાનો સિક્કો, દોઢિયું, દોઢ દોકડો, સવાકો, ધન.
પો (ના) એક દાણો (રમતમાં).
પોંક (ના) ધાન્યના લીલા દાણા.
પોંકવું (ક્રિ) વરને મંડપમાં પધરાવવાની વિધિ.
પોંકિયું (ના) લીલું કણસલું.
પોંખણું (ના) પોંકવાનું સાહિત્ય.
પોચ (ના) સમજશક્તિ, પાવતી, રસીદ.
પોંચવું (ક્રિ) પુગવું, મળવું, હદ આવવી.
પોંચી (ના) એક કાંડે પેહેરવાનું ઘરેણું.
પોંચેલું (વિ) ચતુર, પ્રવિણ.
પોંચો (ના) કાંડું.
પોંતવું (ક્રિ) પોંચવું, પહોંચવું.
પોંદવું (ક્રિ) ખૂંદવું, ખૂંદવું.
પોકો (ના) ફૂદો.
પોઈ (ના) મયાળ, એક જાતનો વેલો.
પોઈસ (અ) હાંકતી વખતે બોલાતો શબ્દ
પોએણું (ના) પોયણ એક પાણીનો વેલો
પોક (ના) બૂમ, બરાડો રૂદન.
પોકળ (વિ) પોલું, જૂઠું, ઠાલું.
પોકળ (ના) પોલ, પોલાણ, ગાભો.

પોહોળપણ, પોહોળાઇ (ના) રૂંદી, પનો.
પોહોળિયું (ના) અંગ્રેજી રૂપિયો, રનું ચકતું
પોહોળું (વિ) પગતું, ઢીલું.
પોળ (ના) બારણાવાળી પોહોળી ગલી, ખડકી.
પોળ (વિ) ખુલ્લું.
પોળિયો (ના) પ્રતિહાર, દરવાન, [હેચી, માડા.
પોળી (ના) બેવડી રોટલી, પાતળી રોટલી, લે-
પોંઆ (ના) પઉંઆ, ભાતને પલાળી સેકી
ખાંડીને કરેલાં ચપટિયા.
પૌત્ર (ના) પુત્રનો પુત્ર.
પૌત્રી (ના) દીકરીની દીકરી.
પૌષ (ના) પોષ માસ ગૂજરાતી ત્રીજો મહિનો.
પૌષ્ટિક (વિ) પુષ્ટિકારક.
પ્યાજ (ના) કાંદો, એક રેશમી કાપડ.
પ્યાજી (વિ) હલકા સ્વભાવનો, હુંડમીજાજી.
પ્યાદીમહાત (ના) સેત્રંજમાં પ્યાદાથી રાજા-
ને મહાત કરવો તે. [દરેક
પ્યાદું (ના) સેત્રંજમાં ૧૬ નાનાં મોહોરાંમાંનું
પ્યાદો (ના) પાયદલ, પગે ચાલતો સીપાઇ.
પ્યાર (ના) પ્રીતિ, પ્રેમ, વહાલ, સ્નેહ
પ્યારી (ના) પ્રિયા, માશુક.
પ્યારૂં (વિ) વહાલું, ગમતું પ્રિય.
પ્યાલી, પ્યાલું (ના) નાનો પ્યાલો.
પ્યાલો (ના) પવાલું, જામ.
પ્યાસ (ના) તરસ, તૃષા, ધખ.
પ્ર (ઉ) આગળ, બહાદુર, દૂર, પ્રદેશ, વિશેષ, અ-
તિશય, પ્રકર્ષ, ઈત્યાદિ અર્થમાં ધાતુને દો-
પ્રકટ (વિ) જાહેર, ખુલ્લું, ઉઘાડું [રનાર.
પ્રકરણ (ના) વિષય, ભાગ, સર્ગ, બાબ કામ, વાત.
પ્રકાર (ના) જાત, ભેદ, રીત, ઉજાસ, ફેલાવો.
પ્રકાશ (ના) રોશની, તેજ, ઉજાસ, ફેલાવો.
પ્રકાશક (ના) પ્રગટ કરનાર.
પ્રકાશવું (ક્રિ) ઉજેસ આપવો, તકતકવું, બહા-
પ્રકાશિત (વિ) બહાર પાડેલું. [ર પાડવું.
પ્રકાશી (વિ) પ્રકાશ કરનારૂં.
પ્રકૃત (અ) આ, મજકુર, સદરહુ
પ્રકૃતિ (ના) સ્થિતિ, બાંધો, માયા, મૂળ.
પ્રક્રિયા (ના) રીતિ, વિધિ, કૃતિ.
પ્રખ્યાત (વિ) નામાંકિત, જાહેર, જાણીતું.
પ્રખ્યાતિ (ના) નામના, કીર્તિ.

પ્રગટ (વિ) પ્રકટ, જાહેર, બહાર.
પ્રગટવું (ક્રિ) ખુલ્લું કરવું, ચળકવું.
પ્રગલ્ભ (વિ) પૂર્ણ, નિશ્ચયાત્મક, પ્રસન્ન.
પ્રગલ્ભા (ના) પ્રૌઢાનાયિકા (રસશાસ્ત્ર).
પ્રઘળ (વિ) પરિપક્વ, નિર્વિકાર, ઉદાર.
પ્રચણ્ડ (વિ) અતિશય, ઘણું.
પ્રચાર (ન) આચાર, રૂઢિ, રીત, રિવાજ.
પ્રચારવું (ક્રિ) વ્યવહારમાં આણવું, ટોકવું.
પ્રજળવું (ક્રિ) બળવું, સળગવું.
પ્રજા (ના) રૈયત, સંતતિ.
પ્રજાપત, પ્રજાપતિ (ન.) બ્રહ્મા, રાજા, કુંભાર.
પ્રજાસત્તાક (વિ) રાજાની સત્તાવિનાનું.
પ્રજાળવું (ક્રિ) બાળવું, સળગાવવું, બફાવવું.
પ્રજ્ઞા (ના) સમજશક્તિ, તીવ્રબુદ્ધિ.
પ્રણવ (ના) ઓંકાર, બીજમંત્ર.
પ્રણામ (ના) નમન, વંદન.
પ્રણાલિકા (ના) પરનાળિકા, પરંપરા.
પ્રણિપત, પ્રણિપાત (ના) કાલાવાલા, આજીજી
પ્રત (ના) નકલ, જાત, વર્ગ
પ્રતાપ (ના) તેજ, યશ, મોટાઈ, ગુણ, પરાક્રમ.
પ્રતાપી (વિ) પરાક્રમી, તેજસ્વી, પ્રૌઢ
પ્રતિ (ઉ) પાછું, સામું, ઉલટું, દરેક ઈત્યાદિ
અર્થમાં ધાતુને દોરનાર.
પ્રતિઉત્તાર (ના) સામો જવાબ.
પ્રતિકૂળ (વિ) ઉલટું, અનુકૂળ નહિ તે.
પ્રતિગ્રહ (ના) દાન, સ્વીકાર
પ્રતિજ્ઞા (ના) વચન, પણ, નીમ, અનુમાનનું
પ્રતિદિન (ના) દરરોજ, નિત્ય. [કારણ.
પ્રતિનિધિ (ના) વકીલ, બદલે કામ કરનાર,
મુખત્યાર.
પ્રતિપદ, પ્રતિપદા (ના) પડવો.
પ્રતિપાદન (ના) પ્રમાણપૂર્વક સ્થાપન.
પ્રતિપાળ (ના) સંરક્ષક, પાલક.
પ્રતિબંધ (ના) અટકાવ, મના, બાધ.
પ્રતિબિંબ (ના) કાચ કે પાણીમાં દેખાતી સામી
પ્રતિમા (ના) મૂર્તિ, સમાનતા, જોડો. [છબી.
પ્રતિવાદી (ના) વાદી, સામો ઉત્તર દેનાર.
પ્રતિષ્ઠા (ના) માન, ઈજત, સ્થાપના.
પ્રતિષ્ઠિત (વિ) આબરૂદાર, સંભાવિત.
પ્રતિસ્પર્ધી (વિ) ઈર્ષા રાખનાર, હરીફ, દુશ્મન

પ્રતિહાર (ના) પોળિયો, દરવાન, દ્વારપાળ
પ્રતીક (ના) એક ભાગ, કટકુ
પ્રતીત, પ્રતીતિ (ના) પતીજ, ખાતરી, ખ્યાતિ
પ્રતીપ (ના) ઉલટાપણુ, એક અલંકાર
પ્રત્યક્ષ (અ) સન્મુખ, નજરઆગળ, પ્રગટ
પ્રત્યક્ષ પ્રમાણ (ના) સર્વમાન્યવચન દેખીતો
પ્રત્યક્ષ સિદ્ધિ(ના)તરત દેખાયએવુ ફળ [પુરાવો
પ્રત્યગિરા (ના) એક દેવી
પ્રત્યય (ના) વિશ્વાસ, જ્ઞાન, સહકારી સાક્ષી,
પ્રત્યવાય(ના)હરકત, પાપ [અર્થદર્શકસંજ્ઞા
પ્રત્યાઘાત (ના) સામું જોર
પ્રત્યુત્તર (ના) સામો જવાબ (પ્રતિ+ઉત્તર)
પ્રત્યુપકાર (ના) ઉપકારનો બદલો
પ્રત્યે (અ) પ્રતિ, ને, તરફ, સામે ઇ૦ અર્થે
પ્રત્યેક (વિ) દરેક, એક
પ્રથમ (વિ) પહેલું (અ) પહેલે
પ્રથમપુરુષ (ના) ઉત્તમ પુરૂષ, સર્વનામ હું, ઈ૦
પ્રથમા (ના) પહેલી વિભક્તિ
પ્રથા (ના) રૂઢિ, વહિવટ, ધારો, માગ
પ્રદક્ષણા, પ્રદક્ષિણા (ના) પરિક્રમા, ફેરા
પ્રદીપ (ના) મોટો પ્રકાશ, ઉજાસ
પ્રદીપ્ત (વિ) સળગેલુ બળતુ
પ્રદેશ (ના) મોટો દેશ
પ્રદોષ (ના) તેરસની સાંજનું વ્રત
પ્રદોષકાળ (ના) સાંજ, સંધ્યા
પ્રદ્યુમ્ન (ના) કંદર્પ
પ્રધાન (ના) અમાત્ય મુખ્ય કારભારી
પ્રધાન (વિ) મુખ્ય, વડુ, આગળ પડતું
પ્રપંચ (ના) સંસાર, ખટપટ કપટ, માયા
પ્રપંચી (વિ) ખટપટી, કપટી
પ્રપા (ના) પરબ, પાણી પીવાની જગ્યા
પ્રપિતા (ના) બાપનોબાપ, પિતામહ, દાદો
પ્રપિતામહ (ના) દાદાનો બાપ
પ્રપૌત્ર (ના) પૌત્રનો પુત્ર
પ્રફુલ્લ પ્રફુલ્લિત (વિ) ખીલેલુ, આનંદી
પ્રબંધ (ના) નિબંધ ગોઠવ, સંગ્રહ
પ્રબળ (વિ) બળવાન, જોરાવર
પ્રબોધ (ના) જાગૃતિ, જ્ઞાન, સાવચેતી
પ્રભા (ના) કાંતિ, પ્રકાશ
પ્રભાકર (ના) સૂર્ય, સૂરજ, દિનકર.

પ્રભાત(ના) પરોઢ, સવારે ગાવાના રાગરાગણી
પ્રભાતિયુ (ના) સવારના સ્મરણનું પદ
પ્રભાવ (ના) દોર, હાક, પરાક્રમ, સામર્થ્ય
પ્રભુ (ના) ઈશ્વર, રાજા, સ્વામી, પ્રીતમ
પ્રભુતા (ના) મોટાઈ.
પ્રભૃતિ (અ) વગેરે, આદિ, ઈત્યાદિ
પ્રમદા (ના) ગર્વવાળી સુંદરી
પ્રમાણ (ના) સાબિતિ, પુરાવો, ખાત્રી, ગણિતની એક રીત, જથ્થો, વિસ્તાર, ન્યાયશાસ્ત્રમાં એ ૪ ગણેલા છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ
પ્રમાણ (અ) સત્ય, ખરું, યથાર્થ
પ્રમાણવું (ક્રિ) સાક્ષી આપી સિદ્ધ કરવું.
પ્રમાણે (અ) રીતે, માફક, પેઠે.
પ્રમાતા (ના) માનો બાપ
પ્રમાતામહ (ના) માના બાપનો બાપ
પ્રમાદ (ના) આળસાઈ, બેદરકારી, કેફ.
પ્રમાદી (વિ) આળસવાળુ, નિરૂત્સાહી
પ્રમુખ(ના)મુખી,સરનશીન,ચેરમેન [અંગ્રેજી].
પ્રમુદિત (વિ) ખુશ થએલુ
પ્રમેહ (ના) પરમિયો, એક રોગ
પ્રમોદ (ના) આનંદ, હર્ષ
પ્રયત્ન (ના) મોટો ઉદ્યોગ, પરિશ્રમ
પ્રયાણ (ના) પરદેશગમન, યાત્રા, મુસાફરી
પ્રયાસ (ના) શ્રમ, મહેનત
પ્રયુક્તિ (ના) વિશેષ યુક્તિ, વધારે દલીલ
પ્રયુત (ના) ૧૦૦૦૦૦૦ (સંખ્યા).
પ્રયોગ (ના) વિધિ, અખતરો, ક્રિયાનો સંબંધ દેખાડનાર વાક્યરચના, સંકલ્પ, અનુ-
પ્રયોજક (વિ) યોજના કરનારો પ્રેરક [ષ્ઠાન
પ્રયોજન (ના) હેતુ કારણ, મતલબ
પ્રયોજ્ય (વિ) યોજક, બીજા પાસે કામ લેનાર
પ્રલય (ના) જગતનો નાશ, મોટી આફત
પ્રલાપ (ના) અસંબદ્ધ ભાષણ, બકબકાટ
પ્રલે, પ્રલેકાર (ના) પ્રલય, મોટો કેર
પ્રવર્તક (વિ) ફેલાવનાર
પ્રવર્તમાન (વિ) ફેલાયલુ, પસરેલુ
પ્રવર્તવુ (ક્રિ) ચાલુ થવુ, પસરવું
પ્રવર્તાવવુ (ક્રિ) ચલાવવુ, પ્રસાર કરવો
પ્રવાસ (ના) મુસાફરી, દેશાટણ, યાત્રા

પ્રવાસી (ના) મુસાફર.
પ્રવાહ (ના) રેલો, ચાલતો વ્યવહાર, એકસરખો ધસારો. [ચીજ.
પ્રવાહી (ના) જેનો પ્રવાહ-રેલો-ચાલે તેવી
પ્રવાળ (ના) એક જાતનું રાતું રત્ન, મંગળ
પ્રવિષ્ટ (વિ) પહોંચતું. [દેવતાનું મણી.
પ્રવિણ (ના) નિપુણ, કાબેલ, ચતુર.
પ્રવૃત્ત (વિ) ચાલેલું.
પ્રવૃત્તિ (ના) ચાલતો ઉદ્યોગ, પ્રવેશ.
પ્રવેશ (ના) દાખલ થવાની ક્રિયા, ભૂમિકા.
પ્રવેશક (ના) ઉપોદ્ઘાત, ઉદ્દેશદર્શક પ્રકરણ.
પ્રવેશપોથી (ના) માર્ગોપદેશિકા, પ્રાઇમર [અ-
પ્રશંસા (ના) સ્તુતિ, તારીફ, વખાણ. [ંગ્રેજી.
પ્રશસ્ત (વિ) મોકળું, વિશાળ, સંકોચ વિનાનું
પ્રશસ્તિ (ના) સવાલ, પૃચ્છા.
પ્રશ્નાર્થક (ના) સવાલ કરનાર (સર્વનામ, જેમ: કોણ ? કયો ? ઇ૦)
પ્રશ્નોત્તરી (ના) સવાલજવાબની ચોપડી.
પ્રસંગ (ના) સંધિ, જોગવાઇ, સહવાસ, પ્રકરણ.
પ્રસંગોપાત્ત (અ) પ્રસંગે, જોગેજોગ.
પ્રસન્ન (વિ) ખુશ, ખુશનુમા, આનંદી.
પ્રસન્નતા (ના) ખુશી, મરજી, ઇચ્છા.
પ્રસર (ના) પસારો, ફેલાવો.
પ્રસરવું (ક્રિ) પથરાવું, વહેવું.
પ્રસવ (ના) જનન, જન્મ, છૂટાછેડા.
પ્રસાદ (ના) આશીર્વાદ, કૃપા, પ્રસન્નતા, ભોજન, ચમત્કારિક શક્તિ.
પ્રસાદી (ના) પ્રસાદ (વિ) દેવને ધરાવેલું.
પ્રસારક (વિ) ફેલાવનાર.
પ્રસારવું (ક્રિ) ફેલાવવું.
પ્રસિદ્ધ (વિ) જાહેર, જાણીતું, ખુલ્લું.
પ્રસિદ્ધિ (ના) જાહેરપણું, નામના, ફેલાવો.
પ્રસૂત (વિ) જણેલું, અવતરેલું.
પ્રસૂતા (ના) જણતી, જણનારી.
પ્રસૂતિકા (ના) સુવાવડી
પ્રસ્તાર (ના) વિસ્તાર, ફેલાવો, સ્થળાંતરનુ ગ-
પ્રસ્તાવ (ના) સભા. [ણિત.
પ્રસ્તાવના (ના) દિબાચો, અનુબંધ, કથન.
પ્રસ્તાવિક (વિ) પ્રસંગને લગતું, સભામાં બોલવા લાયક.
પ્રસ્તુત (ના) ચાલતો પ્રસંગ, શુભ, અવસર.
પ્રસ્તુત (અ) હાલમાં, ચાલુ.
પ્રસ્થાન (ના) પ્રસ્તાનું, મુખ્ય આધાર.
પ્રહર (ના) પહોર, ત્રણ કલાક.
પ્રહાર (ના) માર, ઘા
પ્રાકૃત (વિ) પ્રકૃતિજન્ય, અસંસ્કૃત, ચાલુ.
પ્રાગડ (ના) મળસકું, સવાર, વહાણું.
પ્રાચી (ના) પૂર્વ દિશા.
પ્રાચીન (વિ) પૂર્વનું, અસલી.
પ્રાછીત (ના) પ્રાયશ્ચિત્ત.
પ્રાણ (ના) જીવ, વહાલી ચીજ, એક વાયુ.
પ્રાણજીવન (ના) પ્રાણનો આધાર.
પ્રાણનાથ (ના) પ્રીતમ, પ્રાણનો માલિક.
પ્રાણપ્યારા, પ્રાણપ્રિય (વિ) જીવલગ.
પ્રાણમયકોશ (ના) પંચકોશમાંનો એક પ્રાણનું રહેઠાણ. [ક્સિજન [અંગ્રેજી.]
પ્રાણવાયુ (ના) જીવનને જરૂરનો પવન, ઓ-
પ્રાણવિનિમય (ના) તામસી સમાધિ.
પ્રાણાધાર (ના) જીવન.
પ્રાણાન્ત (ના) મોત, મરણ, દેહાંત, નિધન.
પ્રાણાન્ત (અ) જીવ જાય તોપણ.
પ્રાણાયામ (ના) અષ્ટાંગ યોગનું ચોથું અંગ, શ્વાસ સ્વાધીન કરવાની વિદ્યા. એના ત્રણ ભેદ છે: કુંભક, પૂરક અને રેચક.
પ્રાણિયા (ના) પ્રાણી, જીવડા.
પ્રાણી (ના) ચેતન શરીરો, જનજનાવરો.
પ્રાતઃકાળ (ના) સવાર, વહાણું, મળસકું.
પ્રાતઃસન્ધ્યા (ના) પ્રભાતે કરવાનું ધર્મકર્મ.
પ્રાતઃસ્મરણ (ના) સવારની પ્રભુપ્રાર્થના.
પ્રાદુર્ભાવ (ના) પ્રાગટ્ય, ઉદય, દેખાવ, જન્મ.
પ્રાધાન્ય (ના) મુખીપણું, પ્રધાનતા.
પ્રાન્ત (ના) દેશ, મુલક, રાજવિભાગ.
પ્રાપ્ત (વિ) મેળવેલું, મળેલું.
પ્રાપ્તિ (ના) નફો, કમાઈ, આવક.
પ્રાબલ્ય (ના) સામર્થ્ય, પ્રતાપ.
પ્રાયશ્ચિત્ત (ના) પાપનો પસ્તાવો, દેહશુદ્ધિ.
પ્રારબ્ધ (ના) નસીબ, એક જાતનો કર્મસમૂહ.
પ્રારબ્ધ (વિ) આરંભેલું.
પ્રારબ્ધવાદી (વિ) નસીબનો માનનાર.
પ્રારમ્ભ (ના) આરંભ, શરૂઆત.

પ્રાર્થના (ના) અરજ, વિનંતી, કાલાવાલા, માગણી.
પ્રાલબ્ધ (ના) પ્રારબ્ધ, દૈવ, નસીબ. [ગણી.
પ્રાશન (ના) પીવું, ખાવું, ચાટવું તે.
પ્રાસ (ના) અનુપ્રાસ, એક શબ્દાલંકાર.
પ્રાસાદ (ના) મંદિર, દેવળ, હરિકૃપા.
પ્રાસાદિક કવિતા (ના) સરસ કાવ્ય.
પ્રાહણે (અ) બલાત્કારે, જુલમથી, પરાણે
પ્રાહણો (ના) પ્રાઘુર્ણ, મેમાન, પરોણો.
પ્રિછવું (ક્રિ) જાણવું, ઓળખવું.
પ્રિય (વિ) વહાલું, પ્યારૂં, લાડકું.
પ્રિયકર (વિ) વહાલું લાગે તેવું, ગમતું.
પ્રિયંવદા (ના) મધુર ભાષણી સ્ત્રી.
પ્રીત (ના) પ્રીતિ, સ્નેહ.
પ્રીતમ (ના) પ્રિયતમ, પ્રિયપતિ, આશક.
પ્રીતિ (ના) વહાલ, હેત, કૃપા, પ્યાર.
પ્રીતિકર (વિ) વહાલું, ગમતું.
પ્રેત (ના) મડદું, શબ, લાસ, ભૂત.
પ્રેમ (ના) પ્રીતિ, સ્નેહ, પ્યાર.
પ્રેમદા (ના) પ્રેમજનક-પ્રેમી-સ્ત્રી.
પ્રેમપાશ (ના) પ્યારનો ફાંસો.
પ્રેમાનંદ (ના) પ્રેમજનિત અથવા પ્રેમરૂપ આનંદ, જગદીશ્વર, એ નામનો એક પ્રાચીન અને ઉત્તમ ગૂજરાતી કવિ.
પ્રેમાશ્રુ (ના) આનંદથી ઢળતાં આંસુ
પ્રેમાળ (વિ) પ્રેમથી ભરેલું.
પ્રેમી (વિ) પ્રેમપુર, પ્રેમ કરતું.
પ્રેરણા (ના) ઉશ્કેરણી, ઉત્તેજન.
પ્રેરણાબુદ્ધિ (ના) સ્વાભાવિક મતિ.
પ્રેરવું (ક્રિ) મોકલવું, ઉશ્કેરવું.
પ્રેરિત (વિ) પ્રેરણા કરેલું, પ્રેરાયલું.
પ્રેસ (ના) છાપખાનું, દબાણ (અંગ્રેજી).
પ્રોત (ના) પુરોહિત, કુળગોર.
પ્રોવું (ક્રિ) પરોવવું, પાલવું.
પ્રૌઢ (વિ) પુખ્ત, મોટું, ડાહ્યું.
પ્રૌઢતા (ના) મોટાઈ, પ્રૌઢપણું.
પ્રૌઢા (ના) એક નાયિકા, પુખ્ત વય તથા વિચારવાળી સ્ત્રી.
પ્રૌઢિ (ના) ઉત્તમ છટા, રીત.
પ્લવંગ (ના) વાંદરો, મર્કટ, વાનર. [ભેદ.
પ્લુત (વિ) ત્રણ માત્રાનો સ્વર, સ્વરનો એક

## ફ.

ફ (ના) ૨૨મો વ્યંજન.
ફઈ (ના) ફોઈ, બાપની બહેન.
ફકડી (ના) ફજેતી, હાંસી.
ફક્ત (અ) તેજ એક, માત્ર, કેવળ.
ફંદફડ (વિ) ઉડાઉ, ફાટેલ.
ફકર (ના) ફિકર, ચિંતા.
ફકરો (ના) ઉતારો, ટૂંકી નોધ.
ફકીર (ના) મુસલમાન વેરાગી.
ફકીરી (ના) ફકીરની હાલત, વેરા કે ભીખ.
ફક્કડ (વિ) સ્વછંદી, ફાંકડું નફકરૂં.
ફક્કડાઈ (ના) ફક્કડપણું.
ફગવવું (ક્રિ) ફગાવવું, પતાવવું.
ફગવેલો (ના) વિદારીકંદ, ભોંયકોળું, એક વ-
ફગવો (ના)હોળીની બક્ષિસ, ધાણી [નસ્પતિ.
ફગાવવું (ક્રિ) છેતરવું, પટાવવું.
ફચફચ (અ) પ્રવાહી કે ગારાના અવાજનું અ-
ફજર (ના) પ્રભાત, વહાણું. [નુકરણ.
ફજીતફાલકો (ના) ચકડોલ.
ફજેત (વિ) નાલેસીવાળું.
ફજેતખોર (વિ) ફજેતી કરનાર તથા કરાવનાર.
ફજેતી (ના)હાંસી, અપજસ, બેઆબરૂ. [કઢી.
ફજેતો (ના) ફજેતી કેરીનાં ગોટલા છોતરાંની
ફટ્(અ) મંત્રમાં અસ્ત્રબીજ, શબ્દનું અનુકરણ.
ફટ (અ) અવાજનું અનુકરણ, ધિક્
ફટક (ના) અનાજનાં છોડાં ઉરાડવાની ચાદર.
ફટકડી (ના) એક ખાર, ફટકી.
ફટકવું (ક્રિ) બહાવરૂ થવું, ચળી જવું, ઉરકવું.
ફટકાર (ના) ફિટકાર, તિરસ્કાર.
ફટકારવું (ક્રિ) ધિક્કારવું, ઠપકો દેવો.
ફટકારૂં (વિ) ફટકેલા ચિત્તનું.
ફટકારો (ના) ફટ એવો અવાજ.
ફટકિયું બારણું (ના) એકજ મોટું દ્વાર.
ફટકિયો દલાલ (ના) માથે જોખમ ન રાખે તેવો
ફટકી (ના) ફટકડી, તુરટી, એક ખાર [દલાલ.
ફટકેલ (વિ) ફટકેલા કાળજાનું.
ફટકો (ના) સપાટો, ઝાપટ, ચપટી
ફટફટ (અ) ફટાકા જેવા અવાજનું અનુકરણ.
ફટાકડી (ના) એક જાતના છોડનું ચિત્ર

ફટાકડો, ફટાકો (ના) ગલખો.
ફટાણું (ના) લગનનાં ભૂંડાં ગીત.
ફટાકું (ના) આપશબ્દ, અસભ્ય વચન.
ફટાયો (ના) ફટાયો, જુદો પડેલો ગરાસિયો
ફટાવવું (ક્રિ) ફિટાડવું, બાતલ કઈ મન ફેરવવું.
ફટૈયો (ના) ફટાયો, જુદો પડેલો ભાગદાર.
ફટો (વિ) ફાટેલો. જેમઃ કાનફટો.
ફટોર, ફટોળ (વિ) પોચું ને મધુર (સોપારી)
ફડ (ના) દારૂનું કારખાનું, તડ (ગવૈયાનું)
ફડ (અ) ફટ, ઝટ, અવાજનું અનુકરણ
ફડક (ના) મુલકો ઉડતો ભાગ, ચાળ (અ-ગરખાની)
ફડકાવવું (ક્રિ) સબડાવવું, સડાકો મારવો
ફડકો (ના) સડકો, ચાંગળું, ઓરવાનું એક ઓજાર.
ફડચો (ના) ગીકાલ, છેડો [દપાસનાર.
ફડનવીસ, ફડનીસ (ના) સરકારી હિસાબ
ફડફડ (અ) તડતડ, અવાજનું અનુકરણ.
ફડફડવું (ક્રિ) ભભડવું, ફડફડ અવાજ થવો.
ફડફડાટ (ના) ફડફડનો અવાજ, તોર, ભભડાટ
ફડફડાવવું (ક્રિ) ફડફડ અવાજ કરવા
ફડાકી (ના) બડાઈ, પતરાજ
ફડિયો (ના) ઘાસ, કડબ કે લાકડા, વગેરે પ-
ફણકર (ના) સર્પ, ભુજંગ [રચુટણ વેચનાર
ફણગી (ના) નાનો ફણગો
ફણધર (ના) અંકુર, સણગો.
ફણસ (ના) પનસ, એક ફળ
ફણસી (ના) ફણસનું ઝાડ તથા કાષ્ઠ, એક શાક
ફણા (ના) ફેણ, કાંસકી.
ફણાધર, ફણાભૃત (ના) સાપ
ફણી (ના) કાંસકી, સર્પ.
ફણીશ્વર (ના) વાસુકી, અનંત, સર્પરાજ.
ફંદ (ના) જઠર, પેટ, ટીપ, પાદી.
ફતવા (ના) ઢોંગ, ફિતુર, ખાખટ.
ફતવાખોર, ફતુવાખોર (વિ) ઢોંગી, પાખંડી
ફતે (ના) ફતેહ, જીત, જય.
ફતેમારી (ના) એક જાતનું વહાણ
ફતેહ (ના) જય, આબાદ.
ફતેહમંદ (વિ) ફતેહ કરનાર, જયકાર
ફતેહમંદી (ના) ફતેહ જીત.

ફદફદ (અ) અવાજનું અનુકરણ.
ફદફદવું (ક્રિ) પાકીને પોચું પડવું.
ફદિયું (ના) દોઢીયુ, પૈસો (મુંબઈમાં) ૪ પૈ, નાની ગણી બાખરી.
ફના (વિ) પાયમાલ, સંહાર, વેરણછેરણ.
ફનાફાતિયાં (ના) કમ્મચરપાણ, ફરે મુકામ
ફન્દ (ના) કાવતરું, જાળ, તરકટ
ફન્દી (વિ) ફન્દ રચનાર, તરકટી.
ફફડાટ (ના) ફડફડાટ, ભભડાટ
ફફૈયો, ફફોલો } (ના) ફોડ, પાણી ભરેલો ફોલ્લો દાઝવાથી કે પ્લાસ્ટરથી ઊઠે છે તે
ફર (ના) ઢાલ
ફરક (ના) ફેર, અંતર, તફાવત.
ફરકવું (ક્રિ) આંખના પોપચાં ધ્રુજવાં, હાલવું, સરકવું, નજરે પડવું.
ફરંગી (ના) ફિરંગી, પોર્ટુગીઝ
ફરજ (ના) કર્તવ્ય, દબાણ.
ફરજન, ફરજંદ (ના) સંતાન, છોકરું
ફરેરો (ના) કસબી, વાકેફગાર.
ફરતું (વિ) આસપાસ, ચોતરફનું.
ફરદ (ના) પાન, જોડીમાંનું એક નંગ, ફારસી કવિતાનો એક છંદ, જેના દરેક ચરણમાં ૮+૯=૧૭ માત્રા હોય છે
ફરફર (અ) પવનવેગદર્શક
ફરંરીક (ના) જોડો, પાદુકા, પગરખો
ફરમાન (ના) હુકમ, આજ્ઞા, સનદ
ફરમાવવું (ક્રિ) હુકમ કરવો.
ફરમાસ (ના) હુકમ, ભલામણ, સિફારસ.
ફરમાસી, ફરમાસુ (વિ) ઉંચી જાતનું ખાસ, સરસ
ફરમો (ના) નમૂનો, નકશો, બિબુ, ફ્રામ [અંગ્રેજી]
ફરવું (ક્રિ) વળવું, જવું, ફેર લેવા, બદલાવું.
ફરશરામ (ના) પરશુરામ, વિષ્ણુનો એક અવતાર
ફરસબંદી (ના) પથ્થર કે ચીરસાંની જમીન
ફરસાટ (ના) કડક, ફરસો સ્વાદ.
ફરસી (ના) પરશુ, એક હથિયાર.
ફરસીપુરી (ના) એક પકવાન.
ફરસું (વિ) ઘણા વડાણા ઈંના જેવા સ્વાદનું.
ફરસુદ (ના) પરવાર, નવરાસ, અવકાશ.
ફરહંગ (ના) શબ્દાર્થ કોશ, ડીક્ષનરી (અંગ્રેજી).
ફરાગત (વિ) ફારગત, નવરું, પરવારેલું

ફરાસ(ના) હમાલ, ઘરગડી, દીવા સળગાવનાર.
ફરાસખાનુ (ના) તંબુ સેતરંજી રાખવાની જગા
ફરાળ (ના) ફલાહાર, કાચુકોરું અન્ન.
ફરિયાદ, ફરિયાદી (ના) દાવો, નુકસાનના બદલાની અરજી.
ફરિયાદી (વિ) ફરિયાદ કરનાર, વાદી.
ફરીથી, ફરીફરી (અ) પુનઃ પુનઃ વળી, પાછું.
ફરેકાળ (ના) ફરેકાળ, પાટિયાંની ભીંત.
ફરેડી (ના) ઉપરાચાપરી બંદુકના બહાર, ફટબારી, વિનીશિયન્સ, [અંગ્રેજી].
ફરેબ } (ના) દગો, ઠગાઇ, ભૂલથાપ.
ફરેબી }
ફરેલ (વિ) અનુભવી, હઠીલો.
ફરેસ્તો (ના) દેવનો દૂત.
ફરો (ના) ફલક, એક ૧૬ પાલીનું માપ
ફર્સ્ટ (વિ) પહેલું, આદ્ય [અંગ્રેજી].
ફળક (ના) ઢાલ, બાણુની અણી.
ફલકેશર (ના) નારિયેળી.
ફલ (ના) ફળ, મેવો, પરિણામ, લાભ.
ફલંગ (ના) કૂદકો, ઠેકડો, છલંગ.
ફલજ્યોતિષ (ના) અમુકગ્રહ, સ્થિતિથી આમ થાય એમ જણાવનાર જ્યોતિષ ગ્રંથ.
ફલદ (ના) વૃક્ષ (વિ) ફળ દેનાર.
ફલશ્રુતિ (ના) ફલનુ શ્રવણ.
ફલાણું (વિ) અમુક, ચોકકસ.
ફલાહાર (ના) ફરાળ, કાચો કોરો ખોરાક.
ફલ્ગુ (ના) ગયા પ્રાંતની એક નદી.
ફલ્ગુ, ફલ્ગુન (ના) ફાગણ
ફલ્ગુ (વિ) વલ્ગુ, પોહોળું.
ફસ (ના) રગ, નસ, શિરા.
ફસકવું (ક્રિ) ખસવું, ફરવું, છૂટી પડવું.
ફસલ (ના) પાક, તુલ, મોસમ.
ફસવવું (ક્રિ) ફાંદામાં લેવુ, ભૂલથાપ દેવી
ફસવું, ફસાવું (ક્રિ) ઠગાવું, સપડાવુ, ગુંચાવું
ફળ (ના) ફલ, લાભ, છેવટ.
ફળદ્રુપ, ફળવંત (વિ) ફળ આપનાર
ફળફળાવળ (ના) જાતજાતનાં ફળો.
ફળવું (ક્રિ) ફળ આવવું, સાર્થક થવું.
ફળાધાર (ના) ફળનોજ શરીરને આસરો.
ફળાર, ફળાહાર (ના) ફરાળ, ફળનો આહાર.

ફળી (ના) સીંગ, જેમઃ મગફળી, ચોળાફળી.
ફળિયું (ના) મોહોલ્લો, પોળ.
ફંકડાઈ (ના) ઉલાઇ, વરણાગી.
ફાંકડું (વિ) છટાદાર, દેખાવડું, રસિક, ફક્કડ.
ફાંકો (ના) તોર, અભિમાન, ગરૂરી.
ફાગો (ના) ઉધી પૂતળી, ચાંચું જોનાર.
ફાંટો (ના) આડો, રેલો, ભુટો, ખાંટો, આડકપા.
ફાંદો (ના) જાળ, કપટ, ફંદ.
ફાંફાં (ના) ગોથાં, વ્યર્થ ઉદ્યોગ.
ફાંકું (અ) પતરાજી, ડોળસૂચક.
ફાંકું (ના) બાકું, કાણું, છિદ્ર
ફાંસ (ના) ઝીણી કરચ ખીલી, હરકત.
ફાંસવુ (ક્રિ) ફાંસી ઘાલવી, ગાળો ઘાલવો. ખોટી કહાડવું, તોડવું, પટતર સાંધ મેડવી.
ફાંસિયું (વિ) તરકટી, નટતર કરનાર.
ફાંસી, ફાંસો (ના) ગળે સીકવું તે, જાળ, ગાળો.
ફાક (ના) ભૂકો, લોટ, પાઉડર [અંગ્રેજી].
ફાકવું (ક્રિ) ચાંગળેથી ઉછાળીને ખાવું.
ફાકી (ના) ફાકવાના ઓસડનો ભૂકો.
ફાકો (ના) ફાકવાના ભૂકાનો બાચકો, ગર્વ.
ફાગ (ના) વસંતઋતુ, હોરી, ફગવો, ફાગણ.
ફાગણ (ના) ફાલ્ગુનિક, ફાલ્ગુન મહિનો.
ફાચર (ના) ચપટી ખીલી, હરકત, એક ઓજાર.
ફાચર (વિ) પોહોળું, રાંડુ, વલ્ગુ.
ફાજલ (વિ) વધેલું, બકાન, નકામું.
ફાટ (ના) તડ, ફટોર, ફુટ, કુસપ.
ફાટક (ના) દ્વાર, દરવાજો.
ફાટકી (ના) સ્ફટી, ફટકી.
ફાટવું (ક્રિ) સ્ફુટન થવું. ભાગ પડવા, ચીરો પડવો, હદબહાર જવુ, ગાળ દેવી.
ફાટાફાટ (ના) ફાટ અને ફુટ.
ફાટું (વિ) ફાટેલું, ભૂંડું.
ફાટેલ (વિ) અવિવેકી, બેમર્યાદ.
ફાડ (ના) ફાટ, તડ, કકડો, ચીર, ફાળ, અ-
ફાડવું (ક્રિ) ચીરવું, જુદુ પાડવું. [ર્ધભાગ.
ફાડિયું (ના) અર્ધભાગ, અરધો રૂપિયો.
ફાણ્ટ (ના) એક જાતનો કાઢો, ઉકાળો.
ફાતડો (ના) હીજડો, નપુંસક, ખોજો.
ફાનસ (ના) કંડિલ, દીપગૃહ.
ફાફડો (ના) થાપડો, એક પોહોળી સીંગ.

ફ્રામ (ના) ફ્રેમ, સ્મરણ, ભાન.
ફાયદો (ના) લાભ, પ્રાપ્તિ, નફો, ફેર.
ફાર (ના) અતિઘણું, અસમાતું.
ફારક (વિ) મોકળું, નવરું.
ફારગતી (ના)રાજીપાથી સંબંધ છોડવાનો લેખ
ફારસી (વિ) પરશિયન, ઈરાન દેશનું.
ફાલ (ના) ફળ થવાની વારી, પાસા નાખી પ્રશ્ન જોવા તે, રમળ, છસંગ, શિવ.
ફાલતું (વિ) વધારાનું, નકામું.
ફાલવું (ક્રિ) વધવું, પ્રસરવું, ફેલાવું.
ફાલુ, ફાલું (ના) ધરડું શિયાળવું.
ફાલ્ગુન (ના) ફાગણ માસ, અર્જુન.
ફાલ્ગુનાનુજ (ના) અર્જુનનો નાનો ભાઈ નકુલ અથવા સહદેવ, વસંતઋતુ, ચૈત્ર.
ફાવતું (વિ) અનુકૂળ, લાગતું.
ફાવવુ (ક્રિ) માફક આવવું, પાર પડવું.
ફાસફુસ (અ)પોચું, પાતળું કે પોલું, નિર્જીવ.
ફાસફુસિયુ (વિ) પોચું, પોલું, નમાલું.
ફાળ (ના) દોટ, ત્રાસ, એબક.
ફાળકું, ફાળકો(ના) સૂતરની આંટી, પરવીંટો
ફાળવવું (ક્રિ) ભાગ પાડવા, વેહેંચણ કરવી
ફાળવા (ના) દાંતની પકડ.
ફાળસાં (ના) એક લીલો મેવો.
ફાળસી (ના) ફાલસાંનું ઝાડ.
ફાળિયું (ના) ફે ટો, ધાબળી, પંચિયું.
ફાળી (ના) સાલ્લો, છાએલ, સાડી, સ્ત્રીને પહેરવાનું એક જાતનું લુગડું.
ફાળું (ના) ફાળકું.
ફાળો (ના) વાંટો, હિસ્સો, વેહેંચણ.
ફિકર (ના) કાળજી, ચિંતા, દરકાર.
ફિક્કું (વિ) રીકું, મોળું, ઉતરેલું.
ફિટકાર (ના) ધિક્કાર, શાપ.
ફિટકારવું (ક્રિ) ધિક્કારવું, ઠપકો દેવો.
ફિટફિટ (અ) ધિક્ ધિક્.
ફિતુર (ના) બંડ, તોફાન, શત્રુ સાથે મેળાપ.
ફિતુરી (વિ) ફિતુર કરનાર, તોફાની.
ફિદવી (ના) ચાકર, સેવક, દાસ, ભક્ત.
ફિદા (વિ) આફરીન, પ્રસન્ન, ખુશ.
ફિરકી (વિ) ફરે એવું (ફૂલ).
ફિરકી (ના) ચકરડી, દોરો વીંટવાની ચાકી, ફેરકડી, ફાળકો.
ફિરકો (ના)કોમ,એક વર્ગ, નેશન [અંગ્રેજી].
ફિરંગી (વિ) પોર્ટુગીઝ, ટોપીવાળો.
ફિરયાદ (ના) ફરિયાદ.
ફિરાવન (વિ) માથાનો ફરેલ, હઠીલો.
ફિલસુફ (ના) તત્ત્વજ્ઞાની [અંગ્રેજી].
ફિલસુફી (ના) તત્ત્વજ્ઞાન.
ફિલોસોફર(ના)ફિલસુફી જાણનાર, તત્ત્વવેત્તા.
ફિસાદ (ના) બંડ, હુલ્લડ, ફિતુર.
ફી (ના) હકના રૂપીઆ, પગાર, જકાત.
ફીક (ના) મોળ.
ફીકાસ (ના) ફીકો સ્વાદ.
ફીકું (વિ) મોળું, આછું, ઝાંખું, નિસ્તેજ.
ફીટણકાળ (ના) પ્રલય સમય.
ફીટવવું (ક્રિ) અદા કરવું, વાળવું, લાવવું.
ફીટવું (ક્રિ) અદા થવું, છૂટવું, નાશ પામવું.
ફીણ (ના) ફેન, પ્રવાહી હાલતાં થતી સફેદ ત
ફીણવું (ક્રિ) ફીણ ચઢે તેમ મસળવું.
ફીત (ના) કસબની પટ્ટી, પાટી.
ફીસી, ફીસીઆરી (ના) પતરાજી, બડાઈ.
ફીસું (વિ) ફીકું, રીકું.
ફીસોટો (ના) ફીણનો ગોટો.
ફું (અ) શ્વાસના અવાજનું અનુકરણ.
ફુંકણી (ના) ભુંગળી, ફુંકવાની નળી.
ફુંકવું (ના) મોંહેથી વા ઉરાડવો, વગાડવું, [બાળવું.
ફુંકારવું (ક્રિ) ફુંકારો કરવો.
ફુંકારો (ના) ફું એવો અવાજ.
ફુંકી ખાવું (ક્રિ) ઉડાવી દેવું, ઠગી લેવું.
ફુફવાટો, ફુંફાડો(ના) ફું એવો અવાજ,હાક.
ફુઆરો (ના) ઉડતી જળધારા, ઝરો.
ફુઈ (ના) ફઇ, ફોઈ, બાપની બેહેન.
ફુએડ (વિ) ગન્દુ, મેલું, તોછડું.
ફુઓ (ના) ફોઇનો વર.
ફુકો (ના) ફુંકથી થએલો દડો.
ફુટકળ (વિ) છૂટું, પરચુરણ, નકામું
ફુગ્ગી (ના) ઝીણી ફોલ્લી, ઝીણો પરપોટો.
ફુતકાર (ના) ફુંકનો અવાજ.
ફુતકારવું (ક્રિ) ફુંફાડા મારવા.
ફુત્કર (ના) અગ્નિ.

ફુદડી (ના) એક ફરવાની રમત, * (આનું ચિહ્ન)
ફુદડો (ના) એક જંતુ, એક ઘાસ.
ફુદનો, ફુદીનો (ના) એક છોડ.
ફુરજો (ના) માંડવી, દાણચોકી.
ફુરસદ (ના) અવકાશ, પરવાર, નવરાસ.
ફુલેકું (ના) વરણાગી, કન્યાનો વરઘોડો.
ફુલ્લ (ના) પુષ્પ, સુમન.
ફુવારો (ના) પાણી ઊંચે ઊડે એવો નાનો હોજ.
ફુવો (ના) ફુઓ, ફોઇનો વર.
ફુસફાસ (અ) નિર્જીવ, નમાલું.
ફુસફ઼સિયું, ફુસિયુ (વિ) નજીવું, હલકું.
ફૂ (ના) ફુ, મૂતર (બાળકની બોલી).
ફૂગ (ના) છારી. [જેવો મળ બાઝવો.
ફૂગાવું (ક્રિ) હવાથી પોચી ચીજ પર સફેત રૂવાં
ફૂટ (ના) [અંગ્રેજી] બાર ઈંચ, અરધો ગજ, એક ફુટ, ગૂટ, પગ.
ફૂટડિયું (ના) શોભિતું, દેખાવડું.
ફૂટડીદાળ (ના) ધાડી દાળ.
ફૂટડું (વિ) સુંદર, ખુબસૂરત, ધાડું.
ફૂટવું (ક્રિ) બહાર પડવું, ભાંગવું, અવાજ થવો.
ફૂટાફૂટ (ના) ફાટફૂટ, કુસંપ.
ફૂમતી (ના) અંબોડે લટકાવવાનુ ઘરેણું.
ફૂમતું (ના) ગુચ્છો, કલગી, ઝુમખો.
ફૂલ (ના) કુસુમ, ઊઘડેલી કળી, પુષ્પાકાર, કુલું, સોપારીની કાતરી, કમળ, એક ઘરેણું.
ફૂલ (વિ) નાજુક, હલકું. [બાજી, અટકાવ.
ફૂલકર, ફૂલકરણી (ના) ફૂલ ખરે એવી આતશ-
ફૂલકું (ના) ફૂલેકું, વરઘોડો, પાતળી રોટલી.
ફૂલેડું (ના) ફૂલેલો કણ, પુષ્પ, સુમન.
ફૂલણજી (વિ) વખાણથી રાજી થઇ ખર્ચ કરનાર.
ફૂલતોડો (ના) સ્ત્રીના પગનું એક ઘરેણું.
ફૂલખરડો (ના) રાની સોપારીની એક જાત.
ફૂલવવું (ક્રિ) ફૂલે તેમ કરવું.
ફૂલવું (ક્રિ) દદો થવો, ઉપસવું, છાપરે ચઢવું.
ફૂલસાંકળાં (ના) પગનું એક ઘરેણુ.
ફૂલાવું (ક્રિ) ખોટાં વખાણથી રાજી થવુ.
ફૂલાસ (ના) ખોટી બડાઈ.
ફૂલિયુ (ના) એક વનસ્પતિ.
ફૂલું (ના) આંખમાં છારીનું ફૂલ
ફૂલુસ (ના) નાણું, પૈસા.

ફૂલેલ (ના) પુષ્પનું તેલ.
ફૂલેવર (વિ) ફૂલની છાપવાળું.
ફૂસ (ના) ઘાસ, તૃણ. ફ્જેતી.
ફૂસલાવવું (ક્રિ) ફોસલાવવું, પટાવવું.
ફે (અ) થાક પામતા અર્થે.
ફેંકવું (વિ) ઉરાડવું, દોડાવવું, ગબડાવવું, [નાખવું.
ફેંટ (ના) કમ્મરબંદ.
ફેંટો (ના) વીંટાળેલી ટોપી, કપડ, રેસા.
ફેંદવુ (વિ) ફૂંદવું, ચૂંથવું, ખરાબ કરવું.
ફેણ (ના) ફણા, સાપની પોહોળી ડોક, ફેન.
ફેન (ના) ફીણ
ફેન (વિ) સારૂં, સુંદર, ફાઈન [અંગ્રેજી.]
ફેફરી, ફેફરૂં (ના) મોઢે ફીણ આવે એવો રોગ.
ફેફસું (ના) શ્વાસોચ્છવાસની ઈંદ્રિય.
ફેર (ના) અંતર, તફાવત, ઘેરાવો, ચક્કર, આંટો, આરામ.
ફેરફટક (અ) અવળસવળ, આડુંઅવળું.
ફેરફાર (ના) રદબદલી, તફાવત.
ફેરબદલ (વિ) અદલબદલ
ફેરવ (ના) શૃગાળ, શિયાળ
ફેરવવું (ક્રિ) બદલવું, ચલાવવુ, ચાકે ચઢાવવું, [ઘુંપાળવુ.
ફેરાવો (ના) ચક્કર, ઘેર.
ફેરિયો (ના) ફરીફરીને વેચનાર.
ફેરિસ્ત (ના) યાદી, ટીપ, લિસ્ટ [અંગ્રેજી].
ફેરી (ના) ફેરો, વખત.
ફેરે જવું (ક્રિ) દિશાએ જવું, ઝાડે જવું.
ફેરો (ના) ધક્કો, ચકરાવો, અધામણ, એઠવાડ, જૂઠણ, બોટેલું.
ફેલ (ના) પાખંડ, દંભ, ઢોંગ, બહાનું.
ફેલખોર (વિ) ફેલ કરનાર.
ફેલજમીન (ના) સારી ચાલ માટે જામીન.
ફેલવું (ક્રિ) ફેલાવું, પસરવું.
ફેલાવ (ના) પ્રસાર, વધારો.
ફેલાવવું (ક્રિ) પ્રસાર કરવુ, વધારવું.
ફેલાવું (ક્રિ) પસરવું, વધવું.
ફેસલો (ના) ઠરાવ, હુકમનામું, છુટકો.
ફેસવું (ક્રિ) તોડવું, હણવું,
ફૈ (ના) ફોઈ, બાપની બેહેન
ફૈજગંજ બડિયા } (ના) વાયવ્ય પ્રાંતમાં એક ગામ.
ફૈજગંજ બેહટા }

ફીરોઝપુર (ના) ખાનદેશ જીલ્લામાં એક ગામ.
ફીરોઝપુર કલાન (ના) પંજાબમાં એક ગામ.
ફોઇ (ના) ફુઈ, ફૈ, બાપની બહેન.
ફોક (વિ) રદ, વ્યર્થ, ફોગટ.
ફોકટ, ફોગટ વિ) અમસ્તું, નકામું, મુફત.
ફોગટિયું (વિ) મફતનું, અમથું,
ફોજ (ના) સેના, લશકર, ધાડ.
ફોજદાર (ના) કોટવાળ, પોલીસ કોન્સ્ટેબલ
ફોજદારી (વિ) ચોરી, ખુન, મારામારી ઈ૦
ફોજદારી (ના) પોલીસની ફરિયાદી. [સંબંધી
ફોડલો (ના) ફોલ્લો.
ફોડવું (ક્રિ) સ્ફોટન કરવું, ભાંગવું, છોડવું, ઉ-કાળવું, ઉઘાડવું, અવાજ કરવો.
ફોડવું (ના) ચાવું, ફોદું (હદીનું).
ફોત (ના) કતલ.
ફોતરૂ (ના) અનાજનું છોડું, છાલ,
ફોદુ (ના) ચકતુ (હદીનું).
ફોદું (વિ) પોચું, ઢીલું.
ફોફળ (ના) સોપારી
ફોફળી (ના) સોપારીનુ ઝાડ.
ફોફિયો (ના) પાણીથી ભરેલો ફોલ્લો
ફોમ (ના) ફામ, સ્મરણ, યાદ.
ફોર (ના) ગંધ, વાસ, બો.
ફોરવું (ક્રિ) ગંધાવું, ખીમળવું.
ફોરાં (ના) છાંટા, બુંદ.
ફોરાઈ (ના) સ્ફૂર્તિ, ચચળાઈ.
ફોલવું (ક્રિ) છોડાં કાઢવાં.
ફોલી ખાવું (ક્રિ) છોડું રાખી ગર ખાવો.
ફોસલાવવું (ક્રિ) પટાવવું, છેતરવું.
ફોલ્લી (ના)નાનો ફોડલો
ફોલ્લો (ના) ફોડ, ઉપસેલી ગોળ ચામડી.
ફૌજ (ના) ફોજ, લશકર, સૈન્ય.
ફૌજદાર (ના) ફોજદાર,કોટવાલ, કૉન્સ્ટેબલ.
ફ્રાન્સ (ના) યુરોપખંડનો એક દેશ (અંગ્રેજી).
ફ્રી (વિ) મફત, સ્વતત્ર, નિખાલસ „
ફ્રૂટ (ના) મેવો, ફળ. „
ફ્રેંચ (વિ) ફ્રાન્સ દેશનુ „
ફ્રેંડ (ના) મિત્ર, દોસ્ત „
ફ્રેંડશિપ (ના) મિત્રતા, દોસ્તી. „
ફ્રેમ (ના) ચોકઠું, ઘર, પાટી. „

## બ.

બ (ના) ૨૩ મો વ્યંજન.
બંસુરી (ના) વાંસળી, એક વાદ્ય.
બઇરી (ના) બૈરી, સ્ત્રી, વહુ.
બક (ના) બગલો, એક પંખી.
બકબક (ના) બકવા, લવારી, નકામું બોલવું.
બકબખાટ, બકબકારો (ના) લવારો, પ્રતાપ.
બકબકિયો (ના) બકબક કરનારો
બકરકુદી (ના) બકરા જેવી મસ્તી, તોફાન, એક કસરત.
બકરાંકુંચી, બકરાંની ગાંડર (ના)એકદેશી રમત.
બકરી (ના) અજા, બકરાની માદા.
બકરી ઈદ (ના) મુસલમાનનો એક તહેવાર.
બકરૂં (ના) બકરીનું બચ્ચું.
બકરો (ના) એક ચોપગું જાનવર.
બકવા, બકવાટ, બકવાદ (ના) લવારી, ટાયલું.
બકવું (ક્રિ) વગર વિચારે વદવું, કરવું.
બકાઇ (ના) બગાસું.
બકાત (વિ) બાકીનું, શિલક.
બકારી (ના) ઉલટી, ઓકારી.
બકારો (ના) ખોંટો, બૂમ, લવારો.
બકાલ (ના) ખોરાક વેચનાર વાણીઓ, મોદી
બકાલાપીઠ (ના) શાકબજાર.
બકાલુ, બકાલું (ના) શાક, લીલોતરી,
બકાવવું (ક્રિ) બકે તેમ કરવું, ચઢાવવું.
બકુ, બકુડી (ના) બાળક (લાડમાં બોલાવતાં)
બકુલ (ના) એક સુગંધી ફૂલ.
બકોરવું (ક્રિ) બૂમ પાડવી.
બક્ષવું (ક્રિ) ભેટ આપવું, ઈનામ દેવું.
બક્ષિસ (ના) ભેટ, ઇનામ.
બક્ષી (ના) ફોજનો સરદાર, લશ્કરી પેમાસ્તર.
બખતર (ના) કવચ, ચિલખત, લોઢાની જાળીનો
બખતાવર (વિ) ભાગ્યશાળી. [અંગરખો.
બખર (ના) ઇતિહાસ, તવારીખ, વૃત્તાંત.
બખરવું (ક્રિ) સાલવું, પચવું, ખખરવું.
બખાબખી (ના) લડાલડી, ટંટો, વોઢ.
બખિયો (ના) અવળો ટાંકો (સીવણમાં)
બખોલ (ના) કંજુસ, કંગાળ.
બખીલાઇ (ના) કૃપણતા, મીંસકીનપણું.

બખેડો (ના) મારામારી, ધાંધલ ટંટો
બખોલ (ના) ઝાડના થડનું પોલાણ, રાફડો
બખ્ત (ના) નશીબ, પ્રારબ્ધ, દૈવ
બખ્તાવર (વિ) નશીબદાર, ધનોડ.
બગ (ના) બક, બગલો (પખી).
બગડવુ (ક્રિ) ખરાબ થવુ, ભ્રષ્ટ થવુ
બગડો (ના) બેનો આંક [૨] (સખ્યાચિહ્ન)
બગધ્યાન (ના) એકાગ્રલક્ષ
બગબગુ (ના) મળસકુ, ભળાકડુ, આંધળુ ધુંધળુ.
બગભગત (ના) ઢોંગધારી સાધુ
બગરૂ (ના) મેલ, રગડો, ડોહોળાયલું
બગલ (ના) કાખ, પાખ, આસરો બાજુ
બગલદાણા (ના) પગે પહેરવાના તો ।
બગલુ (ના) બગલીનું બચ્ચુ.
બગલો (ના) બક પક્ષી, એક જાતનું વહાણ
બગાઈ (ના) એક જીવડુ, એક કાનનો રોગ
બગાડ (ના) ખરાબી, નુકસાન, વિકાર રો ગ, કજિયો
બગાડવુ (ક્રિ) નુકસાન કરવું, અણબનાવ કરવો
બગાડો (ના) (જુઓ) બગાડ.
બગાસુ (ના) બકાઈ, સુસ્તાઇનો શ્વાસ
બગી (ના) નજર, એક ઘોડાગાડી
બગીચો (ના) વાડી, બાગ, આરામ
બગો (ના) એક તરેહનું સીવું લૂગડુ
બકોરાવ (ના) બાકોરાવ, કૂકડભાઈ
બખારવ (ક્રિ) બૂમ પાડવી
બખારો (ના) હોકારો, બમાટો
બગ (ના) તરેહ રીત, જુક્તિ, એક ધાતુ કલઈ, બગાળ પ્રાંત
બગડી (ના) કાચ કે ધાતુની ચૂડી
બગથી (ના) નાનો બગરો
બગલો (ના) વાડીની વચમા બાંધેલુ ઘર
બગાળ (ના) હિંદુસ્થાનનો એક પ્રાંત
બગાળી (વિ) બગાળ દેશનું, ઢોળધારી
બચબચ, બચકબચક (અ) ધાવતા બાળકનો
બચકવા (ના) બચકા ભરે એવો રોગ [અવાજ
બચકડુ (ના) બચકુ, ડાકુ, પોટલુ
બચકી (ના) પોટલી, ગાસડી
બચકુ (ના) ડાકુ, પોટલુ
બચકો (ના) પોટલી, ગાસડી
બચગી, બચપણ (ના) બાળપણ બાલ્યાવસ્થા
બચવુ (ક્રિ) ઉગરવુ, સલામત રહેવું, અટકવું.
બચારૂં (વિ) રાંક, અશક્ત, ગરીબ
બચાવ (ના) સભાળ, રક્ષણ, ફાયદો
બચ્ચાકચ્ચા (ના) છૈયાછોકરા.
બચ્ચી (ના) બોકી, ચૂમી ચુમ્બન
બચ્ચુ (ના) નાનું બાળક, ફરજન
બચ્ચો (ના) બેટો દીકરો (લાડ કે તોછડાઈમાં).
બજર (ના) તમ્બાકુ તપખીર
બજરબટ્ટુ } (ના) પોયણીનું ફળ (રાંદ કે કા-
બજરબટ્ટુ } ળુ) રીંછના મોમા ઘાલેલો લા-
કડાનો કાગો મણકો.
બજવુ (ક્રિ) પાર પડવુ, અમલ થવો, વાગવુ.
બજવૈયો (ના) વગાડનારો માણસ.
બજાજ (ના) કાપડીઓ, ડોશી વાણીઓ.
બજાણ (ના) દુકાનદારની બાજગડ, સોદાઈ.
બજાર (ના) વેપારની જગા, પીઠ, મારકીટ [અ-
બજારૂ (વિ) સાધારણ, હલકુ, નરસુ [મેળ].
બજાવવુ (ક્રિ) પાર પાડવુ, પાળવુ, વગાડવુ
બજીદ (વિ) આગ્રહી, હઠી [અમલ કરવો.
બજોટો (ના) કળશિયો, લોટો
બઝોડવુ (ક્રિ) ઉપરાઉપરી મારવું, ધમોડવુ.
બટ (ના) સુંદર ટટ્ટુ
બટ (વિ) જડ, નક્કર, ભરેલુ
બટકબોલુ (ના) હાસ્યવિનોદ, ટકો
બટકબોલુ (વિ) મશ્કરુ ટકો પૂરનાર
બટકી (ના) ઠીંગણી સ્ત્રી, લોડી
બટમોગરો (ના) એક બરાક ફૂલ
બટવો (ના) વાટવો
બટાટા (ના) અળોકરા, એક કદ, પટેટા
બટુક (ના) જનોઈ દીધાવિનાનો બાળક
બટૂક (વિ) ઠીંગણો, વામનજી
બટુવો (ના) બટવો, વાટવો ઘણા ખાનાવાળી
બટ્ટો (ના) આળ કલક, દાઘ [કોથળી
બડ (વિ) કઠણ તડકી જાય એવુ
બડઘા (ના) જૂના છો વા
બડછટ (વિ) બરછટ, કઠણ ને ખરબચડુ
બડબડ (ના) બકબક, પ્રલાપ લવારો
બડબડવુ (ક્રિ) બકબક કરવી, લવવુ
બડબગાટ (ના) બ વા , લવરી

બડબડિયું (વિ) બડબડ કરનાર.
બડબતું (ક્રિ) અફાળવું, મારવું.
બડમૂછો (વિ) મુસરો, મૂછવગરનો માણસ.
બડવું (ના) મજાગરો, કે ઉઘાડ થવા ઢાંકણાં-ને જોડવાનું સાધન.
બડવું (ક્રિ) રેંટિયાથી સૂતર તૈયાર કરવું.
બડવો (ના) બ્રહ્મચર્ય વ્રતને બદલે ચાલતી રૂઢી, બ્રહ્મચારી.
બડાઈ (ના) વડાઇ, મોટાઇ, પતરાજ, ફૂલાસ.
બડાઈખોર (ના) બડાઈ કરનાર.
બડાબૂડ, બડાબૂડ (અ) જેમનું તેમ.
બડિશ (ના) માછલી પકડવાનો ગળ.
બડેખાવ (વિ) શ્રીમંત, ઉમરાવ
બડ્ડો (ના) બરડો, કરોડ, પીઠ.
બઢતી (ના) ચઢતી, ઉત્કર્ષ, વૃદ્ધિ.
બણગું (ના) બડ, હુલ્લડ, રણસિંગુ.
બણબણવું (ક્રિ) માખીએ અવાજ કરવો.
બણવું (ક્રિ) બનવું, થવું (કવિતામાં).
બણ્ટિયો (ના) બટીનો દાણો.
બણ્ટી (ના) એક હલકુ બાજરી જેવું અનાજ.
બણ્ડ (ના) હુલ્લડ, બળવો, હુલ્લો.
બણ્ડખોર (વિ) બંડ કરનાર.
બણ્ડિયુ, બણ્ડી (ના) બદન, ફૂડતું.
બણ્ણી (ના) બગણી, ઊભાં ઢાંકણાવાળું ઠામ.
બત (અ) અરે! ખેદ, અનુકંપા, સંતોષ, વિ-સ્મય, આમંત્રણદર્શક.
બતક (ના) એક જળચર પંખી, એક એના
બતકી (ના) નાનું કુડલું. [ઘાટનું ઠામ.
બતરીસ (વિ) ૩૨ (સંખ્યા) મનુષ્યના દાંત, લક્ષણ, વિક્રમના સિંહાસનની પૂતળી એ બત્રીસ ગણાય છે.
બતરીસી (ના) દાંતસહિત જડબું, છબ
બતાવવું (ક્રિ) દેખડાવવું.
બતેલો (ના) એક જાતનું વહાણ.
બત્તી (ના) દીવેટ, વાટ, દીવો.
બત્રીસ (વિ) બતરીસ, ૩૨ (સંખ્યા)
બથાવવું (ક્રિ) દબાવવું, મથાવવું.
બદ (ના) પેડુ પાસે થતી એક ગાંઠ.
બદ (વિ) ખરાબ, ભૂંડું.
બદકામ (ના) ખરાબ કર્મ, વ્યભિચાર.
બદગોઇ (ના) ચાડી, નિંદા.
બદન (ના) અંગ, શરીર, બંડી, કેડિયું, ફુડતું.
બદનામી (ના) અપજશ, આળ, બટ્ટો.
બદનું (ના) પાણી રેડવાનું હાલ્લું.
બદફેલી (ના) અનીતિ, ફંદ.
બદબખ્ત (વિ) અભાગિયું, કમનસીબ.
બદબો, બદબોઇ (ના) દુર્ગંધ, બદનામી.
બદર (ના) સૌવીર, બોર.
બદરા (ના) કાર્પાસી, રૂઈ.
બદરી (ના) બોરડી.
બદરીનાથ (ના) ઉત્તર હિંદનું તીર્થનું મોટું
બદલ (ના) ફેરફાર. (અ) બદલે. [ધામ.
બદલવું (ક્રિ) એકને ઠેકાણે બીજું દેવું, કે લેવું.
બદલામ (વિ) બદનામીવાળું. [આવવું.
બદલાવું (ક્રિ) એકને ઠામે બીજું થવું, હોવું કે
બદલી (ના) ફેરબદલી, ઠામફેર, અવેજી.
બદલે (અ) અવેજમાં, સાટે.
બદલો (ના) અવેજ, સાટું, આભાર, વેર, પડત-
બદવું (ક્રિ) ગાંઠવું, મર્યાદામાં રહેવું. [ર માલ.
બદામ (ના) બદામડીનું ફળ, દોકડાનો ૧૬ મો
બદામડી (ના) બદામનું ઝાડ. [ભાગ.
બદામી (વિ) બદામના રંગનું.
બદી (ના) અનીતિ, દુરાચરણ, પાપ, નિંદા,
બદુ (વિ) ગલઢવો, નમાલો. [રમતનો ખાડો.
બદ્ધ (વિ) બાંધેલું.
બધિર (વિ) બહેરુ, બોડું (કચ્છી).
બધુ, બંધુ (વિ) સઘળું, આખું, તમામ, સર્વ.
બધ્ધે (અ) સન્ધે, સર્વત્ર.
બનડી (ના) નવી પરણેલી વહુ.
બનડો (ના) નવો પરણેલો વર.
બનવું (ક્રિ) થવું, અનુકૂળ આવવું, રંગાવું.
બનાત (ના) એક ઊનનું જાડું કાપડ.
બનાવ (ના) યોગ, મેળાપ, પ્રસંગ.
બનાવટ (ના) કારીગરી, તરકટ, ખોટાઈ.
બનાવવું (ક્રિ) કરવું, રચવું, મજાક કરવી.
બનેવી (ના) બહેનનો વર.
બન્દ (ના) બેડી, કેદ, ચોરો, બાંધ, પટો.
બન્દ (વિ) અટકાવેલું, રોકેલું.
બન્દગી (ના) પ્રાર્થના, નિમાજ, સ્તુતિ.
બન્દર (ના) નદી દરિયાના કાંઠાનું શહેર, ફુરજો.

બન્દરી (વિ) એક જાતના બુટ્ટીદાર કાપડનું
બન્દી (ના) બન્ધી, અટકાવ. [બંદર.
બન્દુક (ના) દારૂથી ગોળી ફેંકવાનું યંત્ર
બન્દો (ના) કપાયા મનુષ્ય, ગોલક, માનીતો ચા-
બન્દોબસ્ત (ના) ગોઠવણ, કરાર, ડાગર [કર
બન્ધ (ના) બાંધો, નિયમ, ધારો, રોકાણ, રચના.
બન્ધણ (ના) કુલટા, અસતી સ્ત્રી
બન્ધકોશ (ના) બદ્ધકોષ, અજીર્ણ
બન્ધન (ના) પાશ, જાળ, અટકાવ
બન્ધબેસતુ (ક્રિ) માફક આવવું
બન્ધવ (ના) બાંધવ, ભાંડુ, ભ્રાતા, ભાઈ.
બન્ધારણ (ના) બાંધો, રચના ગોઠવણ.
બન્ધારો (ના) રંગવાના કાપડને બાંધનારો.
બન્ધી (ના) અટકાવ, મના, પરેજ. કરી
બન્ધીખાનુ (ના) તુરંગ, કારાગૃહ, જેલ [અ મેળ]
બન્ધુ (ના) ભાઈ, દોસ્ત, સ્નેહી
બન્ધુજીવક (ના) બન્ધુક, દુપારી એક ઔષધી.
બન્ધુલ (ના) જારસુત, કુલટાનો છોકરો.
બન્ને (વિ) બન્ને, બેઉ.
બન્નેવી (ના) બનેવી, બેહેનનો વર
બન્નુસ (ના) કામળો, ધાબળો
બન્ને (વિ) બેઉ, બધે
બપડ્ડુ (ના) લાકડાનું ગોળ રમકડું
બપૈયો (ના) ચાતક, એક પંખી [સમય
બપોર (ના) મધ્યાહ્ન, સૂર્યોદયથી બ પહોરનો
બપોરિયુ (ના) એક ફૂલ, એક જાતનાં ઝાડ,
ચન્દ્રજ્યોતિ, બપોરનુ કામ
બપોરિયો (ના) બપોરનો ખીલતો એક છોડ
બપોરીવખત, બપોરે (અ) ખરે મધ્યાહ્ને
બફા (ના) ગુણ, લાભ, ધામ, બફારો
બફાણુ (ના) બાફીને કરેલુ અથાણુ
બફારો (ના) ધામ, બાફ, ઉભારો
બફાવુ (ક્રિ) રંધાવુ, સીજવુ
બબડવુ (ક્રિ) બડબડ કરવી
બબડાટ (ના) બડબડાટ
બબરચી (ના) રાંધણીઓ, રસોઇઓ
બબરચીખાનુ (ના) રસોડુ.
બબુચક (વિ) બબુક, મૂખ
બમ (અ) એવો અવાજ, જેમ બમભોળા
બમ્ડસ (વિ) સારીપેઠે ભરેલું, ચીકાર

બમણવુ (ક્રિ) પાંખથી અવાજ કરવો.
બમણાટ (ના) બમણવાનો અવાજ
બમણુ (વિ) બેવડુ, બેવડું, દ્વિગુણ [ન મેળ]
બમ્બ (ના) આગું મુંબઇમાં ખરજનો સૂર, ઢોલ,
બમ્બો (ના) પાણી ઉછાળવાનું યંત્ર [બંબો
બયાન (ના) વર્ણન, હકીકત
બર (અ) પ્રમાણે પૂર્ણતા, સમાનતા, લાયકાત-
બરા (ના) પનો (તુમડાનો) ઉપયોગ [દર્શક
બરકત (ના) લાભ, ફાયદો, કૃપા
બરકવુ (ક્રિ) બોલાવવું બૂમ પાડી
બરખી (ના) રૂની નાગડી, ચોકડો
બરકો (ના) બમ, ધાંટો
બરખાસ્ત (વિ) વિસર્જન, ખલાસ [પરેણું
બરગથી, બરપથી (ના) બગમરી, એક કાટનું
બરછટ (વિ) કઠણ અને ખરબચડું
બરછી (ના) નાનો ભાલો, કટાર
બરગત (વિ) બદલત, તુચ્છ તુકમનો
બરજોરી (ના) જુલમ, જોરાવરી, બળાત્કાર
બરડ (અ) દાતના અવાજનું અનુકરણ
બરડ (વિ) કઠણ, ઝટ તડકે ખેતું
બરડો (ના) વાંસો, પૂઠ, સોપારીની એક જાત
બરણી (ના) ચીકાસ, વગેરે ભરવાનું ઉંચુ
ઢાંકણાવાળુ ઠામ
બરતરફ (વિ) કાઢી મૂકેલુ. રજા પામેલુ, દૂર
બરતરફી (ના) રદબાતલ, રજા [પમેલુ.
બરદ (ના) બિરદ, પણ, વચન
બરદાસ, બરદાસ્ત (ના) સંભાળ, આગતાસ્વા-
બરફ (ના) હીમ, કરા, વામ, પાલો. [ગતા.
બરફી (ના) એક જાતની મીઠાઈ.
બરફીચૂરમુ (ના) બરફી પેઠે થાબડી ઠારેલુ ચૂ-
બરબડ (અ) પ્રલાપ, લવારો, બડબડ [રમુ.
બરબાદ (અ) રદ, નકામું, મિથ્યા, ફોકટ
બરવવુ (ક્રિ) ઉધમા બકવુ
બરાડવુ (ક્રિ) બૂમ પાડવી, આરડવુ
બરાડો (ના) મોટો ધાંટો, બૂમ
બરાત (ના) વરાત, વરની જાન, વરઘોડો. એકરંગ.
બરાબર (વિ) સમાન, ઘટિત, માફક, સ-
પાટ, સંપૂર્ણ, યથાર્થ
બરાબરિયુ (વિ) સરખેસરખું, સમોવડિયુ.
બરાબરી (ના) સરસાઈ, સરખામણી, તુલ્યતા.

બરાસ (ના) મસાલેદાર કપૂર.
બરી (ના) અંગરખાનો એક ભાગ.
બરૂ (ના) એક જાતના ઘાસની સોટી, કાડું.
બરો (ના) પતરાજી, ચાગુદી, હોઠપરની ફો-
લ્લી, ગર્વ, હોંસ.
બરોડું (ના) જુવાર બાજરીનું સરોડું.
બરોબર (વિ) યથાર્થ, સમાન. તુલ્ય, પૂર્ણ.
બરોબરી (ના) તુલ્યતા, સમાનતા, સરસાઈ.
બર્બર (ના) ભારંગ, એક વનસ્પતિ.
બર્બણા (ના) મક્ષિકા, માખી.
બર્હિપુષ્પ (ના) ભટોરા, એક વનસ્પતિ.
બર્હિર્મુખ (ના) અગ્નિ, દેવતા.
બર્હિષ્ઠ (ના) વાળો, એક વનસ્પતિ.
બલ (ના) બળદ, વૃષભ, બેલ, નંદી, જોર.
બલકે (અ) એટલું નહિ પણ, વિશેષ, કદાપિ.
બલખમ, બલગમ (ના) બળખો, કફ.
બલગરી (ના) બરગલી, એક ગળાનું ઘરેણું.
બલવો (ના) બંડ, ફિસાદ, તોફાન.
બલા (ના) પીડા, ભૂત, આફત, બલારાત.
બલાકા (ના) બગલો, એક પ્રાણી.
બલાડી (ના) બિલાડી, માંજર
બલાડું (ના) બિલાડીનું બચ્ચું.
બલાડો (ના) બિલાડીનો નર, માર્જાર.
બલારાત (ના) બલા, ભૂતપીડા.
બલિદાન (ના) ભોગ, દેવાર્પણ.
બલિહારી (ના) વાહવાહ, સાબાશી, ખૂબી.
બલિહારી (અ) ધન્ય ! સાબાશ !
બલી (ના) કાખમાં થતી ગાંઠ, એક રોગ.
બલીયાં (ના) ઓવારણાં, બલોયું.
બલીયાં ખેંચવાં (ક્રિ) હિસાબ માંડી વાળવો.
બલોયું (ના) એક જાતની પહોળી ચૂડી.
બવાડું (ના) બીજું વર્ષ (જમીન ખેડવાનું).
બસ (અ) પૂર્ણ, ઘણું. પુષ્કળ, હદદર્શક.
બસેરી (ના) બે શેરનું માપ-વજન.
બસેં (વિ) બે સો, ૨૦૦ (સંખ્યા).
બસ્તો (ના) ગાંસડી, પોટલી.
બહાદર, બહાદૂર (વિ) શૂરવીર, સાહસિક.
બહાદુરી (ના) સાહસ, હિમ્મત, પરાક્રમ.
બહાર (ના) શોભા, વસંતઋતુ, ઘરસિવાયનું
સ્થળ, દેશાવર.

બહાર (અ) બાહ્ય, હદથી છેટે.
બહારજવું (ક્રિ) ઝાડે જવું, બીજે ઠામે જવું.
બહારવટિયો (ના) બહાર પડેલો લૂટારો.
બહારવટું (ના) બહારવટિયાનું કામ.
બહારવાસિયો (ના) ભંગિયો, અંત્યજ.
બહારવું (ક્રિ) વાસીદું વાળવું, સાંભરવું.
બહાલ (વિ) કાયમ, હમેશનું.
બહાવરૂં (વિ) ગભરાયલું.
બહિર (અ) બહાર, બાહ્ય.
બહિર્લાપિકા (ના) કવિતાના દરેક પદના પ-
હેલા અક્ષરથી ધારેલું વાક્ય વંચાય એવી [રચના
બહિષ્કૃત (વિ) બહાર કાઢેલું.
બહુ (વિ) ઘણું, પુષ્કળ, મોટું.
બહુધા (અ) ઘણીક રીતે, ઘણું કરીને.
બહુબોલું (વિ) વધારે બોલનાર, દોઢડાહ્યું.
બહુરૂપી (વિ) જુદા જુદા વેશધારી.
બહુવચન (ના) અનેક વચન (વ્યાકરણમાં).
બહુવાર (અ) ફરી ફરીને, ઘણી વખત.
બહુવિધ (અ) બહુ પ્રકારે, ઘણી રીતે
બહુવ્રીહિ(ના)એ નામનો સમાસ(વ્યાકરણમાં)
બહુશ્રુત(વિ)જેણે ઘણી વાતો સાંભળી હોય એ
બળ (ના) સામર્થ્ય, જોર, કૌવત, શક્તિ.
બળખો (ના) કફ, બલગમ.
બળતણ (ના) બાળવાના પદાર્થો
બળતરો (ના) બળાપો, ચચરાટ.
બળતું (ના) ભડકું, તાપ. [માણસ
બળદ (ના) વૃષભ, બેલ, ગદ્ધાવહીતરૂં કરના
બળદેવ (ના) બળરામ, કૃષ્ણનો મોટો ભાઈ
બળબીજ (ના) એક જાતની ઔષધિ.
બળભદ્ર, બળરામ (ના) બળદેવ, હલાયુધ, રો
બળવત્તર (વિ) વધારે બળવાન્ [હિણી પુત્ર
બળવંત, બળવાન્ (વિ) બળવાળું.
બળવું (ક્રિ) સળગવું, ગભરાવું. ઇર્ષા કરવ
બળવો (ના) બલવો, હુલ્લડ.
બળાત્કાર (ના) જોરજુલમ, બળજબરી.
બળાપો (ના) ગભરામણ, ઝુરાપો
બળિયું (વિ) બળવાન્, બળવત્તર
બળિયેલ (વિ) અદેખું, બિંદું.
બળિષ્ટ (વિ) બળિયું, જોરાવર.
બળિ (ના) બલિ, ભોગ, દેવાર્પણ.

બલીદાન (ના) બળી, ભોગ, [પુત્ર.
બળીરાજ (ના) પ્રહ્‌લાદપુત્ર વિરોચનનો દાનવીર
બળેવ (ના) શ્રાવણ શુદ ૧૫, શ્રાવણી, નાળિયેરી પૂનેમ, રાખીપૂનેમ.
બળોતિયું (ના) બાળોતિયું, બાળકની ગાંડ તળે રાખવાનો લુગડાનો કકડો.
બા (ના) ભગિની, બ્હેન, મા. [ઉચ્ચાર.
બા (અ) બાળકને લાડમાં બોલાવતાં થતો
બાંક (ના) બેસવાની પાટલી, લાંબો બાજટ.
બાંકાઈ (ના) ટેડાઇ, છેલાઈ.
બાંકું (વિ) ફાંકડું, ટેડું, નાજુક.
બાંકેરાવ (ના) ફાંકડો માણસ.
બાંગ (ના) નિમાજની બૂમ.
બાંગડ (વિ) લુચ્ચો, બહાદુર.
બાંગરો (વિ) મોઢે ચઢાવેલો, લાડકો.
બાંટ (ના) સ્ત્રીનું રેશમી વસ્ત્ર, વાંટો.
બાંટવું (ક્રિ) અનાજના છોડને દોડ ન આવવા.
બાંટું (ના) ન દોડાયલાં ધાન્યના છોડ.
બાંડિયો (ના) બેદરકાર કે તોછડો મુસલમાન.
બાંડું (વિ) પૂછડાવિનાનું, અપૂર્ણ, તોછડું.
બાંધ (ના) બંધ, પુસ્તો.
બાંધછોડ (ના) બાંધવા અને છોડવાની ક્રિયા.
બાંધણુ (ના) બાંધવાના ઉપયોગનું કાપડ.
બાંધણી (ના) બાંધવાની રીત, ઘુંદડી, યોજના.
બાંધણું (ના) શ્મશાન, મસાણ.
બાંધવું (ક્રિ) બનાવવું, વળગાડવું, લપેટવું. ઉઠાવવું, અમરાવવું, ઠરાવવું.
બાંધો (ના) કાઠું, વાન, બંધારણ.
બાંબુ (ના) વાંસ.
બાંભોરો (ના) પોચો પથ્થર (પોરબંદરી).
બાંય (ના) હાથ, કન્યાચૂડી, સહાય, હાથને ઢાંકતો પોશાકનો ભાગ.
બાંયધર (ના) બાંયધરી કરનારો, જામીન.
બાંયધરી (ના) જામીનગીરી, ખાતરી.
બાંયું (ના) બારણાને જડાતા લાકડાના કટકા.
બાઈ (ના) મોટી બહેન, ઘરડી સ્ત્રી.
બાઈમાણસ (ના) અબળાજાત, સ્ત્રીજન.
બાઉ, બાઉવો (ના) હાઉ (બાળકની બોલી).
બાકરી (ના) મમત, જક.
બાકળા (ના) બાફેલું કઠોળ.
બાકી (ના) શેષ, શિલક, ઓછ. (અ) નહિતો.
બાકી (વિ) અધુરૂં. અપૂર્ણ, શેષ રહેલું.
બાકું, બાકોરૂં (ના) મોટું કાણું.
બાખડવું (ક્રિ) વઢવું, કજિયો કરવો.
બાખડી (ના) ગાભણી, વીઆયલી (ભેંસ).
બાખાબોલું (વિ) બકબકિયું, ગમે તેમ બોલનાર.
બાગ (ના) વાડી, બગીચો, આરામ.
બાગવાન (ના) માળી.
બાગાયત (ના) ફળ પાકે એવી જમીન.
બાગાયતી (વિ) ફળના પાકને યોગ્ય.
બાઘડ (વિ) જડો, જબરો અને ઉદ્ધત.
બાઘડો (વિ) વિચિત્ર, બિહામણો.
બાચકો (ના) મૂઠી, બચકો.
બાજ (ના) પત્રાવળી, પાતળ, શકરો પંખી.
બાજ (પ્ર) વળગણ, સંબંધદર્શક, જેમ: પટાબાજ, દારૂબાજ.
બાજટ, બાજઠ, બાજઠડો (ના) ચોરસ બાંક.
બાજરિયું (ના) બાજરીનું કસલું, એક પગનું ઘરેણું.
બાજરિયો (ના) બાજરીનો એક ખોરાક.
બાજરી (ના) એક અનાજ.
બાજરો (ના) મોટી બાજરી.
બાજી (ના) ચોપાટ, પટ, રમત, ખેલ.
બાજીગર (ના) ગારુડી, મદારી.
બાજુ (ના) કોર, પાસું, મેર, પક્ષ.
બાજુબંધ (ના) પુરુષના હાથનું જડાવ ઘરેણું.
બાજે (વિ) ગમે તે, કોઈક.
બાઝવડું (વિ) લુચ્ચું, વઢકણું, હરામી.
બાઝવું (ક્રિ) ધરવું, પકડવું, લડવું, લાગવું, [બંધાવું.
બાટ (ના) કંસાર.
બાટલી (ના) સીસી, બોટલ [અંગ્રેજી].
બાટલીવાળા (ના) સર જમશેદજી જીજીભાઈ બા-રોનેટની અટક (કેમકે તેઓ પ્રથમ બાટલી વેચવાનો ધંધો કરતા હતા).
બાટી (ના) અંગાખરી.
બાડું (વિ) ત્રાંસું (આંખે).
બાહુવાં, બાપુવાં (વિ) બાપુડાં, ગરીબડાં.
બાણ (ના) તીર, શર, હવાઇ, પથ્થરનું નાનું શિવલિંગ, જુવાળનું પાણી જ્યાં આવતું હોય તે મેદાન.

બાણભટ્ટ (ના) એક સંસ્કૃત કવિ, કાદંબરી કર્તા.
બાણાવળી (ના) બાણ મારવામાં કુશળ મનુષ્ય.
બાણાસુર (ના) બળી રાજાનો મોટો પુત્ર.
બાણી (ના) વાણી, મુદત, સરત.
બાણું (વિ) ૯૨ (સંખ્યા).
બાતમી (ના) ખબર, સમાચાર.
બાતલ (વિ) રદ, નકામું.
બાતેન (વિ) ગુપ્ત, છાનું.
બાથ (ના) બે હાથની ચૂડ, ટક્કર. [ઈ૦ અર્થે.
બાદ (અ) પછી, વેળારે, ઓછું કરેલું, કાઢેલું,
બાદબાકી (ના) બાદ કરવાની ગણિતની રીત.
બાદલું (ના) બાદલું, કસબ, ધાતુના ચપટા તાર.
બાદશાહ (ના) બાદશાહની હાકમી, રાજ.
બાદશાહી (વિ) બાદશાહની, રાજકીય.
બાદિયાન (ના) એક વસાણું.
બાદી (ના) અજીર્ણ, બદહજમી, અપચો.
બાધ (ના) અડચણ, નડતર, દોષ.
બાધક (વિ) હરકત કર્તા.
બાધા (ના) અટકાવ, માનતા, આખડી.
બાધું (વિ) બાંધ્યું, આખું
બાધેભારે (અ) સંકેતમાં, મોઘમ.
બાનક (ના) બાંધણી, રચના.
બાની (ના) વાણી, બોલવાની છટા
બાનુ (ના) ગૃહસ્થની સ્ત્રી, લેડી [અંગ્રેજી].
બાનુ (ના) સાટાની સચ્ચાઈની ખાત્રી માટે
બાપ (ના) પિતા, તાત. [અપાતી ચીજ.
બાપજન્મારે (અ) જન્મથી આજ સુધી.
બાપડિયું, બાપડું (વિ) ગરીબ, રાંક, દયામણું.
બાપદાદા (ના) પૂર્વજ, ઘરડાવરડા.
બાપલા, બાપલિયા (ના) બાપ, દયાથી પુત્ર અર્થે પણ સંબોધાય છે.
બાપા (ના) બાપ, તાત (વહાલથી બોલતાં
બાપિકુ (વિ) બાપનું. [પુત્ર)
બાપુ (ના) મોટા, બાળકનું સંબોધન.
બાપુડિયા (ના) વહાલા દીકરા, બેટા.
બાપુડી (ના) વહાલી દીકરી, બેટી
બાફ (ના) બાષ્પ, વરાળ, ધામ.
બાફણું (ના) રસોઇ, સ્વાદ વગરનું રાંધણું.
બાફવું (ક્રિ) રાંધવું, પાણીથી ચઢાવવું, ધામ દેવો.
બાબ (ના) પ્રકરણ, ભાગ, કલમ.

બાબત (ના) વિષય, પ્રકરણ, બીના, વિગત.
બાબતી (ના) પાકમાંથી ભટ્ટ, બ્રાહ્મણ, ધોબી, હજામને અપાતો હક.
બાબરાં (ના) માથાનાં નાનાં લટિયાં.
બાબરિયો (વિ) જટિલ, છૂટાં લટિયાંવાળો.
બાબરી (ના) કાતરેલા વાળનો ગુચ્છો, ઝુલ
બાબસ્તા (વિ) સગાંસંબંધી, લાગતુંવળગતું.
બાબા (ના) એક જાતના ભીલ, રોટલા, લાડનું સંબોધન [મુસદ્દી (બંગાળામાં)
બાબુ (ના) બાબો (બાળકને સમજાવતાં) શેઠ,
બાબે (અ) બાબત.
બામ (ના) એક વેલો, વામ (એક માપ).
બામણી (ના) ચાકળ, બે મોંનો સાપ.
બામદાદ (ના) ભોર, વહાણું, મળસકું, પ્રભાત.
બાયડી (ના) સ્ત્રી, ઓરત, વહુ.
બાયલું (વિ) બૈરાં જેવી રીતભાતવાળું.
બાયલો (ના) બાયાંબાઈ, નામરદ, કન્યારાશિ.
બાયું (ના) એક વાજિંત્ર, મૃદંગ.
બાર (વિ) (જુઓ) દ્વાદશ, ૧૨ (સંખ્યા).
બારકસ (ના) વહાણ, જહાજ, ભાડુતી વાહન.
બારખલી, બારખળી (ના) મારી જમીન.
બારગીર (ના) લશ્કરી ઘોડેસવાર (સરકારી
બારડ (ના) બાહ્યનાગર. [ઘોડો વાપરનાર.)
બારણું (ના) દ્વાર, કપાટ, દરવાજો, આંગણું, ફાટક.
બારદાન (ના) માલ રાખવાનું ઠામ તથા તેનું
બારનીસ (ના) નોંધ કરનાર [તોલ, વજન.
બારનીસી (ના) નોંધ. [પીરિયો.
બારમાસી (વિ) બારે મહિના ઉપયોગનું, બ-
બારમું (ના) દ્વાદશા, મરણનો બારમો દિવસ.
બારમું (વિ) ૧૨મા ક્રમ (નંબર)નું.
બારસ (ના) દ્વાદશી, પખવાડિયાની ૧૨મી
બારશાખ (ના) ચોકઠું. [તિથિ.
બારશેં (વિ) બારસો, ૧૨૦૦ (સંખ્યા).
બારાખડી (ના) બારાક્ષરી, વ્યંજનને સ્વર અનુસ્વાર અને વિસર્ગ લાગતાં થતા બારે ઉચ્ચારનો સંગ્રહ, ૧૨ અક્ષરની માળા.
બારિક (વિ) ઝીણું, પાતળું, નાજુક.
બારિકી (ના) ઘણીજ સાવચેતી. ઝીણાપણું.
બારિસ્ટર (ના) [અંગ્રેજી] ધારાનો હિમાયતી, પ્રથમ વર્ગનો વકીલ.

બારી (ના) બારણાંવાળું નાનું ચોકઠું, જુગતી, નદીનું મુખ
બારું (ના) બારણું, રસ્તો, બારી, કાણું.
બારેમાસ (અ) હમેશ, નિરંતર, સદા.
બારેવાટ (અ)એમતેમ વેરવું, ઉરાડવું ઈ૦ અર્થે
બ'રેયો (ના) બાર હાથનો સાડલો (ગ્રામ્ય)
બારોટ (ના) ભાટની એક જાત, તેની અટક.
બાલ (ના) વાળ, નિમાળા, કેશ
બાલકૃષ્ણ (ના) શ્રીકૃષ્ણનું બાળસ્વરૂપ.
બાલતોડ (ના) વાળ તૂટતાં થએલો ફોલ્લો.
બાલદી (ના) પાણી કાઢવાનો પોરો, બોખ.
બાલમ (વિ) વાલમ, વલ્લભ, વહાલો.
બાલમુકુંદ (ના) બાલકૃષ્ણ.
બાલમપેચ (ના) પાઘડીનો વાંકો બારીક પેચ.
બાલાજી (ના) બળદેવજી, લક્ષ્મણ, એક તીર્થ
બાલાસ, બાલાસી(ના) સંભાળ, રક્ષણ, શિલક
બાલેબાલ (અ) રૂવે રૂવે, અતિશય.
બાલ્યાવસ્થા (ના) બચપણ, નાનપણ.
બાલ્લુ (ના) સોના રૂપાના તારની ચપટી કરેલી ચીપો, કસબ.
બાવચી (ના) બાકુચી, એક વનસ્પતિ.
બાવટો (ના) એક હલકું ધાન્ય.
બાવન (વિ) પર (સંખ્યા), વર્ણ, વીર, બિરદ, માતૃકા, પાનાં, ઈત્યાદિ બાવન ગણાય છે.
બાવનવીર (ના) હનુમાન, વેતાળ, નરસિંહ, મહમદ, ભૈરવ, કલવ, રોકી, જિંદ, શામદાર, રકત, મસાણ, ખાપરો, મહિષાસુર, આની, ગેબી, સક્ત, લગા, ઝાપડો, મુંજ, નેપાળ, જયપાળ, ઇસ્માલ, લખવો, કવડો, કાળ, અઘોરી, નારકી, ઝોટિંગ, કિલકિલ, ભેંડ, સમની, જમનજતી, ઘાવટ, કચ, પક, ગોરખ, ઘુરઘુરો, ધૂળિયો, જલતિયો, મીર અમદ, સૈયદકબીર, ગવરી ખમ, રણઘુમાસુર, રોક, તેલિ, તુંડ, કોડીફ્લુજ, જગલધૂળી, ચોરડીઓ, વીરવિક્રમાજીત, સમંધા અને સુલતાન [ગેરાવર.
બાવનવીર (વિ) મહાબળિયો, બાવનવીર સમાન
બાવનાચંદન (ના) સુખડની એક જાત.
બાવળ, બાવળિયો (ના) એક કાંટાનું ઝાડ.
બાવળી (ના) મોટા ઝાંટાનો બાવળ.
બાવી (ના) જોગણ, સાધુડી, વેરાગણ.
બાવી, બાવીસ (વિ) ૨૨ (સંખ્યા) ઋષિ તથા તેથી થએલી જાતિ, અને ગાયનના સપ્તસ્વરની શ્રુતિ એ બાવીસ ગણાય છે.
બાવું (ના) કરોળિયાનું જાળું.
બાવો (ના) જોગી, વેરાગી, સાધુ.
બાશ્કળ (વિ) ફરેલ, વંઠેલ, અશાંતિયો.
બાસટી (ના) બાંક, પાટલી, બેંચ [અંગ્રેજી].
બાસઠ (વિ) બાસેટ, ૬૨ (સંખ્યા). સ્ત્રીવાચક શબ્દ તથા સ્ત્રીનાં લક્ષણ પણ બાસઠ છે.
બાસતો (ના) એક સુતરાઉ કાપડ.
બાસુદી (ના) ઉકાળી ઘાડું કરેલું દૂધ, મીઠાઇ.
બાસેટ, બાસેઠ (વિ) ૬૨ (સંખ્યા).
બાહુ (ના) ભુજ, ખભાથી કોણી સુધીનો હાથ.
બાહુક (ના) બિહામણો પુરુષ, નળનું રાપ-
બાહુલું (ના) બાવલું, પૂતળું. [દિયાનું રૂપ.
બાહેર (અ) બહાર, હદ ઉપરાંત.
બાહ્ય (વિ) બહારનું. [ભાગ.
બાહ્યગોળ (ના) નક્કર, ગોળ, ઉપસેલો પૃષ્ઠ
બાહ્યાન્તર (વિ) બહાર તથા અંદર.
બાહ્યાંતરલાપિકા (ના) બહાર તેમજ અંદર ગુપ્ત શબ્દરચનાવાળી કવિતા.
બાહ્યોપચાર (ના) ઉપર ઉપરના ઉપચાર
બાળ, બાળક (ના) બાલ, નાદાન.
બાળકી (ના) નાની છોકરી, છોડી
બાળક્રીડા (ના) બાળલીલા, બચપણની રમત.
બાળખેલ(ના) બાળકની કે બચ્ચાંમાટેની રમત,
બાળગોપાળ (ના) ઘરનાં નાનાં મોટાં સર્વે.
બાળચરિત્ર (ના) નાનપણનું આચરણ.
બાળપણ, બ.ળપણું(ના) બાલ્યાવસ્થા, નાનપણ
બાળબુદ્ધિ (ના) કાચી સમજ, છોકરમત.
બાળબોધ, બાળબોધક (વિ) બાળકને ઉપદેશદાયક, દેવનાગરી (લિપિ).
બાળબ્રહ્મચારી (ના) કાચો કુંવારો.
બાળભાષા (ના) બાળકની બોલી, પ્રાકૃત ભાષા (માગધી, સુરસેની, ઈ૦)
બાળમિત્ર (ના) નાનપણથી દોસ્ત, એ નામનો
બાળરાંડ (ના) નાની રંડાયલી સ્ત્રી. [ગ્રંથ.
બાળલીલા (ના) બાળક્રીડા, નાનપણનો ખેલ.
બાળવિધવા (ના) બાળરાંડ.

બાળવું (ક્રિ) બળે તેમ કરવું, સળગાવવું, દ-
ઝાડવું, ઘરાળ કરવી.
બાળસુબોધ (ના બાળકને સદુપદેશ, એ નામનું પુસ્તક
બાળસ્વરૂપ (ના) નાનપણનું રૂપ
બાળહત્યા (ના) બાળકનો ઘાત.
બાળા (ના) બાલા, છોકરી.
બાળાબંધ (ના) બાળકના માથાનો ફેંટો.
બાળોઢા (ના) નાનપણમાં પરણેલી.
બિંદડી (ના) નાની સીવેલી પોટલી, બંડલ
[અંગ્રેજી].
બિકટ (વિ) વિકટ, હેરાનગતિવાળું, વેરાન.
બિગડવું (ક્રિ) બગડવું, ખરાબ થવું.
બિગાડ (ના) ખરાબી, હાનિ.
બિચારૂં (વિ) ગરીબ, રાંક, 'દયામણું.
બિછાનું (ના) પાથરણું, તળાઇ.
બિછાવવું (ક્રિ) પાથરવું.
બિન (ના) દીકરો, પુત્ર, જેમઃ અબદુલ બિન હુસેન.
બિનકી, બિન્દી (ના) ચાંદ, ટપકી.
બિન્દુ (ના) ટીપું, મીંડું, ટાંપ, અનુસ્વાર.
બિભાસ (ના) એક સવારનો રાગ.
બિમાર (વિ) માંદું, આજારી.
બિમારી (ના) માંદગી, મંદવાડ.
બિમ્બ (ના) ગોળ કુંડાળું, આકૃતિ.
બિયાબાન (ના) રાન, જંગલ
બિરદ (ના) પણ, પ્રતિજ્ઞા.
બિરાજમાન (વિ) બિરાજેલા, બેઠેલા.
બિરાજવું (ક્રિ) માનપૂર્વક બેસવું.
બિરાદરી (ના) મિત્રમંડળી, ભાઇચારો.
બિરાનું (વિ) પારકું.
બિલાડી (ના) માર્જાર, મીની, નાગર, લાલી.
બિલાડું (ના) બિલાડીનું બચ્ચું.
બિલાડો (ના બિલાડીનો નર.
બિલાવર (ના) સવારનો એક રાગ.
બિલિયાન (ના) આરપાર દેખાય એવો કાચ
બિલોર (ના) આરપાર દેખાય એવો કાચ.
બિલોરી (વિ) બિલોર કાચનું.
બિલ્લસ (ના) વેંત.
બિલ્લિ (ના) બિલાડી.
બિલ્લુ (વિ) લુચ્ચું, ચાલાક, ઠગ.
બિલ્લું (ના) એક ઇટના ઓસારની જાત.
બિલ્લો (ના) બિલાડો (વિ) ઠગ.
બિસ્તરો (ના) બિછાનું, પથારી.
બિહારી (વિ) વિહારી, ભોગી.
બી (ના) બીયું, બીજ, મૂળ, પાયો.
બીક (ના) ધાસ્તી, ભય, ડર.
બીકણ, બીકણું (વિ) નાહિમ્મત, પોચી છાતીનું, બીરૂ.
બીચ (અ) વચ્ચે, વચમાં, અંદર.
બીછના (ના) બીછુવા, ઝીના, પગના અંગુઠાનું ઘરેણું.
બીજ (ના) દ્વિતીયા, પક્ષનો બીજો દિવસ, બી.
બીજગણિત (ના) અક્ષરગણિત, એલ્જીબ્રા
[અંગ્રેજી].
બીજમંત્ર (ના) ઐમ, હ્રીમ, કલીમ્ ઈ૦ બી-
જ સાથેનો મંત્ર, સંકેતવર્ણ.
બીજીવાર (અ) પુનઃ, ફરીથી.
બીજું (અ) વળી, વિશેષ.
બીજોરૂં (ના) એક ફળ.
બીડ (ના) ઘાસની જમીન.
બીડવું (ક્રિ) બંધ કરવું, ભીડવું.
બીડાવવું (ક્રિ) બીડીને મોકલવું, બીડે તેમ કરવું.
બીડી (ના) પાનની પટ્ટી, તમાકુપાત્રાંની
પીવાની ભૂંગળી.
બીડું (ના) ત્રિકોણાકાર કે પંચખુણીયા બીડી.
બીડું ઝડપવું (ક્રિ) સાહસ કામ માથે લેવું.
બીધું (ક્રિ) બીવુંનો ભૂતકાળ.
બીન (ના) બે પાસે તુમડાનું વાજું.
બિન (અ) વિના, વગર.
બીના (ના) બનાવ, વાત, વિષય.
બીબાં (ના) ધાતુના અક્ષર, ટાઈપ [અંગ્રેજી], છાપાં.
બીબી (ના) મુસલમાન સ્ત્રી, માશુક.
બીબું (ના) ઘાટ, સાંચો, છાપું.
બીભત્સ (ના) ભૂંડું, અસભ્ય.
બીભત્સ (ના) કાવ્યનો એક રસ.
બીયું (ના) બી.
બીલ (ના) દર, ઘર, રાફડો, બિલ્વ, આંકડો.
બીલકુલ (અ) તમામ, તદ્દન
બીલી (ના) બિલ્વ, એક ઝાડ.
બીલું (ના) બીલીનું ફળ, માલુર, શ્રુમહૂં.
બીવું (ક્રિ) બીહવું, ડરવું, ભય પામવો.
બીહવું (ક્રિ) ડરવું.

રાઇતું (ના) રાઈ, દહીં અને મીઠું મેળવેલો ખોરાક.
રાએણ (ના) રાયણ, એક ઝાડ તથા તેની ટીસી.
રાકા (ના) પૂર્ણિમા, પૂનેમ.
રાકેશ (ના) પૂર્ણચંદ્ર, શશિ
રાક્ષસ (ના) દૈત્ય, આસુર, ભયંકર માણસ.
રાક્ષસગણ (ના) રાક્ષસના સ્વભાવવાળા મટનો [સમૂહ
રાક્ષસી (ના) રાક્ષસની સ્ત્રી.
રાક્ષસી (વિ) સખ્ત, જંગલી.
રાક્ષી (ના) દાઢની પાસેના અણીદાર દાંત.
રાખ (ના) રક્ષા, વાની, ખાખ, રાખેલી સ્ત્રી.
રાખ ચોળવી (વિ) વેરાગી થવું.
રાખડી (ના) રક્ષા, રક્ષણનો દોરો
રાખપત (ના) માન રાખવું તે.
રાખરખાવટ (ના) પક્ષપાત
રાખવું (ક્રિ) પાળવું, છેતરવું, સંભાળવું, મૂકવું [પોષવું.
રાખસ (ના) રાક્ષસ, દનુજ, દાનવ
રાખસી (ના) રાક્ષસી, દાનવી.
રાખસીમાયા (ના) ગંટોરગચનો મન્તર, છેદ્રજાળ.
રાખોડી, રાખોડો (ના) રાખ, ભસ્મ.
રાગ (ના) ગાયનની તરેહ (એ છ છે, જુઓ ખટરાગ), દેશી, ઢાળ, ચાલ, સાદ, પ્રીતિ, અ-[નુરાગ
રાગડો (ના) લાંબો સાદ
રાગણી (ના) રાગિણી, રાગની સ્ત્રી, મિશ્રરાગ.
રાગમાળા (ના) ઘણા રાગની એકંદર રચના
રાગી (વિ) પ્રેમી, લાગણીવાળું.
રાગોડો (ના) રાગડો, અનિયમિત રાગ
રાઘુ (ના) પોપટ, શુક.
રાચ, રાચરચીલું (ના) ઘરમાં વપરાતો સામાન.
રાચવું (ક્રિ) ખુશી થવું.
રાજ (ના) રાજ્ય, રાજા. (વિ) રાજકીય.
રાજકદૈવક (વિ) સુલતાની આસમાની.
રાજકન્યા (ના) રાજાની કુંવરી.
રાજકવિ (ના) રાજાનો આશ્રિત કવિ
રાજકીય (વિ) રાજાનું, રાજ્ય સબંધી
રાજકુવર (ના) રાજપુત્ર, કુમાર.
રાજકુંવરી (ના) રાજકન્યા.
રાજગરો (ના) એક ફલાહારમાં વપરાતું ધાન્ય
રાજગાદી (ના) સિંહાસન, રાજપાટ
રાજચિહ્ન (ના) રાજાપણાની કે રાજાની આપેલી નિશાની, મોહોરછાપ.
રાજ થવું (ક્રિ) ગુમથવું, ઘેર જવું.
રાજદંડ (ના) રાજાની લાકડી, રાજ્યાસન.
રાજદ્વારી (વિ) રાજનીતિસંબંધી.
રાજધર્મ (ના) રાજાની ફરજો.
રાજધાની (ના) મુખ્ય શેહેર, પાયતખ્ત.
રાજન્ (ના) રાજાનું સંબોધન.
રાજનગર (ના) રાજધાની, અમદાવાદ.
રાજનીતિ (ના) રાજ ચલાવવાની વિદ્યા, રાજાપ્રજાનું વર્તન.
રાજપાટ (ના) રાજગાદી, રાજ્ય.
રાજપદ (ના) રાજાની પદવી.
રાજભક્ત (ના) રાજાની તરફ વફાદાર.
રાજભક્તિ (ના) રાજાપ્રતિ પ્રીતિ, પૂજ્યભાવ.
રાજમંદિર (ના) રાજાનો મહેલ.
રાજમાન્ય (ના) રાજાથી પ્રતિષ્ઠા પામેલું.
રાજમાર્ગ (ના) રાજાનેજવા આવવાનો રસ્તો.
રાજમુદ્રા (ના) રાજાની મોહોર [મોટોરસ્તો
રાજયોગ (ના) યોગાભ્યાસનો એક પ્રકાર, રાજા થવાનો ગ્રહયોગ (જ્યોતિષમાં)
રાજર્ષિ (ના) તપ કરી ઋષિપદ પામેલો ક્ષત્રી
રાજવટ (ના) દરબારની રીતભાત
રાજવંશ્ય, રાજવંશી (વિ) રાજાના કુળનું.
રાજવી (ના) શોકગીત
રાજવૈદ્ય (ના) રાજાનો આશ્રિત વૈદ.
રાજશ્રી (વિ) રાજેશ્રી, રાજમાન્ય.
રાજસ (વિ) રજોગુણી, રાજા જેવું.
રાજસૂય (ના) એક યજ્ઞ, સોમયાગ
રાજહંસ (ના) લાલ ચાંચ ને પગવાળો સફેદ [હંસ.
રાજા (ના) (જુઓ ભૂપ,) વર્ગમાં શ્રેષ્ઠ.
રાજાધિરાજ (ના) ચક્રવર્તી, રાજાઓના રાજા.
રાજિયો (ના) રાજવી, શોકનું એક ગીત.
રાજી, રાજીખુશી (વિ) ખુશી, કબૂલ.
રાજીનામું (ના) રાજીથી નોકરી છોડવાની અરજી.
રાજીરજાવદી (ના) પોતાની ઈચ્છા અને રજા.
રાજીવ (ના) કમળ (જુઓ મહોત્પલ).
રાજેંદ્ર (ના) રાજાઓનો રાજા.
રાજેશ્રી (વિ) રાજાની શ્રીથી શોભતુ.
રાજ્ય (ના) રાજ, રાજાની સત્તાનો મુલક, રાજા જેવો અમલ.
રાજ્યાભિષેક (ના) રાજાનેગાદિએબેસવાનીક્રિયા.

રાસભ (ના) ગધેડો, ખર, ગર્દભ.
રાસી (વિ) ખરાબ, નરસું, હલકું.
રાસ્ત (વિ) ખરું, વાજબી, સત્ય.
રાસ્તી (ના) સચ્ચાઇ, પ્રામાણિકતા.
રાહ (ના) રસ્તો, માર્ગ, રીત, ચાલ, વાટ, રાહુ
રાહદારી (ના) વટેમાર્ગું, રસ્તચિઠ્ઠી. (ગ્રહ).
રાહદારી (વિ) સરીઆમ, ધોરી.
રાહુ (ના) એક ગ્રહ. તમ, સ્વર્ભાનુ, સૈંહિકેય, વિધુંતુદ, પૃથ્વી, નડતું માણસ.
રાળ (ના) એક ઔષધિ, એક ચિકટો, ડામર.
રિખવું (ક્રિ) ઘુંટણિયાં ભરવાં.
(રિંગણી (ના) વેંગણનું ઝાડ.
રિંગણું (ના) વેંગણ, વાગી, વંત્તાક.
રિંગવું (ક્રિ) રિંખવું, બાળકે ચાલવું.
રિકઝિક (ના) રકઝક, ભાંજગડ.
રિકથ (ના) ધન, વિત્ત, દ્રવ્ય.
રિટિ (ના) નદી, પોઠીઓ.
રિદ્ધિ (ના) ઋદ્ધિ લક્ષ્મી, દોલત.
રિપુ (ના) શત્રુ, દુશ્મન, શેહુ.
રિવાજ (ના) ચાલ, શિરસ્તો.
રિષ્ટ (ના) તરવાર, ખડ્ગ, અસિ.
રી (પ્ર) નારીજાતિ સર્વનામની છઠ્ઠી વિભક્તિનો, જેમ: તમારી, હમારી.
રીછ (ના) ઋક્ષ, એક જનાવર.
રીજ (ના) રીઝ, ખુશી, ઈનામ.
રીજવું (ક્રિ) ખુશ થવું, રાજી થવું.
રીડ, રીઢ (ના) રાઢ, બૂમ, ચીસ.
રીઢું (વિ) ઠરેલ, વપરાઇ મજબુત થએલું, નકામું.
રીત (ના) રીતિ, પ્રકાર, રૂઢિ, ભાત, આચાર.
રીતભાત (ના) આપવા લેવાનો વ્યવહાર.
રીતિ (ના) પ્રકાર, વિધિ, ચાલ, રૂઢિ, તરેહ.
રીધ (ના) રિદ્ધિ, ધન.
રીબાવું (ક્રિ) પીડાવું, પીલાવું.
રીમ (ના) ૨૦ ઘાયા, ૪૮૦ નંગ.
રીસ (ના) ગુસ્સો, ક્ષણિકક્રોધ.
રીસામણું (ના) રીસ કરવી તે.
રીસામણું, રીસાળ (વિ) રીસાય તેવું.
રુક્કો (ના) ટૂંકી ચિઠ્ઠી.
રુચિત (ના) ઇચ્છા, મનોવૃત્તિ.
રુચવું (ક્રિ) ભાવવું, ગમવું.
રુચિ (ના) ભાવ, ઈચ્છા, ભૂખ.
રુચિર (વિ) સુંદર, મનહર, દિલપસંદ.
રુજવાત (અ) રજુઆત, હાજર.
રુણ્ડ (ના) રોકું, માથું, મસ્તક, શિર
રુદન (ના) આક્રંદ, કલ્પાંત.
રુદય (ના) હૃદય, અંતઃકરણ.
રુદ્ર (ના) શિવનું વિકાળ રૂપ, એ ૧૧ ગણાય છે, અજયકપાદ, અહિર્બુધ્ન, વિરૂપાક્ષ, સુરેશ્વર, પિનાકી, કપાલી, ભગ, સ્થાણુ, અપરાજિત, સાવિત્ર, હર (જુઓ મહાદેવ શબ્દ).
રુદ્રતાલ (ના) ગાયનનો એક તાલ.
રુદ્રાક્ષ (ના) એક ઝાડનાં બી, જેની માળા શિવભક્તો પહેરે છે.
રુદ્રી (ના) શિવનો સ્તુતિપાઠ.
રુધિર (ના) લોહી, રક્ત, શોણિત.
રુન્ધન (ના) રૂંધાવું તે, અટકાવ.
રુમઝુમ (અ) ધીમી ધીમી પણ વધારે વાર ચાલની ક્રિયા.
રુવાન (ના) મુડદું, પ્રેત, શબ.
રૂ (ના) કપાસ, કર્પાસ, કાપુસ.
રૂં (પ્ર) નાન્યતરજાતિ સર્વનામની છઠ્ઠી વિભક્તિનો, જેમ: તમારૂ.
રૂંઆં, રૂઆટી (ના) કુમળા અને ઝીણા વાળ.
રૂંઉ (ના) કુમળો ને ઝીણો વાળ.
રૂંધણ (ના) રુન્ધન, રોધન.
રૂંધવું (ક્રિ) રોકવું, શ્વાસ ગુંગળાવવો.
રૂધાવું (ક્રિ) રોકાવું, કબજે થવું.
રૂઇદાર (વિ) રૂવાળું.
રૂએ (અ) દ્વારે, યોગે, મારફતે, વડે.
રૂકાર (અ) હા, સંમતિદર્શક.
રૂકો (ના) નાની શાકી
રૂખ (ના) વૃક્ષ, ઝાડ, ગાલ, ચ્હેરો, બજારનો રંગ, વલણ, ઈચ્છા.
રૂખડું (ના) વૃક્ષ, ઝાડ.
રૂખસત (ના) રજા, છુટી, બરતરફી.
રૂખી (ના) ઋષિ, મુની, તપસ્વી.
રૂજ (ના) રૂઝ, નવી ચામડી આવવી તે.
રૂજુ (ના) રજુ.
રૂઝવુ, રૂઝાવું (ક્રિ) ઘા પુરાવો, મટવું.
રૂઠવું (ક્રિ) ગુસ્સે થવું, કોપવું.

રૂડું (વિ) સારૂ
રૂઢ (ક્રિ) પ્રસિદ્ધ, સર્વમાન્ય, રૂઢીને અનુસરતું
રૂઢિ (ના) ચાલતી રીત, પ્રચાર, વહીવટ.
રૂત (ના) ઋતુ, રત, મોસમ
રૂદય, રૂદે (ના) હૃદય, અંત:કરણ
રૂપ (ના) આકાર, ચહેરો, સૌંદર્ય
રૂપ (વિ) જેવુ, સરખું, તુલ્ય
રૂપઇઓ (ના) રૂપીઓ, એક રૂપાનો સિક્કો
રૂપક (ના) રૂપકથન, એક કવિતાનો અલંકાર એક તાલ, રૂપિયો, ટકો
રૂપરંગ (ના) આકાર અને રંગ
રૂપવતી (ના) રૂપાળી સ્ત્રી
રૂપાળુ (વિ) સુંદર, શોભિત, રૂડું [સિક્કો
રૂપિયો (ના) રૂપક, રૂપાનો ૧૬ આના કીંમતનો
રૂપી (વિ) રૂપનું, રૂપવાળુ, સ્વરૂપ સબંધી
રૂપુ (ના) રૂપ્ય રૌપ્ય, એક સફેત ધાતુ
રૂપેરી (વિ) રૂપાનુ, રૂપા જેવુ.
રૂપૈયો (ના) રૂપીઓ
રૂબરૂ (અ) સન્મુખ, મો આગળ
રૂમડી (ના) શરીરમાથી લોહી એ ચવાની નળી
રૂમાલ (ના) ચોરસ કોરવાળો કાપડનો કટકો
રૂમીમસ્તકી (ના) એક જાતનો ગુંદર, ઓષધિ.
રૂલ (ના) ધારો, ઠરાવ, નિયમ
રૂલ, રૂલર (ના) આકળી
રૂવુ (ના) રૂંવું, નાનો ઝીણો વાળ
રૂવેલ (વિ) રૂથી ભરેલુ
રૂશનાઇ (ના) શાહી, રોશની
રૂશવત (ના) લાંચ, પાનસોપારી
રૂશવતખોર (વિ) લાંચ ખાનાર
રૂસણુ (ના) રોષ, રીસ
રૂહ (ના) જીવ, આત્મા
રે (અ) અરે, ઓ, ઈ૦ અર્થ [અભિમાન
રે (પ્ર) સ્વરને લબાવવા અર્થે જેમ અલબેલી રે
રેકડો, રેકગો (ના) એક જાતની સવારીની ગાડી
રેગણુ (ના) વેગણુ, રિંગણું, વંત્તાક
રેંટ (ના) પાણી કાઢવાનો ચરખો, ઢોચકુ
રેંટમાળ (ના) રેંટનાં ઢોચકાની હાર
રેંટિયો (ના) સૂતર કાતવાનો યંત્ર ચરખો
રેંટુડો (ના) રેંટિયો, ચરખો
રેઢવુ (ક્રિ) ગાળવું, ખટારો, ગાઢ
રેચ (ના) ડાખ, ટંકણખાર, મિશ્રિત ધાતુનો
રેખ (ના) રેખા, લીટી ... [ભુંસ
રેખતો (ના) એક ઉર્દુ કવિતાનુ વૃત્ત
રેખાંશ (ના) પૃથ્વીના મુકરર કરેલા સ્થળથી પૂર્વ પશ્ચિમનુ અંતર તે
રેખા (ના) લીટી, હાથેળીના કાપા, વિષુવ વૃત્તને કાપતી ધ્રુવને મળતી લીટી
રચ (ના) રેચન, જુલાબ, ધમકી
રેચક (ના) પ્રાણાયામનો એક પ્રકાર (વિ) રેચ
રેચ્છ (વિ) રેતવાળુ, દાણાદાર, ઝટક [કરનાર
રેંજુ (ના) પાસા ઉછાળનો હાથો, એક દાવ.
રેંજો (ના) કટકો, ખટક
રેડવુ (ક્રિ) ચવાથી લેવુ
રેડવુ (ક્રિ) ધારા પાડવી, ઢાળથી નાખવુ.
રેઢિયાળ (વિ) રખડતુ, રવડતુ, ઢલકુ
રેઢિયાળુ (વિ) નકામું કદરૂપું
રેઢુ (વિ) રખડતુ છુટું
રેણુ (ના) (જુઓ રાત) રેણું
રેણુ (ના) ધૂળ, રજ
રેણુકબીજ, રેણુકા (ના) એક ઔષધિ
રેત (ના) ધાત, વીર્ય, રેતી
રેતડી (ના) રેતરડી, કાનસ
રેતદાની (ના) રેતી ભરવાનું પાત્ર, રેતિયું
રેતરડી (ના) કાનસ, ઘસવાનુ એક ઓજાર
રેતાળ (વિ) રેતીવાળુ
રેતિયું (ના) રેતદાની
રેતી (ના) પથ્થરની પાણીથી થએલી કાકરી
રેન (ના) રજની, રાત (જુઓ).
રેફ (ના) રકારની નીશાની જેમ વર્ષ, હર્ષ
રેલ (ના) પાણીનુ પુર છાળ
રેલછેલ (ના) અતિશયપણું
રેલાવુ (ક્રિ) પ્રવાહી પેઠે પસરવુ
રેલિયુ (વિ) રેલ સબંધી, પ્રવાહી
રેલો (ના) પ્રવાહીનુ વહેવુ તે
રેલ્વે (ના) લોઢાની સડક, આગગાડી
રેવચી (ના) એક જાતની વનસ્પતિ
રેવડી (ના) ખાંડની ચાસણીમા તલ નાખી કરેલી ચકતી કૂજેતી
રેવતી (ના) એક નક્ષત્ર
રેવન્ત (ના) ઘોડો, ઘોટક, હય, અશ્વ

રેષા (ના) રેખા, લીટી.
રેસ (ના) રૂપીઆનો ૪૦૦મો ભાગ (વિ) જરાક
રેસમ (ના) હીર.
રેસમી (વિ) રેસમનું.
રેસા (ના) તંતુઓ.
રેહેમ (ના) કૃપા, દયા, મેહેરબાની.
રૈ (ના) ધન, દ્રવ્ય.
રૈયત (ના) પ્રજા, રાજસત્તામાં રહેનાર.
રૈવત (ના) એક મનુ. [તમારો, હમારે.
રો (પ્ર) નરજાતિ સર્વનામનો છઠ્ઠીનો, જેમ:
રોંચું (વિ) ગામડિયું, જંગલી.
રોંઢો (ના) વાળુ, ત્રીજા પહોરનો વખત.
રોક (વિ) રોકડું, રોકાણ.
રોકડ (વિ) રોકડું. (ના) ધનના સિક્કા.
રોકડમેળ (ના) રોકડ આપલેના હિસાબની વહી
રોકડિયુ (વિ) તરત નાણું લેનાર કે દેનાર, હાજર
રોકડું (વિ) તરત હિસાબ ચૂકવેલું. [જવાબી
રોકવું (ક્રિ) અટકવું, ગુંથાવું.
રોકાણ (ના) અટકાવ, ખોળંભાટ, અડચણ
રોકાવું (ક્રિ) અટકવું, ગુંથાવું.
રોક્કડ (ના) રોકડ ધન.
રોખણું (ના) લોકનો જમાવ, બખેડો.
રોગ (ના) રુક્, રુજા, ઉતપાત, વ્યાધિ, ગદ, આમય, દરદ, મંદવાડ, આજાર.
રોગરાઈ (ના) રોગ અને બીજી પીડા.
રોગાન (ના) એક જાતનું મિશ્રિત તેલ.
રોગિયું (વિ) રોગી, માંદું, દરદી.
રોગિષ્ઠ (વિ) રોગવાળું, માંદું, દરદી.
રોચડી (ના) જૂઠું, દુઃસ્વાદ.
રોજ (ના) દહાડો, દિવસની મહેનત.
રોજ (અ) નિત્ય, હમેશ, દહાડી.
રોજગાર (ના) ધંધો, ઉધમ, કામ
રોજગારી (વિ) ધંધે લાગેલું.
રોજનામું (ના) રોજમેળ, નિત્યના હિસાબની
રોજનિશી (ના) નિત્યનોંધ, ડાયરી. [ચોપડી
રોજમેળ (ના) રોજની આપલે નોંધવાની વહી.
રોજરોજ (અ) હમેશાં, નિરંતર.
રોજિન્દાર (ના) રોજે રહેનારો કારીગર.
રોજી (ના) ધંધો, ગુજરાન, પેદાશ [દહાડો.
રોજો (ના) કબર, મુસલમાનનો અપવાસનો
રોઝ (ના) એક પશુ, જડભરત.
રોટલી (ના) પાતળો ને નાનો રોટલો, ખોરાક.
રોટલો (ના) મોટી જાડી ભાખરી.
રોટલો વાળવો (ક્રિ) કામ બગાડવું.
રોડું (ના) ઈંટનો કટકો.
રોટો (ના) મોટું છાણું.
રોણુ (ના) કજીઓ, બખેડો.
રોણુક (ના) રોનક, તેજી, રચના.
રોદડારડવાં, રોદણાંરડવાં (ક્રિ) રડીને દુઃખ
રોધ (ના) રૂદન, આક્રંદ. [કહેવું.
રોધ (ના) અટકાવ, રુન્ધન.
રોધવું (ક્રિ) રોકવું, બંધ કરવું.
રોન (ના) સીપાઇનો પોહોરો.
રોનક (ના) તેજી, રચના, છબી.
રોપ (ના) છોડવો, જડ, ભભકો.
રોપણી (ના) વાવવું-થાપવું-રોપવું તે.
રોપવુ (ક્રિ) રોપણી કરવી.
રોપી (વિ) ભભકાદાર, શોખી, ગર્વિષ્ઠ.
રોપો (ના) રોપ, છોડ.
રોબ (ના) ભભકો, દોળ, ગર્વ, ડર.
રોબડ (વિ) અક્કલવિનાનુ, ચોબડ.
રોમ (ના) રૂવાં, વાળ.
રોમવાળી (ના) રૂંઆંટીની હાર.
રોયલી (ના) લોલી, નાની બિલાડી.
રોયો (અ) પીટયો, રડયો (ધિક્કારમાં).
રેલ (ના) ચક્કર, ફેર, તમ્મર.
રોવડાવવું (ક્રિ) કોઈ રડે તેમ કરવું.
રોવું (ક્રિ) રડવું, રૂદન કરવુ.
રોશન (વિ) જાહેર, ખુલ્લું, પ્રસિદ્ધ.
રોશનાઈ (ના) ચળકાટ, દીપપ્રકાશ, શાહી.
રોશની (ના) ચળકે, પ્રકાશ.
રોષ (ના) રીસ, ગુસ્સો, ક્રોધ.
રોહિણી (ના) એક નક્ષત્ર.
રોળ (ના) અપોહ, મરકી, મોટો ગભરાટ.
રોળવાવું (ક્રિ) ખીજવાવું, ચીડાવું.
રોળવુ (ક્રિ) મોળવું, મસળવું.
રોળાવુ (ક્રિ) ખરડાવું, અથડાવું, માર ખાવો
રોળો (ના) ભાંજગડ, પંચાત, રગજગ
રૌદ્રરસ (ના) કાવ્યના નવરસમાંનો એક, ક્રોધની અસર.

## લ.

લ (ના) ૨૮મો વ્યંજન, લઘુની સંજ્ઞા. [ખી.
લઈઓ(ના)લીઓ,શાનનો મશ્કરો,હાજરજવા-
લકવો (ના) પક્ષપાત, પંખવા, એક રોગ.
લકીર (ના) લીટી, ઓળ, રેખા.
લક્કડ (ના) લાકડું, કાષ્ટ.
લક્કડકોટ (ના)લાકડાનો બનાવેલો કોટ, લાક-
લક્કડખોદ(ના)એક જાતનો પંખી [કાનું બંદર.
લક્ષ (ના) ધ્યાન, એકી નજર.
લક્ષ (વિ) સો હજાર, લાખ.
લક્ષણ(ના)ચિહ્ન,નિશાની, વર્ણન, વ્યાખ્યા.
લક્ષણા (ના) શબ્દની એક વૃત્તિ. [રૂપ.
લક્ષવું (ક્રિ) ધારવું, અટકળવું, તર્ક બાંધવો.
લક્ષાધિપતિ (વિ) લખી, લાખનો માલિક.
લક્ષાવધિ (અ) ઘણાજ લાખે લેખાં હોય તેમ.
લક્ષિતા (ના) એક નાયકા.
લક્ષી (વિ) લક્ષ આપનાર.
લક્ષ્મણ (ના) શ્રીરામનો ભાઈ, સારસ.
લક્ષ્મી (ના) ધન, પદ્મા, શોભા, દૈવી સ્ત્રી.
લક્ષ્મીકાંત (ના) નારાયણ
લક્ષ્ય (ના) લક્ષ આપવાનો પદાર્થ.
લક્ષ્ય (વિ) લક્ષ આપવા જેવું.
લખ (ના) લક્ષ, લત, લક્ષ્મી, લાખ રૂપીઆ.
લખત (ના) સરતનો લેખ, કરારપત્ર
લખતંગ (વિ) લા૦, લખનાર.
લખપતિ (વિ) લાખ રૂપીઆની પુંજીવાળો
લખમી (ના) લક્ષ્મી (શબ્દ જુઓ).
લખવું (ક્રિ)વર્ણ ચિહ્ન કરવાં,ચીતરાવું,નોંધવું
લખવો (ના) લકવો, એક રોગ.
લખાઇ (ના) લખામણ, લખવાનુ મેહેનતાણું
લખાણ (ના) લેખ, લખવાનો વિષય
લખામણ,લખામણી(ના)લખવાનું મેહેનતાણું.
લખાવવું (ક્રિ)લખેતેમ કરવું, નંખાવવું,તલપવું.
લખાવું (ક્રિ)પડવું,અશક્ત થવું,લખી શકાવું
લખિત (ના) નસીબ, લખ્યાલેખ.
લખિતંગ (વિ) લખનાર, લા૦
લખુંપતરૂં (ના) લખત, લેખ. [આનો ઘણી
લખેશ્રી, લખેશ્વરી (વિ) લખપતિ,લાખ રૂપી-
લખોટવું (ક્રિ) લાખ લગાડી મૂકવું.
લખોટી (ના) મંજો, રમવાની ગોળી.
લખોટી, લખોટલી (વિ) લાખ લગાડેલી.
લખોટો (ના) મોટી લખોટી.
લખ્ખણ (ના) લક્ષણ, સ્વરૂપ, ગુણકર્મ.
લગ (ના) મોભ અને મોભિયાં વચ્ચેનો કાટ.
લગડી (ના) લાંબી ઢાળકી, સોનાની લાકડી.
લગડું (ના) ગપેટાનું છાલડું.
લગણ (અ) સુધી, લગી, પર્યંત, તક.
લગત (ના) સંબંધ. (અ) પાસે, જોરેજ.
લગત (વિ) લગતું, લાગેલું.
લગતું (વિ) સંબંધી, સાથેનું.
લગન (ના) લગ્ન, વિવાહ, સ્યાહી, લેહ.
લગનસરા (ના) લગ્નની મોસમ.
લગનિયો (ના) વરને તેડવા જનારો માણસ.
લગની (ના) લેહ, ધ્યાન.
લગભગ (અ) પાસે, નજીક, આસરે.
લગરીએક, લગરીક (વિ) લગારેક,જરા,થોડું.
લગવાર (ના) સંબંધ.
લગાડવું (ક્રિ) અરકાડવું, વળગાડવું, બાળ-
વું, ચોડવું, ચોંટાડવું.
લગામ(ના)ચોકડું તથાચોકડાનીદોરી,અંકુશ.
લગાર, લગારેક, (અ) થોડું, જરા, કઈ.
લગાડવું (ક્રિ) ચોપડવું, મારવું.
લગી (અ) સુધી, લગને, વેર, પર્યંત.
લગે (અ) ઉત્તેજનસૂચક, સુધી.
લગોલગ (અ) પાસે પાસે, સોડમાં, લગભગ.
લગ્ગુ (અ) સાથે, જોડે, નજીક, પાસે.
લગ્ન (ના) વિવાહ,રાશિનો ઉદય,પાંચ ઘડીનો
સમય (જ્યોતિષમાં) [શકવાની શક્તિ.
લઘિમા (ના) એક સિદ્ધિ, ઘણુંજ હલકુ થઈ
લઘુ (વિ) નાનું, હલકું, હ્રસ્વ સ્વર અથવા
એક માત્રાનો (વર્ણ).
લઘુલાઘવી (ના)હાથચાલાકી,હસ્તલાઘવ વિદ્યા.
લઘુશંકા, લઘ્વી (ના) પીશાબ, મૂત્ર.
લંક (ના) પાતળી કમર. [વણની નગરી.
લંકા (ના)સિંહલદ્વીપ, મોટી આતશબાજી,રા-
લંગડ (વિ) લંગ, પગે ખોડવાળું.
લંગડાવું (ક્રિ) ખોડાવું, રાંટું ચાલવું.
લંગડું (વિ) લંગડ, પંગુ, પાંગળું.

લંગર (ના) નાગર, લોઢી, બિલાડી, એક ઘરેણું, દોરી બાંધેલો પથ્થર.
લંગરવું (ક્રિ) નાગરવું, લંગર નાંખવું.
લંગરિયું (ના) લંગર, દોરી બાંધેલો પથ્થરનો
લંગૂર, લંગૂલ (ના) વાંદરો, કપિ. [કટકો.
લંગોટ (ના) કાછો, કછોટો.
લંગોટબંધ (વિ) બ્રહ્મચારી.
લંગોટિયો (ના) બાળમિત્ર, વેરાગી.
લંગોટી (ના) કછોટી
લંગોટી મારવી (ક્રિ) કંદોરામાં લૂગડાની કછોટી બાંધવી, વેરાગી થવું.
લંગોટો (ના) કાછોટો, મોટી લંગોટી.
લંઘન (ના) લાંઘણ, હઠથી અપવાસ કરવો તે.
લંઘવું (ક્રિ) વાંઘવું, અડીજડીને ઉઘરાણી કરવી.
લંઘી (ના) ફૂટતાં શીખવનાર, લંઘાની સ્ત્રી.
લંઘો (ના) સરણાઈ વગાડનાર મુસલમાન.
લંઘોરુ (વિ) રૂપાળી સ્ત્રી.
લચક (ના) મચક, આચકો.
લચકવું (ક્રિ) ભારથી મરડાવું, વાંકું વળવું.
લચકો (ના) પોચા પદાર્થનો લોંદો (વિ)ઘાડું.
લચડવું (ક્રિ) લપેટવું, ચોપડવું [લોંદાપડતું.
લચણ્ડ (ના) એન, નડતર, માથાકૂટિયું મનુષ્ય, [ઝોંડ.
લચલચવું (ક્રિ) લચકવું.
લચવું (ક્રિ) જરાક નમવું, ઢીલું પડવું.
લચાણ્ડ (ના) લચણ્ડ, ઝોંડ, એન.
લચ્છન (ના) લક્ષણ, સ્વરૂપ, ગુણકર્મ.
લછ (ના) લાછ, લક્ષ્મી, ધન, મોજે.
લજવાવું (ક્રિ) શરમાવું, લાજવું.
લજામણી (ના) લાજાળી, એક વનસ્પતિ.
લજામણું (વિ) લાજ લાગે તેવું.
લજાવવું (ક્રિ) શરમાવવું.
લજ્જા (ના) શરમ.
લજ્જાળું (વિ) શરમાળું. (ના) લાજાળી.
લજ્જિત (વિ) શરમિન્દગું, ભોઠું.
લછન (ના) લાંછન, કલંક, ડાઘ.
લટ (ના) નીમાળાની ગુચ્છ, ચોટલાની સેર, વાળની ભૂળી, સેર
લટક (ના) શોભિતો મરોડ, અમળાટ.
લટકણ, લટકણિયું (ના) લટકતી ચીજ.
લટકતું (વિ) નિરાધાર, ઝુલતું.
લટકવું (ક્રિ) અંતરિયાળ રહેવું, ટંગાવું, નિરાધાર [થવું.
લટકાવવું (ક્રિ) લટકે તેમ કરવું, ટાંગવું.
લટકાળું (વિ) લટકાવાળું.
લટકો (ના) છટાદાર અંગમરોડ.
લટપટ (અ) ચંચલાઇસૂચક, ઝટપટ, જલદી.
લટવું (ક્રિ) હઠવું, સંકોચાવું.
લટિયાં (ના) ખાબરાં, છોગાં, ઘણી લટ.
લટિયું (ના) છોગું, વાળની લટ.
લટ્ટુ (વિ) એક ધ્યાની. સ્તબ્ધ
લઠ (ના) ડંગોરું, ડાંગ (વિ) હૃષ્ટપુષ્ટ.
લઠિંગો (વિ) લઠ, લુચ્ચો.
લઠ્ઠ, લઠ્ઠો (ના) ડાંગ, જાડી લાકડી.
લડકણું (વિ) વઢકણું, કજિયાળું.
લડંત (ના) લડાઇ, નાનું યુદ્ધ.
લડથડવું (ક્રિ) લથડવું, અચમવું.
લડથડિયું (ના) લથડિયું, આથડિયું.
લડધું (વિ) ખાધેલપીવેલ, તોફાની.
લડબડવું (ક્રિ) અચકાઈ મુંઝી પડવું.
લડબડિયું (ના) ઠોકરાઈ પડવુ તે.
લડવું (ક્રિ) લઢવું, વઢવું, તકરાર કરવી.
લડવૈયો (ના) શૂરવીર, સુભટ, યોદ્ધો.
લડાઈ (ના) કંકાસ, લડત, ટંટો જંગ.
લડાઈખોર } (વિ) કજિયાદલાલ, વઢવાડિયું,
લડાક } લડકણું.
લડાયક (વિ) લડાઈના ઉપયોગનું.
લડાલડ, લડાલડી (ના) લડતા, કજિયો.
લડાવવું (ક્રિ) લડે તેમ કરવું, રમાડવું, થડાવવું, લાડન કરવું.
લડું (ના) બાસ્તું વીટવાનુ ઓજાર.
લડ્ડુ (ના) લાડુ, મોદક.
લઢણ (ના) રીત, તરેહ, છટા.
લઢવું (ક્રિ) લડવું, આ પ્રમાણે ડ ને ઢ નો વિપર્યય "લડ" ધાતુના બધા શબ્દોમાં થાય છે. જેમ લડાઇ—લઢાઈ, ઈ૦
લણવું (ક્રિ) કસણું તોડવું, કાતરવુ ગુણ લેવો,
લત (ના) ધ્યાન, લેહ, ટેવ, છંદ. [સંઘરવું.
લતા (ના) વેલ, વેલી.
લતાડ(ના)વટાર, જુક્તિથી ફેરવવાની ક્રિયા.
લતાડવું (ક્રિ) ખરાબ કરવું, લતથી ભમાડવું.
લત્તાં (ના) લૂગડાં સાથેના પદાર્થો.

લત્તો (ના) છલ્લો, જથ્થો, વાડો.
લથડવું (ક્રિ) અચકાવું, રખડાવવું, નિરાશ થવું.
લથડાવવું (ક્રિ) અચકાવવું, રખડાવવું.
લથડિયું (ના) લડથડિયું, આથડિયું.
લથબથ (અ) લગોલગ, ભેટાભેટ.
લદબદ (અ) લચકા વળવા અર્થે. [સવી તે.
લપકારો (ના) પ્રાણીની જીભ નીકળવી અને પે-
લપકો (ના) ચીકણા પદાર્થનો થોડો ભાગ.
લપકોઝપકો (ના) સહજસાજ કામ થવું તે.
લપટ (ના) ઓચિંતી ઝડપ, લેહેર, પેચ.
લપટઝપટ (ના) લપટ તથા ઝપટ.
લપટવું (ક્રિ) વીટવું, પેચમાં લેવું.
લપટાવું (ક્રિ) વિટલાવું, લલચાવું.
લપટું (વિ) ઢીલું, રમતું, લાલચુ.
લપડવું (ક્રિ) લપેડવું, લેપ કરવો.
લપડાક (ના) થપડાક, તમાચો.
લપડ઼ો (ના) જાડો લેપ.
લપલપ (અ) જીભનું નીકળવું અને પેસવું તે, ઝટપટ, લવરીસૂચક. [ધાંધલ.
લપરપાટ (ના) આવડત વિનાની ઉતાવળ,
લપલપિયું (વિ) લપલપ કરનાર, ધાંધલિયું
લપસણું (ના) સરકણું, લપસી જવાય તેવું.
લપસવું (ક્રિ) સરવું, ખસી જવું.
લપાટિયો (ના) ભુસટિયો, દીએર [સૂચક.
લપુકલપુક, લપુલપુ (અ) નરમાશ, ઢીલાપણું.
લપુડું (વિ) વેવલું, અલાવડું, બકી નાંખે તેવું.
લપેટવું (ક્રિ) વીટવું, સામેલ કરવું.
લપેટો (ના) લપ્પો, જરીનું વસ્ત્ર.
લપેડવું (ક્રિ) લેપ કરવો, થપેડવું.
લપેડાવું (ક્રિ) ચોપડાવું.
લપોડ, લપોડશંખ (વિ) ગપ્પીદાસ.
લપ્પડ (ના) લપડાક, થાપટ.
લપ્પનછપ્પન(અ) વિશેષતાદર્શક કથનસૂચક.
લપ્પો (ના) લપેટો, જરીનું વસ્ત્ર.
લપડખંધું, લફંગુ (વિ) ખંધું, જૂઠું.
લફડતુ (વિ) અડફટમાં આવે તેવુ, લબડતું.
લફડવું (ક્રિ) ઘણું નીચું લટકવું.
લફરૂ (ના) ભેન, નડતર.
લબ (ના) ઓઠ, મોંનાં પડ.
લબડધબકે (અ) સારીપેઠે, જોરથી, જખમારીને
લબડવું (ક્રિ) લટકવું, ઝુલ્યા કરવું.
લબડાવવું (ક્રિ) લબડે તેમ કરવું.
લબતરું (વિ) નાકૌવત પાતળું, મુરદાળ.
લબાચિયો (વિ) ચોથરિયો, ચીંદરિયો.
લબાડ (વિ) જૂઠું, લુચ્ચું.
લબાડી (ના) જૂઠાણું, લુચ્ચાઈ.
લબોતરું (ના) મસોતું, મેલું કપડું.
લબ્ધ (વિ) મેળવેલું, પામેલું.
લભ્ય (વિ) મળે એવું, પ્રાપ્ત થતું.
લમણું (ના) ગાલની ઉપરનો અને માથાની નીચેનો અવયવ.
લમ્પટ (વિ) લપટાયલું, મચેલું, કાછડીછૂટો, વ્ય-
લમ્બ (વિ) લાંબું. [ભિચારી.
લમ્બ (ના) ઓળમ્બો, ઊભી લીટી.
લમ્બકર્ણ (ના) ગધેડો, ખર, (વિ) લાંબા કાનનો.
લમ્બાઈ (ના) લાંબાપણું, વિસ્તાર.
લમ્બાણ (ના) વિસ્તાર, લાંબું અંતર.
લમ્બાવવું (ક્રિ) લાંબું કરવું, વધારવું.
લમ્બાવું (ક્રિ) લાંબા સૂવું, વધવું, દીર્ઘ થવું.
લમ્બુસ (વિ) હદથી વધારે લાંબું કે ઊંચું.
લમ્બોચાઈ (ના) સીધી ઊંચાઈ.
લમ્બોદર (ના) ગણપતિ, ગણેશ, વિનાયક, વિઘ્નરાજ, દ્વૈમાતુર, ગણાધિપ, એકદંત, હેરંબ, ગજાનન.
લમ્બોષ્ઠ (ના) ઊંટ.
લય (ના) નાશ, તદ્રૂપ, વિરામ (ગાયનમાં).
લયાનત (ના) ગેરિયત, શરમ.
લલકાર (ના) આલાપ, લાંબો રાગ.
લલકારવુ (ક્રિ) આલાપવું, રાગ તાણવો.
લલચાવવું (ક્રિ) લાલચ આપવી, લાલચમાં
લલચાવું (ક્રિ) લોભાવું, મોહિત થવું. [નાખવું.
લલના (ના) નાજુક સુંદર સ્ત્રી (જુઓ બૈરી,
લલાટ (ના) ભાળ, કપાળ, નસીબ [રામા).
લલિત (વિ) રસિક, કુમળું, નાજુક, સુંદર.
લલિત (ના) એક રાગ, એક વૃત્ત (કવિતાનું).
લલિતાસાતેમ (ના) ભાદ્રપદ શુકલ ૭.
લલુતા (ના) તૃષ્ણા, લોભ, અતિઆશા.
લવ (ના) અંશ, ભાગ.
લવ (અ) લગાર, જરાક, થોડુંક, કંઇક.
લવંગ (ના) લવિંગ, દેવપુષ્પ, એક તેજનો.

લવંગિયું (વિ)લવિંગના આકારનું ઝીણું (મરચું)
લવંગિયું (ના) કાનનું એક ઘરેણું.
લવણ (ના) મીઠું, મીઠ, સૈંધવ, લુણ, નિમક.
લવન્ત્રી, લવરી, લવલવ (ના) લવારો, બકબક.
લવલવવું (ક્રિ) બડબડવું, બકવું.
લવલવાટ (ના) લવન્ત્રી.
લવલેશ (અ) જરાપણ, કંઈક, જરાક.
લવવું (ક્રિ) બબડવું, બકવું. [કસાઈ.
લવાજમ (ના)નિયમિત મુદતની ફી, દસ્તુરી, હ-
લવાદ (ના) પંચ, મધ્યસ્થ, વાંધો પતાવનાર.
લવાદી (ના) લવાદનું કામ, મધ્યસ્થી.
લવારકું (ના) ઘેટાનું બચ્ચું.
લવારી (ના)લવરી, બકવા, બડબડ, પ્રલાપ
લવારું (ના) ધાવણું બાળક, વાછરડું.
લવારો (ના) લવારી, પ્રલાપ.
લવિંગ, લવેંગ (ના) લવંગ, એક તેજાનો.
લવેંગિયું (ના)લવંગિયું, એક કાનનું ઘરેણું.
લશુન, લશૂન (ના) લસણ (જુઓ).
લશ્કર (ના) સૈન્ય, સેના, ફોજ, ધ્વજિની, વાહિની, પૃતના, અનીકિની, ચમૂ, વરુથિની, બલ, ચક્ર, અનીક, ટોળુ, કાફલો
લશ્કરી (વિ) લશ્કર સંબંધી.
લસણ (ના) એક કંદ, લશુન, મહૌષધ, ગૃંજન, અરિષ્ટ, મહાકંદ, રસોનક.
લસણિયું (વિ) લસણવાળું, નમાલું.
લસણિયો (ના)લસણની ઝીણી કળી જેવડું [મણી
લસતું (વિ) શોભતું, ઢીલું.
લસરકો (ના) લીસોટો, ગસરકો. [તિજદાર.
લસલસતું (વિ) ગળગળિયું, ઢીલું, અને ચીકણું,
લસલસવું (ક્રિ) લસલસતું હોવું કે થવું.
લસવું (વિ) લપસવું, સરી જવું, દીપવું.
લહર (ના) તરંગ, મોજું.
લહરી (ના) લહેર, તરગ, કલ્લોલ
લહિયો (ના) લૈયો, લેખક, સારો લખનાર.
લહી (ના) લાટી, લોટની ખેળ.
લળકવું (ક્રિ) તેજ મારવું, ડોલવું.
લળવું (ક્રિ) નમવું, ભાવવું.
લાંક (ના) મરોડ, પાતળી ચીજનો વાંક.
લાંગ (ના) એક કઠોળ, કાબઠી.
લાંગકલાથ (ના) એક સુતરાઉ કાપડનો તાકો.
લાંઘણ (ના) ઉપવાસ, નકોરા અપવાસ.
લાંઘણી (ના) ગાડી સમી રાખવાનું ટેકણ.
લાંઘણું (ના) ઉઘરાણી ચૂકવે ત્યાં લગી દેણદારને ત્યાં ભૂખ્યા બેસી રહેવું તે, લાંઘણ
લાંઘવું (ક્રિ) લાંઘણ કરવી.
લાંઘો (ના) લાંઘણ, ઉપવાસ, લાંઘણું.
લાંચ (ના) રૂશવત, કામ કઢાવવા અપાતી ગુપ્ત બક્ષિસ.
લાંચખાઉ, લાંચખોર, લાંચિયું (વિ)લાંચ લેનાર
લાંછું (ના) લાંછન, ચિહ્ન, ડાઘ, કલંક.
લાંજો, લાંઝો (ના) વાંધો, હરકત, હેલ્લો.
લાંઠ, લાંઠિયું (વિ) લુચ્ચું, ચડ, ખંધું.
લાંઠાઈ (ના) લુચ્ચાઇ, ખંધાઈ, શઠતા.
લાંબટાંગિયો (વિ) લાંબા પગવાળો.
લાંબભાત (ના) જૂના રાંગરના છોડ, બડધો.
લાંબી (ના) ચાકની દીવેલમાં આવેલી કણક.
લાંબીટૂંકી (ના)અમર્યાદિત ભાષણ, આળાગાળી.
લાંબીનજર (ના) દીર્ઘદૃષ્ટિ, દૂરદૃષ્ટિ, આગળથી થતો વિચાર.
લાંબું (વિ) લામ્બું, લંબાઈવાળું.
લાંસું (ના) બાગનો વાંધો પતાવવાની મોડી.
લાઈલાજ (વિ) નિરુપાય.
લાએક (વિ) લાયક, યોગ્ય, ઘટિત.
લાકડ (વિ) લાકડાનું.
લાકડકુકડ (ના) લાકડાં વગેરેનો સામાન.
લાકડાં (ના) શરપણ, કાષ્ઠ, ઇંધન.
લાકડી (ના) જેષ્ટિકા, કાઠી, સોટી
લાકડું (ના) ઝાડનો પાતરાં વિનાનો વિભાગ.
લાકડેમાંકડું વળગાડવું (ક્રિ) બેને લડાવવાં.
લાક્ષણિક (વિ) લક્ષણા સંબંધી, સાંકેતિક.
લાક્ષા } (ના) ઝાડનો રાતો ચીક, એક જીવ-
લાખ } ડાનો રંગ, અળતો
લાખ (વિ) લક્ષ, ૧૦૦૦૦૦. [ના (લાડું).
લાખણસાઇ, લાખણસી (વિ) બુધીના, કળી-
લાખવું (ક્રિ) નાખવું, ફેંકવું, કરાડવું.
લાખાગૃહ (ના) લાખનું બનાવેલું ઘર.
લાખિયું (વિ) લાખનું. (ના) લાખની ચૂડી.
લાખીવણજારો(ના) લાખ બળદ રાખનાર ફરતો
લાખું (ના) શરીર પરનું રાતું ચાઠું. [વેપારી.
લાખેણું(વિ)લાખરૂપિઆનું, પ્રતિષ્ઠિત, કીમતી.

લાખેલેખા (ના) લાખોની નાસુતરી, અમ
 ણિત લેખુંદેખું
લાખોટો (ના) લાખની સીલ કરેલો બીડેલો
લાગ (ના) લાગ, દાવ [કાગળ.
લાગટ (વિ) જારી, ચાલુ, સાથે.
લાગતુંવળગતુ (ના) સબધ
લાગભાગ (ના) ભાગિયા, ભાગ
લાગલગટ (અ) લાગટ, સાથેજ, તરતજ.
લાગલુ (અ) તાકાળ, તેજ વેળા
લાગવુ (ક્રિ) સ્પર્શ થવો, અડવુ, વાગવુ,
 વળગવુ, શરૂ થવુ, સળગવુ, થવુ, સબધ
લાગુ (વિ) લાગેલુ, અનુકૂળ [મળવો
લાગેલુ (વિ) વાગેલુ, વળગેલુ
લાગો (ના) હક, સબંધ, લગનો
લાચાર (ના) અશક્ત, નિરાશ, રાંક, દીન
લાચારી (ના) અશક્તિ, ગરીબાઇ
લાછ (ના) લક્ષ્મી, ધનદોલત [એક રોક
લાછા (ના) પગના તળિયા વિશેષ દાઝવા તે,
લાછો (ના) દીરની મોટી આટી
લાજ (ના) લજ્જા, શરમ, અદબ, ઘુમટો ટેક
લાજમ (ના) લાયક, ઘટતુ, યોગ્ય.
લાલલજ્જામણી (ના) લજામણી, એક વનસ્પતિ
લાજવુ (ક્રિ) શરમાવુ, અદબ રાખવી
લાજ, લાજી (ના) સેકેલુ ભાત, ભાતની ધાણી
લાજામી (ના) લજામણી, એક વનસ્પતિ
લાજાળુ (વિ) શરમાળ
લાજાળુ (ના) લજામણીનો છોડ
લાછન (ના) ચિહ્ન, નિશાની, ડાઘ [એક જથો
લાટ (ના) ગૂજરાતનો એક પ્રાત, લાડનો દેશ,
લાટાનુપ્રાસ (ના) એક શબ્દાલંકાર (કવિતાનો)
લાટી (ના) લાટ દેશની કવિતાની રીતિ
લાઠ (ના) કપાસના ચરખાની ધરી
લાડ (ના) હેત, વહાલ, લાટ દેશના વાણીઆ
લાડકડુ (વિ) લાડકુ, લાડકવાયુ
લાડકાલાડુ (ના) લગ્નમા વરકન્યાને સગા
 વહાલા તરફથી અપાતી મીઠાઇ
લાડકુ (વિ) લાડમા ઉછરેલુ, કાલુ
લાડલી (ના) લાડમા ઉછરેલી છોકરી
લાડવાયુ (વિ) લાડકુ, વહાલુ
લાડવુ (ક્રિ) રમવુ, વહાલ કરવુ.
લાડવો (ના) લાડુ, મોદક
લાડાલાડ (ના) વહાલ છતા સહેજ રીસ
લાડી (ના) લાડલી, છોકરી, નવી પરણેલી સ્રી
લાડીલો (ના) લાડમા ઉછરેલો છોકરો
લાડુ (ના) વરૂડું, મોદિક, લાભ, ચક્ર, ગોળછાપ.
લાડુઓ (ના) લાડુ
લાડેકવાયુ (વિ) લાડકુ.
લાડો (ના) લાડલો લાડકો છોકરો
લાણી (ના) માપણી (ખેતરની)
લાત (ના) પાટુ, પાછલા પગનો ફટકો
લાતી (ના) જથ્થો, બદર પરની વખાર.
લાદ (ના) ઘોડા ગધેડાની અઘાર
લાદી (ના) ચોરસ પત્થર, ફરસબધી.
લાધવું (ક્રિ) ભાર ભરવો, ખાંધે માલ મૂકવો,
 છોપવુ, જડવુ.
લાનત (ના) સ્થાનત, શરમ
લાપ (ના) કથન, વચન.
લાપન (ના) અર્થ લગાડવો તે.
લાપસી (ના) કસાર, લપઇ
લાફાલાફ (ના) વધારે ખર્ચ
લાફો (ના) આડીપટ્ટિ.
લાબરૂ (બિ) કુમળુ
લાબસી (ના) લાપસી, લપૈ, કસાર.
લાભુ (ના) કુવારનુ પાતરૂ, પાડો
લાભ (ના) નફો, ફાયદો, વૃદ્ધિ
લાભકારી (વિ) ફાયદાકારક
લાભાલાભ (ના) નફોનુકસાન. [આપવુ તે
લાભોચ્છલાભ (ના) પહેલી ધારણ, મોકળે મને
લામણદીવો (ના) રામણદીવો, વરઘોડામા
 વરની માને ધરવાનો દીપક
લામ્બુ (વિ) વમ્બ, મોટું, ઊચુ, વિસ્તીર્ણ, છોટુ.
લામ્બુ થવુ (ક્રિ) મરવુ, સૂવુ.
લાયક (વિ) યોગ્ય, પાત્ર, ઘટિત, અનુકૂળ
લાયકી (ના) યોગ્યતા, શક્તિ, ગુણ
લારી (ના) રેલ ઉપર ધકેલી ચલાવવાની ગાડી.
લારૂ (ના) ઝાખરૂ, ઝાડ
લારે (અ) પછવાડે, પાછળ
લાલ (ના) છેલ, ઈશ્કી, બાંકો પુરુષ, પુત્ર, એક
લાલ (વિ) રક્ત, રાતા રગનુ [મણી
લાલચ (ના) લાભ, આશા, લાચ, કઇક લોભ

લાલચટક, લાલચટ્ટક (વિ) રાતું અને ચળકતું
લાલચુ (વિ) લાલચ રાખનાર. [ભટ.
લાલચુપંડયા (વિ) પંડિત છતાં લાલચિયો, લોભી
લાલચોળ (વિ) રાતુંચટક, મજીઠ રાતું
લાલજી (ના) બાળકૃષ્ણની મૂર્તિ.
લાલન (ના) લાડ, દુલરાવવું તે.
લાલમલાલ (વિ) રાતું, આનંદી, ફાંકડું.
લાલસા (ના) અભિલાષા, તૃષ્ણા, લોભ.
લાલસુરખી (ના) લાલી, રતાશ.
લાલા (ના) ગુલ્લા, ફક્કડ પુરુષ.
લાફાઈ (ના) છેલાઈ, બાંકાઈ, રતાશ.
લાલાજી (ના) લાડાઇવાળો પુરુષ, ભટજી.
લાલાશ (ના) રતાશ.
લાલિત્ય (ના) સૌંદર્ય, માધુર્ય.
લાલિયો (ના) સુરતનો ઘેરો.
લાલી (ના) પુત્રી, લાલાશ, લાલીઆની સ્ત્રી.
લાવણતા, લાવણ્યતાઇ (ના) લાવણ્ય, છટા.
લાવણી (ના) એક રીતની કવિતા, વાવણી.
લાવણીપત્રક (ના) ચાલુ સાલના લેહેણાનું પ-
લાવણ્ય (ના) સૌંદર્ય, છટા, સફાઇ. [ત્રક
લાવરી (ના) એક પક્ષી.
લાવલશ્કર (ના) ફોજ, (લશ્કર જુઓ)
લાવવુ (ક્રિ) આણવું, નયન કરવુ.
લાસ (ના) મુડદું, શબ, પ્રેત, નાશ.
લાસ (વિ) લાસ્ટ (અંગ્રેજી), છેલ્લું.
લાસક (ના) મયૂર, મોર.
લાસરિયું (વિ) રસળાટવાળું, વિસરભોળું.
લાસરિયાપણુ (ના) દીર્ઘસૂત્રતા, રસળાટ.
લાસ્ય (ના) નૃત્ય, નાચ, નાટ્ય
લાહ (ના) ભડકો, મોટી આંચ, બળતરા.
લાહાણી (ના) લાહવાના પદાર્થ.
લાહાણુ (ના) સર અવસરની જ્ઞાતિભેટ.
લાહવું (ક્રિ) શુભ ટાણે ભેટ વહેંચવી.
લાહાર (ના) હાર, પંડિત
લાહારો (ના) લાહાળો, ધગધગતો અંગારો
લાહાવો (ના) કોડ, ઓરતો, ઓરિયો
લાહાળો (ના) અંગારો.
લાહી (ના) ખેળ.
લાહે (ના) લાહ, એક રેશમી કાપ.
લાહેરા (ના) ગપ્પી, કાયદાબાજ.

લાહેરી (ના) ગમ, તડાકા, શેખી.
લાળ (ના) ચીગ, થુંકના રેશા.
લાળિયું (ક્રિ) જેને લાળ ગળતી હોય તે.
લાળી (ના) કાનની નીચેનો ભાગ, લોલક.
લિંડી (ના) લીંડી, બકરી, ઉંદર વગેરેની અઘાર
લિંપવું (ક્રિ) લીપવું, લેપ કરવો.
લિંબડો (ના) નિમ્બ, પારિભદ્ર, લીમડો, એક
લિંબુ (ના) એક ફળ. [વૃક્ષ.
લિંબોળુ, લિંબોઈ (ના) લિંબુનું ઝાડ.
લિંબોડી (ના) લીમડાનું ફળ.
લિંગ (ના) ચિહ્ન, જાતિ, બાણ, સૂક્ષ્મ દેહ, ઇંદ્રી.
લિંગદેહ (ના) દશ ઇંદ્રી, પાંચ પ્રાણ, મન ને બુદ્ધિ એ ૧૭ તત્ત્વનો સૂક્ષ્મદેહ.
લિંગાયત, લિંગાયતી (ના) જનોઈમાં શિવલિંગ
લિપિ (ના) લખવાની ઢબ. [રાખનાર લોક.
લિપિકાર (ના) લેખક.
લિપિધારા (ના) લિપિ શીખવાની પોથી.
લિપ્સા (ના) ઈચ્છા, મરજી.
લિસ્ટ (ના) (અંગ્રેજી) યાદી, ટીપ.
લીક (ના) લીટી, રેખા, ઓળ.
લીખ (ના) લિક્ષા, ઝીણાં જંતુનાં ઈંડાં.
લીખિયું (ના) લીખ કાઢવાની કાંસકી.
લીટી (ના) રેખા, ઓળ, પંગતી, ના નો સંકેત
લીટો (ના) જાડી લીટી, લીસોટો.
લીંડી (ના) સસલા, ઉંદર વગેરેની અઘાર
લીંડું (ના) અઘારનો ગોળો.
લીટ (વિ) આપેલું, ચાવેલું.
લીધ (ના) "લેવુ"નો ભૂતકાળ.
લીધરો (વિ) લબાચિયો, ચાવરિયો.
લીધે (અ) તેથી, તેટલા માટે, વાસ્તે.
લીન (વિ) ગરક, એકાગ્ર.
લીપણ (ના) લેપ, લીપવાની રીત.
લીપવુ (ક્રિ) લિપવું, લેપ કરવો.
લીબુ (ના) એક ફળ
લીમ, લીમડો (ના) નિમ્બ, લિંબડો.
લીમોચ્છવ (ના) સંવત્સરોત્સવ, ઘોડી પડવો.
લીલ (ના) સેવાળ, નીલ, ઉનાબ્દિમ્રાહ્ન.
લીલકંઠ (ના) નીલકંઠ, મહાદેવ. (જુઓ).
લીલજ (વિ) નિર્લજ્જ, નફ્ફટ.

લીલઆમું (ના) લીલામું, લીલું ચાડું.
લીલમ (ના) લીલો મણી.
લીલવટ (ના) લલાટ, કપાળ, ભાળ.
લીલવણ (ના) લીલવેણ, એક ઘાસ.
લીલવય (ના) બાલ્યાવસ્થા.
લીલવા (ના) લીલીફળીના દાણા.
લીલા (ના) ક્રીડા, શોભા, અવતાર, વિલાસ.
લીલાણ (ના) લીલી ચારનું ખેતર.
લીલાવસ્તારવી (ના) મરણ પામવું.
લીલાંપાણી (ના) ભાંગનું પાણી.
લીલામ (ના) હરરાજી, ઉછામણી.
લીલામું (ના) લીલું ચાડું. [ર્યની સ્ત્રી.
લીલાવતી (ના) વિલાસવતી સ્ત્રી, ભાસ્કરાચા-
લીલાલહેર (ના) ભરપૂર સમૃદ્ધિ,આબાદાની.
લીલીપાડી (ના) ભાંગ, માયા, વિજીઆ.
લીલીચાહ (ના) એક જાતનું ઘાસ.
લીલીપીઠ (ના) શાકબજાર.
લીલું (વિ) લીલા રંગનું, ભીનું, તાજું.
લીલું કરવું (ક્રિ) ઉકાળવું, નવુંજનું કરવું.
લીલુંછમ (વિ) ઘણુંજ લીલું.
લીલુંસૂકું (વિ) કુમળું અને કઠણ, સારૂંમાઠું.
લીલોકાળ (ના) ઘણા વર્ષોથી પાક બગડી પ-ડતો દુકાળ.
લીલોતરી (ના) લીલી ઘાસ ઝાડની રચના,
લીલોધાન (ના) દેવવન [શાકભાજી.
લીલોમેવો (ના) લીલાં ફળ.
લીસું (વિ) સાફ, લસી જાય તેવું.
લીસોટી (ના) નાની લોટી.
લીસોટો (ના) કાપો, લીટો.
લીહ, લીટી (ના) હદ, આડો આંક, લીટી.
લું(પ્ર)લઘુતા,હલકાઈદર્શક,જેમ'ઢાંડલું,માટલું.
લુંગી (ના) હજામત વખતે ખોળામાં પાથરવાનો [કકડો.
લુંડી (ના) લોંડી, ગુલામડી, ચાકરડી.
લુઈ, લુઓ (ના) કણકનો ગોળો.
લુખરી (ના) ખુજલી, ખસ, એક ત્વક્રોગ.
લુખિયું (ના) તમાકુ પીવાની ચલમ.
લુખ્ખું (વિ) કોરૂં, વગર ચોપડેલું, નિસ્તેજ.
લુગદી (ના) વાટેલા પદાર્થનો ગોળો.
લુચ્ચાઇ (ના) ખંધાઇ, ચોટ્ટાઇ.
લુચ્ચું (વિ) ખંધું, ઠગ, કપટી.
લુણી (ના) એક જાતની ભાજી.
લુણુકાક (ના) કાક.
લુપ્ત (વિ) લોપ પામેલું, અદૃશ્ય થએલું.
લુપ્તોપમા (ના) અપૂર્ણ ઉપમા.
લુબ્ધ (વિ) લોભાઈ ગયલું. (ના) વ્યાધ.
લુબ્ધક (ના) વ્યાધ, શિકારી.
લુબ્ધાવું (ક્રિ) લોભાવું, લલચાવું.
લુલાપ, લુલાય (ના) મહિષ, પાડો.
લુવો (ના) લુઓ, કણકનો ગોળો.
લૂ (ના) સખ્ત તડકામાં ફરતાં થતો રોગ.
લૂખું (વિ) લુખ્ખું, કોરૂં, ફિક્કું.
લૂગડાંલત્તાં (ના) કપડાં વગેરે પદાર્થ.
લૂગડું (ના) વસ્ત્ર, કપડું, કાપડું.
લૂછણિયું (ના) લૂછવાનું કપડું, રૂમાલ.
લૂછવું (ક્રિ) પસીનો સાફ કરવું, લુંછવું.
લૂટ (ના) છચોક મારફાડ કરી લઈ લેવું તે.
લૂટવું (ક્રિ) જબરદસ્તીથી લેવું, પડાવી લેવું.
લૂટાઉ (વિ) લૂટમાં મળેલું.
લૂટારો (ના) લૂટનારો, ધાટપાડુ.
લૂટાલૂટ (ના) ગમે તેમ લૂટવું તે.
લૂટાવવું (ક્રિ) લૂટે તેમ કરવું.
લૂણ (ના) લવણ, મીઠું, નિમક, ખાર.
લૂણઉતારવું (ક્રિ) માથાપરથી મીઠું ઉતારવું.
લૂણહરામ (વિ) નિમકહરામ, કૃતઘ્ન.
લૂણહરામી (ના) નિમકહલાલી, કૃતઘ્ની.
લૂણો (ના) ખારી.
લૂણોલાગવો (ક્રિ) ભીંતપર ખારી વળવી.
લૂતા (ના) કરોળિયો, ઉર્ણનાભ.
લૂન (વિ) ખંડિત, ભાંગેલું.
લૂમ (ના) ઝુમખો, ડાળે વળગેલો જથો.
લૂમકો, લૂમખો (ના) મોટો ઝુમખો, લાલ.
લૂલી (ના) લોલા, જીભ, જિહ્વા.
લૂલું (વિ) નિર્ગત, અશક્ત.
લૂવાર (ના) લોહકાર, લુહાર.
લૂહાર (ના) લોહકાર, લોખંડ ઘડનાર.
લે (ના) ભય, એકાગ્રતા.
લેંકાવવું (ક્રિ) લેંકા કરવો.
લેંકો (ના) શોભતો ચાળો, મરોડ.
લેંઘાવું (ક્રિ) જરાક પગે ખોડાવું.
લેઘી (ના) નાનો લેંઘો.

લેગા (ના) ઇજાર, પાયજામો.
લેચી (ના) પાતળી રોટલી.
લેકિન (અ) પણ, તોય, પરંતુ.
લેખ (ના) ખત, કરાર, લખાણ, લક્ષ્ય.
લેખક (ના) લહિયો, લખનાર, ચિત્ર કાઢનાર.
લેખણ, લેખણી (ના) કલમ, પેન, ટાંક.
લેખન (ના) લખવુ તે, લેખક્રિયા.
લેખર્ષભ (ના) ઇંદ્ર, (જુઓ) મઘવા.
લેખવવુ (ક્રિ) દરકાર કરવી, ગણવું.
લેખા (ના) રેખા, લીટી, દેવતા.
લેખાવળી (ના) લેખપત્રનો સંગ્રહ.
લેખું (ના) ગણતરી, પ્રમાણ.
લેખે (અ) હિસાબે, પ્રમાણે, મુજબ, પ્રીત્યર્થ.
લેખ્યપત્ર (ના) તાડપત્ર.
લેજ્જત (ના) લિજ્જત, મઝા, સ્વાદ.
લેઝો (ના) લહેજો, નિમેષ, પળ.
લેટવું (ક્રિ) આળોટવું, થોડીવાર સૂવું.
લેટવું (ક્રિ) ચાટવું.
લેણ (ના) લહેણું, માંગણું, એક દાવ
લેણ (વિ) લેનાર, જેમ જીવલેણ.
લેણદાર (વિ) માંગનાર, કરજે આપનાર.
લેણદેણ (ના) આપલેનો વ્યવહાર.
લેણાદેણી (ના) પૂર્વજન્મનું લેણદેણ.
લેપ (ના) ઓસડની ચોપડ, ઓજન
લેપક (ના) પલસ્તર, લીંપનાર–રંગનાર–મજુર
લેપડી (ના) પોલટિસ, પોટિસ.
લેપડું (ના) એક જીવડું.
લેપન (ના) લેપવુ તે, લિંપણ, લેપ.
લેપવું (ક્રિ) લાગવુ, વળગવુ, ચોપડાવું.
લેપ્તા (વિ) લિંપનાર
લેફો (ના) વળગેલો કાદવ.
લેબાસ (ના) વેશ, પહેરવેશ, પોશાક.
લેભાગુ (વિ) લઈને નાસી જનાર, ધૂર્ત.
લેમેવ (ના) મરવાની તૈયારી, તાકીદ.
લેય (ના) સિંહરાશિ.
લેલા (ના) દીપ્તી, ચળકાટ
લેલાવું (ક્રિ) દીપવું, ચળકવું.
લેલિહાન (ના) શિવ, સર્પ.
લેલી (ના) એક લીલી ચક્લી.
લેલેમજનુ (વિ) દુર્બળ, બેહાલ

લેવા (ના) કડિયાનું એક ઓજાર.
લેવરા, લેવરી (ના) નાનાં માછલાં.
લેવડ (ના) લેણ, લહેણું.
લેવડદેવડ (ના) લેણદેણ, આપલેનો વ્યવહાર.
લેવાદેવા (ના) આપલેનો સંબંધ.
લેવાઈજવું (ક્રિ) સૂકાવું, દુર્બળ થવું.
લેવાવું (ક્રિ) અપમાન થવુ, સૂકાવું.
લેવુ (ક્રિ) સ્વીકારવું, ધરવું, દાખલ કરવું, ખેંચવું, લેવુંદેવું (ક્રિ) લેણદેણ. [ઊંચકવું.
લેશ (અ) જરાક, અલ્પ, લવ, કંઇ, લગાર.
લેસ (ના) એક જાતની કિનારી.
લેહ (ના) લગની, ધ્યાન, અવલેહ, ચાટો.
લેહલૂટ (વિ) ઊંઘમાં ઘેરાયલું.
લેહવું (ક્રિ) ધારવું, જાણવું.
લેહેકો (ના) લેકો, હાવભાવ.
લેહેજત (ના) રસ, મઝા, ગમ્મત.
લેહેઝો (ના) નિમેષ, ક્ષણ, પળ.
લેહેણુ (ના) માંગણું, લેણ
લેહેર (ના) લહરી, મંદ મંદ પવનનું વાવું, તરંગ, અસર, વૃદ્ધિ. [તરેહ.
લેહેરિયાં (ના) એક ભાત, વાંકીચૂંકી લીટીની
લેહેરિયું (ના) સ્ત્રીની કોટનું એક ઘરેણું.
લેહેરી (ના) લહર (વિ) આનંદી, મોજી, ધીતાળ.
લેહેવું (ક્રિ) લેહવું, મનમાં ધારવું, સમજવું.
લૈલ (ના) અમૃત
લૈંગ (ના) લિંગપુરાણ
લૈયો (ના) લહીઓ, લેખક.
લો (પ્ર) નરજાતિમાં લઘુતાદર્શક, જેમ: રોટલો.
લોંકડી (ના) એક જનાવર.
લોંઠું (વિ) પૈસાદાર, ખમતી આસામી (ગ્રામ્ય)
લોઠો (ના) મજબૂત અને જોરાવર મનુષ્ય. તાલેવંત. [પિંડો, ગોળો.
લોંદો (ના) ઢીલા પદાર્થનો થોડો ભાગ,
લોક (ના) સ્થાન અમુક સ્થાનના રહેવાસી જગત એ ત્રણ, સાત તથા ચૌદ ગણાય છે.
લોકડિયાં (ના) સામાન્ય જનો (કવિતામાં).
લોકપાલ (ના) રાજા.
લોકપ્રસિદ્ધ (વિ) જગજાહેર.
લોકબાંધવ (ના) સૂર્ય.
લોકમત (ના) સાર્વજનિક અભિપ્રાય.

લોકમાતા (ના) લક્ષ્મી.
લોકલાજ (ના) લોકોમાં અપકીર્તિનો ડર.
લોકલોચન (ના) સૂર્ય.
લોકવાયકા (ના) લોકોક્તિ, લોકવાણી.
લોકાઇ (ના) પારકાપણું.
લોકાચાર (ના) લોકમાં ચાલતી રૂઢી.
લોકાપવાદ (ના) લોકમાં ખરાબ કહેવાવું તે.
લોકાયત (ના) ચાર્વાક શાસ્ત્ર.
લોકાયતિક (ના) ચાર્વાક, નાસ્તિક.
લોકિક (ના) કાણ, રડવા જવું તે.
લોકેશ (ના) બ્રહ્મા.
લોકોત્તર (વિ) અસાધારણ, અલૌકિક.
લોકોપકાર (ના) સાર્વજનિક કલ્યાણ.
લોખંડ (ના) લોહ, લોઢું, લોહ.
લોચ (ના) અશ્રુ, આંસુ.
લોચક (ના) સ્તન, ધાઈ, સુથારનું એક ઓજાર.
લોચન (ના) આંખ, ચક્ષુ.
લોચલો (ના) માથાળાનું, ઓચલો.
લોચવું (ક્રિ) ભેળભેળ કરવું, ચહાવું.
લોચો (ના) ગોટાપિંડાળો, ચોંટ, લોંદો, અસ્પષ્ટ ઉચ્ચાર, તકરાર.
લોછવું (ક્રિ) લોચવું, આળોટવું.
લોટ (ના) આટો. (વિ) બારીક.
લોટકો (ના) ચડવો, ઠીકરાનો ઘાડવો.
લોટણ (ના) એક જાતનું ખમુતર.
લોટપોટ (ના) લોથપોથ, લાકડી પડવું તે.
લોટવું (ક્રિ) આળોટવું, સુવું, ગુલાંટ ખાવી.
લોટી (ના) કરાલી, નાનો ઠળરા.
લોટો (ના) કળશિયો.
લોઢ (ના) હિંડોળો, હિંચકો, દોલ.
લોઢવું (ક્રિ) કપાસિયા જુદા પાડવા.
લોઢી (ના) તવી, તાવી.
લોઢું (ના) લોહ, લોહ, લોખંડનું ઓજાર
લોણ (ના) લુણ, લવણ, મીઠું.
લોણ્ડી (ના) ગુલામડી, ચાકરડી, દાસી.
લોથ (ના) લાસ, મુડદું, ખાટલી.
લોથ (વિ) નરમું, ઢોઠ, સુસ્ત.
લોથડી (ના) ભુંગરેટમાં સેકેલી ભાખરી.
લોથિયું (વિ) નરમું, નકામું, ખરાબ.
લોદવું (ક્રિ) લોંદા કરવો, મસળવું.

લોધર (ના) લોધ્ર, એક ઝાડ.
લોપ (ના) અદર્શન.
લોપવું (ક્રિ) ઓળંગવું, ઉથાપવું.
લોપાક, લોપાપક (ના) શૃગાળ, શિયાળ.
લોપામુદ્રા (ના) અગસ્ત્યમુનિની ભાર્યા.
લોબાન (ના) એક જાતનો ગુંદર, ઉદ.
લોભ (ના) તૃષ્ણા, અત્યાશા.
લોભાવવું (ક્રિ) લલચાવવું, લોભમાં નાખવું.
લોભાવું (ક્રિ) લલચાવું.
લોભિયું, લોભી (વિ) લુબ્ધ, લોભવાળું.
લોમ (ના) માથાના વાળ.
લોમપાદ (ના) અંગદેશનો એક રાજા.
લોમશ (ના) એક મુનિ.
લોમશા (ના) કાકજંઘા.
લોમહર્ષણ (ના) રોમાંચ, સૂતપુરાણી.
લોમહૃત (ના) હરતાલ.
લોમવિલોમ (વિ) ઢચુપચુ, સંશયાત્મક.
લોલ (વિ) ચંચળ, ચકખાતું.
લોલ (ના) ફેર, ચક્કર.
લોલક (ના) લટકણ.
લોલવું (ક્રિ) રમાડવું, મરડવું.
લોલા (ના) જીભ, જિવહા, રસના.
લોલાર્ક (ના) સૂર્ય.
લોલિયું (ના) કરી, ડુંડી (ધાન્યની).
લોલુપ (વિ) લોભીઓ.
લોહ (ના) લોહ, લોખંડ, અગર.
લોહકંટક (ના) મદન વૃક્ષ.
લોહકાર (ના) લુવાર, લોખંડ ઘડનાર.
લોહચુમ્બક(ના) લોખંડના પદાર્થને ખેંચનાર.
લોહદ્રાવી (ના) ટંકણખાર.
લોહનાલ (ના) નારાચ, પરાઈ.
લોહપ્રતિમા (ના) શૂર્મી, સ્થૂણા.
લોહભસ્મ (ના) લોખંડની ખાખ.
લોહિયાળું (વિ) લોહીથી ભરેલું.
લોહિયું (ના) પેણી
લોહી (ના) રક્ત, શોણિત, શુક. [ખરડાયલું.
લોહીલુહાણ, લોહીલોહીયાણ (વિ) લોહીથી
લોળિયું (ના) કાનની લાળીમાં પહેરવાનું ઘરેણું.
લોંઓ (ના) હાજરજવાબી, રાજાનો મશ્કરો.
લૌકિક (ના) રૂઢ, લોકમાં ચાલતું, કીર્તિ.

## વ.

વ (ના) ૨૯મો વ્યંજન, આનંદ.
વંશ (ના) કુળ, પેઢી.
વંશજ (ના) વંશમાં જન્મેલો.
વંશવૃક્ષ (ના) કુળના વિસ્તારનું ઝાડ.
વંશાવળી (ના) વંશજોના નામની માળા.
વંશી (વિ) વંશનું-સંબંધી (ના) વાંસળી.
વઇ (ના) વૈ, ફાંદો, પકડ, જેમ કેળવે,ઉંદરવૈ.
વઇદ (ના) વૈદ, વૈદ્ય, રોગહારી, અગદકાર, ભિષક, ચિકિત્સક.
વઇશાખ (ના)વૈશાખ,માધવ, રાધ (મહિનો).
વકત (ના) ગિલ્લીદંડાની રમતનું એક માપ
વકરવું (ક્રિ) વાંકું થવું,ફાટવું સામાથવું, વિફ-રવું.
વકરી, વકરો (ના) વિક્રય, વેચાણ.
વકારવું (ક્રિ) ઉશ્કેરવું, ચઢાવવું, બહેકાવવું.
વકાલત (ના) વકિલનું કામ.
વકાલતનામું (ના) મુખત્યારનામું.
વકાસ (ના) વિકાશ, ખીલવું તે, અવકાશ.
વકાસવું (ક્રિ) ઊઘાડવું, ફાડવું, વિકાશવું.
વકિલ (ના) મુખત્યાર. એલચી, ધારાનો હિમા-યતી.
વકિલાત (ના)વકિલનો દરજ્જો,વકાલત,
વકી (ના) સંભવ, આશા.
વકુફ (ના) સમજ, અક્કલ, ડહાપણ.
વક્કર (ના) મોભશો, ભારબોજ, ઢંગ.
વક્તવ્ય (વિ) કહેવાયોગ્ય, બોલવાનું.
વક્તા (ના) વદ, વદાવદ, ભાષણ કરનાર.
વક્તૃત્વ (ના) ભાષણની શૈલી–છટા, વક્તાપણું.
વક્ત્ર (ના) મુખ (જુઓ) મોં.
વક્ર (વિ) વાંકું, આડું.
વક્રી (ના) વાંકી ગતિવાળું, અસરલ.
વક્રોક્તિ (ના) આડું બોલવું, મેણું, એક અ-લંકાર.
વક્ષસ્થળ (ના) છાતી, ઉર, વત્સ.
વક્ષ્યમાણ (વિ) આગળ કહેવાનું.
વખત (ના) કાળ, સમય,સંધિ, હાલત ફુરસત.
વખતસર (અ) સમયસર, ઠરાવેલે સમયે.
વખવખવું (ક્રિ) તલપવું, ફાંફાં મારવાં
વખાણ (ના) તારીફ, સ્તુતિ, પ્રશંસા
વખાણવું (ક્રિ) ગુણગાવા, વખાણ કરવાં.
વખાણું (ના) ઉખાણું, ઓખાણું.
વખાર (ના) કોઠી, કોઠાર, હાતી, પેઢી.
વખારિયો, વખારી (ના) વખારવાળો.
વખુટું (વિ) જુદું પડેલું.
વખેરવું (ક્રિ) ફુટું પાડવું, વેરવું, વિખેરવું.
વખો (ના) ભૂખનું દુઃખ, ખોરાકના વાંધા.
વખોડવું (ક્રિ) ખોડ કાઢવી, નિંદા કરવી
વખોરો (ના) ગલ્લો, ખાનાવાળી પેટી.
વગ (ના) જોગ, ઓળખાણ, વસીલો, યોગ, ઠેકાણું.
વગડવું (ક્રિ) વાગવું,બજવું,વાજવું.
વગડો (ના) જંગલ, રાન, ખુલ્લું ખેતર.
વગર (અ) વિના, શિવાય, રહિત.
વગવસીલો(ના)મોટાની ઓળખ તથા સીફારસ
વગસગ (ના) સગવડ, વગવસીલો.
વગળ (ના) અંત.રછાલનું પાન, ભેગ,ભ્રષ્ટ,છગ.
વગાડવું (ક્રિ) અવાજ કાઢવો, બજાવવું.
વગિયું (વિ) પક્ષપાતી· (ના) તરફદારી.
વગેરે (અ) આદિ, ઈત્યાદિ.
વગો (ના) બાજુ, લાયકાત.
વગોણું (ના) નિંદા, માઠીચર્ચા, ફજેતી.
વગોવવું (ક્રિ) નિંદા કરવી, ફજેત કરવું.
વગોળવું (ક્રિ) વાગોળવું, ખાધેલું ફરી ચાવવું (ઢોરે).
વઘરો (ના) વિગ્રહ, કજિયો, સળો.
વઘાર (ના) ફોડણી, શાકનો રસો, તેલ.
વઘારણી(ના)હિંગ,હિંગુ,રામઠ,જતુક,બાહ્લિક.
વઘારવું (ક્રિ) વઘારમાં બોરવું, વઘાર દેવો.
વઘારિયાં (વિ) વઘાર દીધેલાં.
વકાવું (ક્રિ) રીસાવું, વાંકા થવું.
વચકવું, વચકાવું (ક્રિ) રીસમાં છોડવું.
વચકેલ (વિ) અટકચાળું, છેડ, આડું.
વચકો (ના) વાંધો, બેદિલી, વહેમ, ભ્રાંતિ.
વચગાળે (અ) વચ્ચે, મધ્યભાગે.
વચગાળો (ના) વચલો ભાગ, ગાળો.
વચડવું (ક્રિ) નખથી ઉઝેડવું, ખણવું.
વચન (ના) શબ્દ, વેણ, કોલ, કબુલાત, પ્રમાણ-વાક્ય, સંખ્યાસંબંધ (વ્યાકરણમાં)
વચનિકા (ના) પ્રમાણ, વચન
વચની (વિ) વચન પાળનાર, પ્રમાણિક, ટેકી.
વચમાં (અ) વચ્ચે, મધ્યભાગે.
વચમાવું(ક્રિ)વચળવું, કચળવું, ભંગાણ પડવું.
વચલાવાંધાનું (વિ)મધ્યમ,સામાન્ય,સાધારણ.

વચલુ (વિ) વચમાનુ
વચવચ (ના) વચમા વચમા ઉછાછળુ કરવુ તે
વચળવુ (ક્રિ) કથળવુ, ભગાવુ
વચાળુ (ના) બાકુ, કાણુ, ખાચો
વચેટ (વિ) વચલુ, મધ્યનુ
વચ્ચે (અ) મ યભાગે, વચગાળે, દરમ્યાન
વચ્ચોવચ (અ) મધ્યમા, વચ્ચે
વચ્છ (ના) વત્સ વાછરડુ
વચ્છનાગ વછનાગ (ના) એક ઝેરી કદ
વછિયાત (ના) આડતિયો, છડો, મેમાન
વછૂટવુ (ક્રિ) જુદુ પડવુ, વિજોગ થવો
વછૂટુ (વિ) છૂટુ થએલુ, વિભક્ત, જુદુ
વછેરી (ના) નાની ઘોડી
વછેરો (ના) ટટ્ટુ ઘાછડો
વછોડવુ (ક્રિ) છોડવવુ, આઘુ કરવુ
વજન (ના) તોલ ભાર, મોભ્ભો
વજન્તર (ના) વાજુ, વાદ્ય
વજરબટ્ટુ (ના) બજરબટ્ટુ એક ફળ
વજાડવુ (ક્રિ) વગાડવુ, વાગે તેમ કરવુ
વજીફદાર (વિ) વજીફો ભોગવનાર
વજીફો (ના) ઇનામમા મળેલી જમીન, વગેરે
વજીર (ના) પ્રધાન કારભારી, દિવાન
વજીરાત, વજીરી (ના) દિવાનનુ કામ, દરજ્જો
વજુ (ના) હાથ,પગ મો ઘોવા તે (મુસલમાનને)
વજે (ના) ગણોત
વજ્જર } (ના) હ્રાદિની કુલિશ વિભદુર,
વજ્ર } પવિ, શતકોટી, દભોલિ, ઇંદ્રનુ
આયુધ કઠણ શસ્ત્ર, વીજળી, હીરો
વચક (વિ) ખળ ઠગ ધૂર્ત
વચાવુ (વિ) વાચી શકવુ, ચર્ચાવુ, ઉકલવુ
વચાળો (ના) આવાવરૂ, ખૂણો, ખાચો
વઝા (ના) વંધ્યા, વાઝણી
વટ (ના) વડનુ ઝાડ, ટેક, શાખ, બન્નર
વટકી જવુ (ક્રિ) પાટુ મારી દોહવા ન દેવુ (ઢોરે)
વટપુરી (ના) વડોદરા, બરોગ [અગ્રેજી]
વટવવુ } (ક્રિ) પરધર્મમા જવુ, ભ્રષ્ટ થવુ,
વટલાવુ } પતિત થવુ
વટલેલ (વિ) પતિત ધર્મભ્રષ્ટ
વટલોઈ (ના) મોટા પેટનો લોટો
વટવુ (ક્રિ) વીતવુ, ઓસરવુ, જવુ, સટવુ

વટાણા (ના) કલાય, હરેણુ, રેણુક, એક કઠોળ
વટાણુ (ના) વતરણુ, લાકડાની કલમ
વટાવ (ના) વળતર, નફો, ડીસ્કાઉટ [અગ્રેજી]
વટાવવુ (ક્રિ) છુટા સિક્કા લેવા, છોડવુ
વટાળ (ના) ભ્રષ્ટતા, છોછ
વટાળવુ (ક્રિ) ધર્મભ્રષ્ટ કરવું, અભડાવવુ.
વટાળો (ના) વટાળ, ભ્રષ્ટતા, છોછ
વટી (વિ) વટવાળુ જેમ નાણાવટી
વટુ (ના) કામ, ધ ધો
વટેણુ (ના) વગાણુ, વતરણુ
વટેમાર્ગુ (ના) મુસાફર પ્રવાસી
વટ્ટી જવુ (ક્રિ) નાસી જવુ, સતાવુ
વડ (ના) વટ, ન્યગ્રોધ, બહુપાત્, એક ઝાડ
વડકાવવુ (ક્રિ) ખીજવવુ, વઢવુ
વડવઇ વડવાઈ (ના) વડના મૂળિયા
વડવાગોળ (ના) વલ્ગુલી, એક પક્ષી
વડવાનળ (ના) દરિયામાનો અગ્નિ
વડવો (ના) દાદો, આજો (માત પિતાનો બાપ)
વડસસરો (ના) સાસૂ અથવા સસરાનો બાપ
વડસાવિત્રી (ના) જેઠ શુદ ૧૫નુ વડપૂજનનુ વ્રત
વડસાસૂ (ન ) સાસૂ અથવા સસરાની મા
વડાડસાત (ના) વિનાયકશાંતિ
વડાઇ (ના) મોટાઈ, કીર્તિ, પતરાજ
વડાગરૂ (વિ) કૂવા કે ખાડામા પકાવેલુ (મીઠુ).
વડાવા (ન ) પૂર્વજ
વડિયાઈ (ના) મા અથવા બાપની મા
વડિલ (વિ) વૃદ્ધ, મોટુ મુરબ્બી
વડી (ના) વડી નાની લચકીઓ, એક ખોરાક
વડુ (વિ) મોટુ
વડુ (ના) વટક, એક ખોરાક
વડે (અ, પ્ર) કરણ, કારણ અર્થે, થી, થકી
વઢકણુ (વિ) કજિયાળુ, લઢકણુ
વઢવાઢ (ના) કજિયો ટટો, મારામારી
વઢવાઢિયુ (વિ) વઢકણુ
વઢવુ (ક્રિ) લડવુ ઠપકો દેવો
વઢાવઢ, વઢાવઢી (ના) કજિયો, લડાવડ
વણુ (અ) વિના, વગર, શિવાય.
વણ (ના) કપાસ, હિરવણી રૂનો છોડ
વણકર (ના) વણનારો સાલવી
વણજ (ના) વાણિજ્ય, વેપાર, વ્યાપાર

વણજાર (ના) વણજારાની પોઠ, ટાંડું.
વણજારૂ (વિ) વણજારમાંનું, રાની. [વેચનાર.
વણજારો (ના) બળદોની પીઠ પર માલ ભરી
વણતર (ના) વણવાની ક્રિયા, પોત, કુમાસ, વણાટ.
વણવું (ક્રિ) વળ ચઢાવવા, દોરાનું કાપડ બનાવવું, બિણવું, વેલણથી રોટલી કરવી, ચૂંટવું.
વણસવું (ક્રિ) બગાડવું, નાશ પામવું.
વણસાડ (ના) બગાડ, નાશ.
વણસાડવું (ક્રિ) બગાડવું, ખરાબ કરવું.
વણાઈ (ના) વણવાની મજુરી.
વણાટ (ના) વણતર, કુમાસ.
વણિક (વિ) વાણિયો, વણજ કરનાર, વેપારી.
વણિયર, વણિયેર (ના) વલેણુ, વનોરૂં, એક જના-
વણ્ટોળ, વણ્ટોળિયો (ના) એક જાતનો વાયુ [વર.
વણ્ઠ (ના) વાયુનો ગોળો.
વણ્ઠવુ (ક્રિ) બગડવું, ફાટવું, હદબહાર જવું.
વણ્ઠી જવું (ક્રિ) બગડી જવું, છકવું.
વણ્ઠેલ (વિ) વણ્ઠેલું, છકી ગએલું.
વણ્ટળ (ના) બંટળ, ટીંજરો, બોજો, નાંજર.
વણ્ડી (ના) વાડાની ભીત, વાડ.
વણ્ડો (ના) મોટી વણ્ડી, વારો.
વત્ (અ) પેઠે, પેઠે, પ્રમાણે, સમાન, જેવું.
વતડવું (ક્રિ) ઉઝરડા પાડવા, નખોરિયાં ભરવાં.
વતણું (ના) વતરણું, વટાણું, લાકડાની કલમ.
વતન (ના) જન્મભૂમિ, જાગીર, જમીનનું ઉત્પન્ન
વતનદાર (ના) જાગીરદાર, ગરાસિયો, દેશાઈ.
વતની (વિ) રહેવાસી.
વતરોગ, વતરોગે (અ) શિવાય, વગર, વિના
વતાગરો (ના) વહીતરો, મજુર.
વતી (અ) બદલે, ઠેકાણે, માટે.
વતીપાત (ના) વ્યતીપાત, જ્યોતિષનો એક યોગ
વતીપાત, વતીપાતિયું (વિ) ઉછાંછળું, ઉત્પાતિયું.
વતું (અ) સુંટણ, હજામત, ઘરધંધો.
વતે (અ) મારફત, થી, વડે.
વતેસર (ના) લંબાણ, વિસ્તાર
વર્ત્તું (વિ) વધતું, વધારે.
વત્સ (ના) બાળક, વાછરડું.
વત્સલ (વિ) વહાલું, કૃપાળ.
વદ (ના) વધ, વદી, કૃષ્ણપક્ષ, અંધારિયું.
વદન (ના) મુખ, (જુઓ પૃ૦ ૨૭૦ શબ્દ) મોં.
વદવું (ક્રિ) બોલવું, ઉચ્ચરવું, કથવું.
વદાઈ (ના) વિદાયગિરી, રજા.
વદા થવું (ક્રિ) વિદાય થવું, જવું.
વદી (ના) વદ. (વિ) કૃષ્ણપક્ષની.
વધ (ના) કતલ, ભોગ, વધારો.
વધતું (વિ) વધારે, વિશેષ.
વધરાવળ (ના) અન્તરગળ, અંડવૃદ્ધિ. [ભેટવું.
વધવું (ક્રિ) ઉમેરાવું, મોટું થવું, બાકી રહેવું,
વધાઇ (ના) વધામણી, શુભ વર્તમાન, ખુશખબ્રી
વધામણાં (ના) શુભકારજ નિમિત્તે માતાનું પૂજન.
વધામણી (ના) વધાઇ, વધાઈની ભેટ.
વધારવું (ક્રિ) ઉમેરવું, બાકી રાખવું.
વધારે (અ) વિશેષ, અધિક.
વધારો (ના) ઉમેરો, વિશેષ, શેષ.
વધાવવું (ક્રિ) વર્ધાવવું, માંગળિક પદાર્થ છાંટવાં
વધુ (અ) વધારે, વધતું સૂચક.
વધૂ (ના) વહુ, છોકરાની સ્ત્રી.
વધૂવર (ના) વહૂવર, વરઘોડિયું.
વધેરવું (ક્રિ) કાપવું, ભોગ આપવો.
વન (ના) કુંજ, ઝાડી, જાળી. (જુઓ) રાન.
વનકુળ (ના) વલ્કલ, ઝાડની છાલનાં વસ્ત્ર.
વનચર (વિ) વગડામાં ફરનાર, રાની.
વનદેવતા (ના) જંગલની દેવી.
વનમાળી (ના) શ્રીકૃષ્ણ, વાસુદેવ.
વનરાજ (ના) સિંહ, વનનો રાજા, મોટું ઝાડ.
વનવાગળું, વનવાગોળ (ના) વાગોળ, એક પંખી.
વનવાસ (ના) અરણ્યમાં રહેવુ તે, દેશવટો.
વનવિહાર (ના) જંગલમાં મંગલ, જળક્રીડા.
વનસ્પતિ (ના) વનૌષધિ, ઓસડમાં વપરાતાં ઝાડ, છોડ કે તેના અવયવો.
વનાં (ના) વાનાં, વેણ, સમજણનાં વચનો.
વના (અ) વિના, શિવાય, વગર.
વનિતા (ના) સ્ત્રી (જુઓ) રામા, બૈરી શબ્દ.
વન્ત (પ્ર) વાન્, વાળું, અર્થે, જેમઃ ધનવંત.
વન્તરી (ના) ભૂતયોનિ પામેલી વિધવા.
વન્તાક, વન્ત્યાક (ના) વેંગણ, રિંગણું.
વન્દન (ના) નમન, પ્રણામ, નમસ્કાર.
વન્દવું (ક્રિ) નમવું, પગે લાગવું.
વન્દિત (વિ) વન્દન કરેલું.
વન્દો (ના) વાંદો, ઝાલ, એક જીવડો.

વરાધ (ના) હાંફણ, સસણી (બાળરોગ).
વરાપિયું (વિ) ડાંગર છાંટવાથી થએલું તરુ.
વરાવું (ક્રિ) વરેલું થવું, પરણવું.
વરાહ(ના)ભૂંડ,ડુક્કર,વિષ્ણુનો ૩જો અવતાર.
વરાળ (ના) બાફ, બાષ્પ, સ્ટીમ,[અંગ્રેજી].
વરાળયંત્ર(ના)બાફથીચાલતુંયંત્ર,સ્ટીમઍન્જીન[,,]
વરાળિયું (વિ) વરાળવાળું, વળફો, વળેલું.
વરિયાળી(ના)શાલેય,શીતશિવ,છત્રા,મધુરિકા.
વરિયાળીદાણા(ના)ખાંડ પાયલા વરિયાળીના [દાણા.
વરિષ્ઠ (વિ) શ્રેષ્ઠ, મોટું, ઉપરી.
વરી (અ) વળી, તદુપરિ, ફરીથી, પણ.
વરી (ના) બે માસમાં પાકતું ધાન્ય.
વરુટ (ના) એક અનાર્ય જાતિ.
વરુડ (ના) એક ચાંડાલ જાતિ.
વરુણ (ના) પ્રચેતા, પાશી, જલનો પશ્ચિમ દિશાનો અધિષ્ઠાતા દેવ.
વરુણી (ના) કર્માંતર માટે બ્રાહ્મણ નોતરવો તે,
વરુ (ના) એક હિંસક પશુ. [શિક્ષા, ફસાટ.
વરૂથિયું (ના) વરાપિયું (જુઓ)
વરૂથિની (ના) સેના, એક અગીઆરસ.
વરેઠી (ના) વરને ત્યાંનું જ્ઞાતિભોજન.
વરેન્દ્રી (ના) ગૌડ દેશ.
વરેપડવું (ક્રિ) ઠેકાણે પડવું.
વરેશ્વર (ના) શિવ.
વરો (ના) ખરચ, જ્ઞાતિભોજન.
વરોઠી (ના) વરેઠી, વરને ત્યાંનું જમણ.
વરોત (ના) મોટું દોરડું.
વરોળ (ના) વાંઝિયાપણું, વ ધત્વ.
વરોળવું (ક્રિ) વલોવવું, મથવું, હલાવવું.
વર્ગ (ના) જથ્થો, ટુકડી, મંડળ, સરખી રકમનો
વર્ગમૂળ (ના) વર્ગની મૂળ રકમ. [ગુણાકાર
વર્જ્ય (વિ) વર્જિત, તજેલું, ત્યાજ્ય.
વર્જવું (ક્રિ) તજવું, દૂર કરવું, છોડવું.
વર્જિત, વર્જ્ય (વિ) વર્જેલું, છોડેલું.
વર્ણ (ના) જાત (બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર), રંગ, મૂળાક્ષર, લિપિચિહ્ન
વર્ણકવિ (ના) કુબેરપુત્ર.
વર્ણન (ના) બ્યાન, નિરૂપણ, વખાણ.
વર્ણનીય (વિ) વર્ણવવા યોગ્ય, વર્ણન કરવાનું.
વર્ણપાત્ર (ના) ચિત્રકાર, ચીતારો.
વર્ણમાળા (ના) મૂળાક્ષરો.
વર્ણશંકર (વિ) સાંકર્યથી થએલું, ભિન્ન જાતિનાં માબાપનું.
વર્ણાવર્ણ (વિ) જાતિભેદ વિનાનું.
વર્ણાશ્રમ (ના) ચાર વર્ણ (જાતિ) અને ચાર (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત) આશ્રમ.
વર્ણોચ્ચાર (ના) અક્ષરનું ઉચ્ચારણ.
વર્તણિયો (ના) વળાવો, માર્ગરક્ષક.
વર્તણૂક (ના) ચાલચલણ, આચાર.
વર્તન (ના) આચરણ, ચાલ. [કાળ.
વર્તમાન(ના)સમાચાર,ખબર, અખબાર, ચાલુ
વર્તમાન (વિ) હાલનું, ચાલતા સમયનું.
વર્તમાનપત્ર (ના) અખબાર, છાપું, ન્યુસપેપર (અંગ્રેજી).
વર્તવું (ક્રિ)ચાલવું,આચરવું,થવું, પારખવું.
વર્તિક (ના) જતિ (શ્રાવકનો). વિરક્ત.
વર્તી(પ્ર)વર્તનાર અર્થે,જેમ ચક્રવર્તી,અગ્રવર્તી
વર્તુલ,વર્તુળ (વિ) ગોળ, (ના) ગોળાકાર:
વર્ધક (વિ) વધારનાર, વૃદ્ધિકર્તા.
વર્ધમાન (વિ) ચઢતું, ઉગતું, વધતું.
વર્મ (ના) કવચ, બખતર.
વર્મા (ના) ક્ષત્રીય નામસૂચક સંજ્ઞા.
વર્ય (વિ) શ્રેષ્ઠ, મુખ્ય.
વર્વર (ના) દેશ, બાબરો.
વર્ષ (ના) વરસ, ૧૨ માસ, સાલ.
વર્ષણ (ના) વૃષ્ટિ, વર્ષાદ.
વર્ષફળ (ના) જ્યોતિષથી કરેલો વર્ષનો વરતારો.
વર્ષવૃદ્ધિ (ના) જન્મતિથિ.
વર્ષા (ના) ૭ ઋતુમાંની એક, આષાઢ શ્રાવણ.
વર્ષાસન (ના) વરસાણું, વાર્ષિક પગાર.
વલખાં (ના) ફાંફાં, વલવલાટ. [વાંક.
વલણ, વલણ (ના) ઈન્કાર, ઢાળ, હીંચકો, મરોડ;
વલદદાળિયાં (વિ) મુદલ અને વ્યાજ અત્રોતમાંથી વસુલ થતાં સુધી રાખેલી (જમીન)
વલદ, વલ્દ (ના) પુત્ર, વલિત, પિતા
વલન્દા (ના) ડચ, હોલન્ડના લોક.
વલભાવું (ક્રિ) રોકાવું.
વલવલ (ના) અતિ આવશ્યક, ચલવલ.
વલવલતુ (વિ) વલવલ કરતું, ચેન કરનાર.

વલવલાટ (ના) વલોપાત, ખરજ.
વલવલિયું (વિ) વલવલતું.
વલી (ના) ખંદો, ઓલિયો, પીર.
વલુંધવું (ક્રિ) મરડવું, પજવવું.
વલુરવું (ક્રિ) ખણવું, ખંજવાળવું.
વલે (ના) સ્થિતિ, હાલત, વેતરણ.
વલેણ (ના) વણિયેર, એક પ્રાણી.
વલોણું (ના) વલોવવાની ક્રિયા.
વલોપાત (ના) અકળામણ, તોફાન.
વલોપાતિયું (વિ) વલોપાત કરનાર.
વલોરવું (ક્રિ) ધમરડવું, ખંજવાળવું. [પાડવું.
વલોવવું (ક્રિ) મન્થન કરવું, હલાવવું, છૂટું
વલ્ક, વલ્કલ (ના) ઝાડની અંતરછાલ, ત્વક્
વલ્ગિત (ના) આજી ચાલ (ઘોડાની).
વલ્મિક (ના) રાફડો, વામલૂર.
વલ્લભ (ના) પતિ, સ્વામી, આશક, પ્રીતમ.
વલ્લભ (વિ) વહાલું, પ્યારું.
વલ્લભા (ના) વહાલી સ્ત્રી, વહુ, માશુક.
વલ્લભાચાર્ય (ના)ભક્તિમાર્ગના છેલ્લા આચાર્ય.
વલ્લભી (વિ) વલ્લભાચાર્ય સંબંધી.
વલ્લરી (ના) મંજરી, માંજર.
વલ્લી (ના) વેલ, વેલી, સરણ, લતા.
વલ્લું (વિ) પહોળું, ફૂલ્લું, રાંઢું.
વલ્લૂર (ના) સૂકું માંસ.
વવરાવું (ક્રિ) વપરાવું, ખપવું.
વવળતું (વિ) વવળે તેવું.
વવળવું (ક્રિ) ચામડીને લાગતાં ખુજળી થવી.
વવળાટ (ના) વવળવું તે, ખંજવાળ.
વશ (અ) સ્વાધીન, તાબે, મોહિત.
વશાત્ (અ) બળથી, જેમ: દૈવવશાત.
વશિક (વિ) તુચ્છ, હલકું.
વશિયર (ના) સર્પ, સાપ, ભુજંગ.
વશિર (ના) ગજપીપળી.
વશીકરણ (ના) વશ કરવાની કળા.
વશેક (અ) વિશેષ, ઘણું.
વષટ્(અ) દેવને બલિદાન દેતાં બોલાતા શબ્દ.
વસટાણું (ના) સમજુતી, મધ્યસ્થી.
વસગાળો (ના) વસટાણું કરનારો.
વસતી (ના) વાસ, રહેઠાણ, નિવાસ.
વસતેવ (ના) અગ્નિ, દેવતા.

વસન (ના) વ્યસન, છંદ, વસ્ત્ર, કપડાં.
વસની (વિ) વ્યસની, છંદી. [ફાગણ ચૈત્ર.
વસન્ત (ના) કુસુમાકર, સુરભી, એક ઋતુ,
વસન્તપંચમી (ના) મહા શુદ ૫, શ્રીપાંચમ.
વસન્તપૂજા (ના) બ્રાહ્મણોનું પૂજન.
વસન્તિયું (ના) રાતી છાંટનો સફેત સાળુ.
વસમું (વિ) માઠું, મુશ્કેલ, વાંકું.
વસલો (ના) ભાગ
વસવસો (ના) અંદેશો, વહેમ, શક.
વસવાયા (ના) ગામ વસાવનાર કારિગરો.
વસવાસ (ના)સરસાઈ, ચડસાચડસી, સ્પર્ધા.
વસવું (ક્રિ) વાસ કરવો, ઉતરવું. [ઉઠવું.
વસાણું (ના) ગંધિયાણું, ગાંધિયાણું, ઓસ-
વસાત (ના) વિસાત, દ્રવ્ય, દમ, માલ.
વસાવવું (ક્રિ) વસતી કરવી, ખરીદવું.
વસાવું (ના) રખેવાળી.
વસાવો (ના) રખો, વળાવો.
વસિયત (ના) વારસો.
વસિયતનામું (ના) વારસા સંબંધી લખત.
વસિલો (ના) ઓળખાણ, વગ, યોગ. [વિલ.
વસુ (ના) પૈસો, આઠનો સંકેત.
વસુદેવ (ના) આનકદુંદુભી, શ્રીકૃષ્ણના પિતા.
વસુધા
વસુન્ધરા } (ના) પૃથ્વી.
વસુમતી
વસુલ (અ) ભરીપુરી પામવું, વસુલાત.
વસુલાત (ના) આવક,જમા, લેહેણુંપેટે ભરણું.
વસૂકવું,વસુકીજવું(ક્રિ)ઉડી જવું,દૂધ બંધ થવું.
વસો (ના) વિંઘાનો ૨૦મો ભાગ,
વસ્ત, વસ્તુ (ના) ચીજ, પદાર્થ, મૂળ ઉદ્દેશ.
વસ્તારી (વિ) કુટુમ્બકબિલાવાળો.
વસ્તુતઃ (અ) મૂળસ્વરૂપે, ખરેખરું.
વસ્ત્ર (ના) વસન, કપડું.
વસ્ત્રલુંચન,વસ્ત્રલોચન(ના) પોશાકસહિત લૂટ.
વહ (ના) ખાંધ (ઢોરની).
વહન (ના) વહ્નિ, અગ્નિ, દેવતા.
વહવાવું (ક્રિ) છેતરાવું, ઠગાવું.
વહાડ (ના) વાઢ, ધાર, ઘા, ઢાળ, ચૂક.
વહાડફડિયો (ના) ભાંજગડિયો.
વહાડવું (ક્રિ) કાપવું, છેદવું.

વહાડિયો (ના) ચડસ, લઘુતા.
વહાડી (ના) નાળચા તથા ઢાંકણાવાળું ઠામ.
વહાણ (ના) નૌકા, તરણિ, તરી, નૌ
વહાણવટી (ના) નાવિક,સુકાની,વહાણને વ્યા-
વહાણું, વહાણેલાં(ના) પ્રભાત,સવાર [પારી.
વહાલ (ના) હેત, પ્રેમ, પ્યાર.
વહાલું (વિ) વલ્લભ, પ્યારૂં, પસંદ.
વહાલેસરી (વિ) વહાલ રાખનાર, હેતસ્વી.
વહાર (ના) કુમક, મદદ, ઉપરાણું.
વહાવવું (ક્રિ) પટાવવું, ઉડવાવું, ઉગામવું.
વહી (ના) નામાને ચોપડો.
વહીજવું (ક્રિ) ગુજરવું,વીતવું, બહેકવું,વંઠવું.
વહીતરી (ના) મજુરણ.
વહીતરૂં (ના) મજુરી, વેઠ.
વહીતરો (ના) મજુર, વેઠિયો.
વહીપજન (ના) દફતરપૂજન, શારદાપૂજન.
વહીવટ (ના) સિરસ્તો, વ્યવહાર.
વહૂ (ના) વધૂ, સ્ત્રી.
વહેણું વાવું (ક્રિ) સવાર થવી.
વહેતુ (વિ) ઢળતું, ખસેડી મૂકેલું.
વહેમ (ના) ભ્રાંતિ, શક, ખોટી કલ્પના.
વહેમી (વિ) વહેમવાળું.
વહેમીનુંજાળું(વિ) વહેમમાં ગુચવાયલું,વહેમી.
વહેર (ના) લાકડાં કે હાડકાંનો ભૂકો.
વહેરવું (ક્રિ) કરવતથી કાપવું.
વહેલ (ના) રથ, ચારક, ગાડી.
વહેલા (ના) આપદા, વિપત્તિ.
વહેલું (વિ) ઉતાવળું, ઝડપનું.
વહેવડાવવું (ક્રિ) બહેકાવવું, છકાવવું.
વહેવણ (ના) વહેવાણ, વહેવાઇની સ્ત્રી.
વહેવા (ના) વિવાહ, શયાદી, લગ્ન.
વહેવાઈ (ના) પુત્રપુત્રીનાં સાસુસસરા.
વહેવારિયો(ના)વ્યવહાર રાખનાર, શાહુકાર.
વહેવું (ક્રિ) પ્રવાહ ચાલવો, તણાવું, બહેકવું, ખેચવું, વેઠવું.
વહોણ (ના) સીમમાંના પાણીનો ખોરો.
વહોણું (વિ) વિહીન, વગરનું.
વહોરત (ના) ખરીદી.
વહોરતિયો (ના) ખરીદનાર, ઘરાક.

વહોરવું (ક્રિ) ખરીદવું, સંઘરવું, ઘેરઘેરથી ભિક્ષા લાવવી (ગોરજીએ).
વહ્નિ (ના) અગ્નિ, દેવતા.
વહ્નિસંજ્ઞક (ના) ચિત્રક, એક ઔષધિ.
વહ્યુંજવું (ક્રિ) ચાલ્યા જવું.
વળ (ના) આંટો, આમળો, જુગતી,પેચ, અનુ-
વળકો (ના) સહજ બાફ. [કૂળતા.
વળગણ (ના) સંબંધ, ઝોડ. [ક્રિ કાઠી.
વળગણી(ના)ઓળખાણ,કપડાં સુકવવાની દોરી
વળગવું (ક્રિ) ચોંટવું, લાગવું, બાઝવું.
વળગાડવું (ક્રિ) ચોંટાડવું, બેટાડવું.
વળણ (ના) વલણ, વાંક, ઢાળ.
વળતી (ના) વળ. (અ) પછી, પછવાડેથી.
વળવું(ક્રિ)વાંકું થવું,બંધ થવું, જવું, ફીટવું.
વળાવવું (ક્રિ) વહાય કરવું, ઝાડુ કઢાવવું.
વળાવિયા (ના) સાથે રહેનાર સીપાઈ.
વળાવું (ના)વળાવો, વળાવવાની ફી. [મિયો.
વળાવો (ના)વાટરક્ષક,આગવો,વર્તનિયો, ભો-
વળિયાં (ના) છનનાં પડખાંની ગોદડી,આમળાં.
વળી (ના) સાકડી, ખોલી.
વળી (અ) તરફથી, તદુપરિ, બીજું.
વસું (ના) વસ, સગાંવહાલાં, ચોયનું પડ.
વા (ના) વાયુ, વાયરો, પવન, સમીર,મરુત, સદ્ગતિ, તુરંગ.
વા (અ) અથવા, કિંવા, યા, કે (વિકલ્પે)
વાઃ (અ) પ્રસન્નતાસૂચક,ભલે ભલે, શાબાશ.
વાંક (ના) વક્રતા,તકસીર, દોષ,હાથનું ઘરેણું.
વાંકડવેલું (ના) ઘોડાવાંક, હાથનુ એક ઘરેણું.
વાંકડી (ના) સોપારીની એક જાત. [ઘરેણું.
વાંકડુ (ના) વાંક, ઘોડાવાંક, હાથનું એક
વાંકડો (ના) વરને પહેરામણી, કલ્લી.
વાંકસાથિયો (ના) વક્રસ્વસ્તિક.
વાંકાઇ (ના) આડાઈ, ટેઢાઈ.
વાંકું (વિ) વક્ર, આડું, બાંકું, અવળું.
વાંકું (ના) અણબનાવ, ગેરસમજુતી.
વાંકુંચૂકું (વિ) વિશેષ વાંકું, આડુંઅવળું.
વાંકુંવરણાગિયું (વિ) ટાપટીપિયું, છેલ.
વાંઘુ (ના) બખોલ, કોતર.
વાંધો (ના) વર્ગ, જાત, પંક્તિ.
વાંચન (ના) લેખ પ્રમાણે બોલવું તે.

વાછંટિયું (ના) વાછંટ અટકાવવાનું છજું.
વાછરડી (ના) બાળકગાય.
વાછરડું, વાછરૂ (ના) વત્સ, વાછડુડું.
વાછલ (ના) વાત્સલ્ય, લાડ, હેત.
વાજ (ના) તોબા, પીડા, વાધ.
વાજન્તર (ના) વાજિંત્ર, વાજાં.
વાજબી (વિ) યોગ્ય, લાયક, ખરૂં.
વાજવું (ક્રિ) વાગવું, અવાજ થવો, ગગડવું.
વાજિત્ર (ના) વાદિત્ર, વાદ્ય, વાજું.
વાજિયા(વિ)જળાશયનાં પાણીથી પાકેલા(ઘઉં)
વાજી (ના) ઘોડો, ઘોટક, અશ્વ,હય,તેજી,ગંધર્વ, સૈધવ, તુરંગ, પ્રીતિ, વાહ, અર્વા, પંખી.
વાજું (ના) વાદ્ય,અવાજ,યંત્ર,વાજિંત્ર,જમાવ.
વાઝોડું, વાઝોડું, વાઝોડું (ના) તોફાની વાયુ.
વાંછના (ના) વાંછા, ઇચ્છા, વાસના.
વાંછવું (ક્રિ) ઇચ્છવું, માગવું.
વાંછિત (વિ) ઈચ્છિત, અપેક્ષિત.
વાટ (ના) માર્ગ, રાહ, દીવેટ, વધારેલી છાસ, પેડાનો પટો.
વાટઊકલી (ક્રિ) ધૂળ પડવી, બગડવું, વણસવું.
વાટકી (ના) વાડકી, કટોરી.
વાટકો (ના) વાડકો, કટોરો.
વાટખરચ, વાટખરચી (ના) મુસાફરીનો ખર્ચ.
વાટપાડુ (વિ) રસ્તે લૂટનાર, રસ્તો કાઢનાર.
વાટમારૂ (વિ) માર્ગમાં મારીને લૂટનાર.
વાટલા (વિ) ભાંગેલા (ચોખા).
વાટવું (ક્રિ) કચરવું, છૂદવું, વહેચવું.
વાટવો (ના) ગોળાકાર કોથળી, પાકીટ.
વાટિકા (ના) વાડી, બાગ.
વાટી (ના) વાડકી, નાળિયેરનું અડધિયું
વાટુ (ના) એક વાસણ.
વાટુઓ(ના)વાટવો,ગોળ સટકિયાંવાળી કોથળી
વાટો (ના) વીંટો, ચામડીનો વળ.
વાડ (ના) વાડો, કાંટાની આડ, મોહોલ્લો.
વાડકી (ના) નાનો વાડકો, કટોરી, વાટકી.
વાડકો (ના) વાટકો, કટોરો.
વાડવ (ના) બ્રાહ્મણ, વિપ્ર, ભૂદેવ.
વાડિયા (ના) સુતાર, ગજ્જર.
વાડી (ના) વાટિકા, બાગ, વાડવાળી જગા.
વાડો (ના) ઘરની પાછળની છૂટી જમીન, મોહોલ્લો, પાયખાનું, સંડાસ.
વાડોલિયું (ના) નાની વાડવાળી જગા.
વાઢ (ના) ધાર, ઘા કાપણી.
વાઢકાપ કરનાર (ના) શસ્ત્રવૈદ, સરજન.
વાઢકૂટિયો (ના) ભાંજગડિયો, કાટકાં કરનાર.
વાઢવું (ક્રિ) કાપવું, છેદવું, ચીરવું.
વાઢિયું (ના) ખજૂરનો દાગીનો.
વાઢિયો (ના) ચડસ, લઘુતા, સુતાર
વાણ (ના) વાણી, વસ્ત્ર, ખાટલો ભરવાની દોરી.
વાણિયો (ના) વણિક,વાણિજ્યવ્યાપાર-કરનાર.
વાણી (ના) (જુઓ) વાક, સ્પષ્ટ ઉચ્ચાર, વાચા.
વાણો (ના) સાળ ઉપરના આડા દોરા.
વાણોતર (ના) મેહેતો, ગુમાસ્તો, મુનીમ.
વાતરણું (ના) અધરણી રાતને ભોજનનું નોતરૂ.
વાત (ના) વચન, (જુઓ) વા, એક દોષ, વાર્તા, બીના, ગાથા, ગપ, રીત, ખબર.
વાતગરૂ (વિ) વાતુડું, વાચાળ, બડબડિયું.
વાતચિત (ના) મનપૂર્વક થતી વાર્તા, બોલ-
વાતડ (ના) લાંબી ખોટી વાર્તા. [ચાલ.
વાતાવરણ (ના) હવા, પૃથ્વીની આસાપાસનો
વાતડુ (વિ) વાતગરૂ. [વાયુ
વાતૂળ (ના) વાદળ, તોફાની પવન, મેઘ.
વાદ (ના) તકરાર, ભાંજગડ, ચર્ચા
વાદવિવાદ (ના) સામસામી તકરાર, સંભાષણ
વાદળ (ના) વાતૂળ, ગગનમાં એકઠી થએલી વરાળ, તોફાની વા, ગગન.
વાદળી (ના) નાનું વાદળ, પાણી ચૂસનાર એક પદાર્થ, સ્પંજ [અંગ્રેજી]
વાદળી (વિ) વાદળના જેવા રંગનું.
વાદળું (ના) વાદળ, અભ્ર, જલધર, ઘન, મેઘ.
વાદી (ના) ફરિયાદી, ગારૂડી.
વાદ્ય (ના) વાજું, વાજિંત્ર.
વાધણ,વાધણી(ના)અટકળી, હેડકી ઉર્ધ્વવાયુ.
વાધર, વાધરી (ના) ચામડાની પાટી.
વાધવું (ક્રિ) વધવું, કુચ કરવી. [ગુણવાન
વાન (પ્ર) વાળું, વંત અર્થે, જેમ ધનવાન,
વાન (ના) વર્ણ, બાંધો, લક્ષણ, રંગ, ઉખડેલી
વાનગી (ના) નમૂનો, અંશ. [ચામડી
વાનપ્રસ્થ (ના) ત્રીજો આશ્રમ, વનમાં વાસ.

વાનર (ના) વાંદર, મર્કટ, કપિ. [રાખોડી
વાની (ના) પોંખ, કુમળાકણ, જાત, પ્રકાર,
વાનું (ના) વસ્તુ, સમજુતીનું વચન, વાત.
વાને ઘાલવું (ક્રિ) વિધિપૂર્વક પીઠી ચોળવી.
વાને। (ના) સુગંધીદાર પદાર્થોની મેળવણી.
વાન્તિ (ના) ઓકારી, ઉલટી.
વાપર (ના) વપરાસ, ખપ.
વાપરવું (ક્રિ) ખપમાં લેવું, ઉપયોગ કરવો.
વાપી (ના) વાવ, લાંબો કુંડ.
વાબસ્તુ (વિ) સગું, સંબંધી, ઓળખીતું.
વામ (વિ) ડાબું, ઉલટું. [હાથની લંબાઇ.
વામ (ના) વ્યામ, બામ, છાતીસહિત બે
વામણું, વામન (વિ) ઠીંગણું, બટુક.
વામન, વામનજી(ના)વિષ્ણુને। પમો અવતાર.
વામનદ્વાદશી (ના) ભાદરવા શુદ ૧૨.
વામમાર્ગ (ના) શાક્ત, વેદ વિરુદ્ધ માર્ગ.
વામવું (ક્રિ)કાઢીનાખવું, ઓછું કરવું, ઘટવું.
વામા (ના) સ્ત્રી, (જુઓ બૈરી તથા રામા)
(શબ્દ), લક્ષ્મી, સરસ્વતી.
વામાટામા (ના) આનાકાની, ગાંગાંતલ્લાં.
વામી (ના) વામમાર્ગી, વેદવિરુદ્ધ વર્તનાર
વાય (અ) હાય, શોકસૂચક
વાયક (ના) વાક્ય, વાણી, શબ્દ, વેણ.
વાયજ, વાયજી (ના) ધર્મોપદેશ
વાયડું (વિ) વાતળ, વાયુ કરે તેવું, છદ્દી
વાયદો (ના) કહેલી મુદત.
વાયરો (ના) પવન, (જુઓ) વા.
વાયલ, વાયલી (વિ) ઘેલું, ઠેકાણા વગરનું.
વાયવરંગ (ના) વાવડીંગ, એક ઔષધ.
વાયવ્ય (ના) ઉત્તરપશ્ચિમ વચ્ચેનો ખુણો
વાયસ (ના) કાગડો, કાક, કરટ, અરિષ્ટ, ધ્વાંક્ષ
વાયુ (ના) પવન, એક તત્ત્વ, એક દોષ,
બાદી, એ પાંચ (પ્રાણ, વ્યાન, અપાન,
ઉદાન અને સમાન) પ્રકારે શરીરમાં રહે છે.
વાર (અ) વાસર, અમુક ગ્રહનો દિવસ, ત્રણ
ફૂટ, ખોટી, વખત, પાણી, વારિ.
વાર(અ)પ્રમાણે, જેમ: વિગતવાર. તપસીલવાર
વારણાં (ના) વાળવાનો ઉપાય, ઉતાર, હાથી
વારણું (ના) ઓવારણાં, મીઠડાં.
વારન્ટ (ના) પકડી આણવાનો સરકારી હુકમ.

વારતેહેવાર (ના) ઓછવ, ખુશાલીના દહાડા.
વારમ્વાર (અ) વારેવારે, હમેશ.
વારવું (ક્રિ) મના કરવી, અટકાવવું.
વારસ (ના) મરનારની મિલકતનો હકદાર.
વારસનામું (ના)વસિયતનામું, વિલ [અંગ્રેજી].
વારસો (ના) મરનારની થાપણ, વારસને મળે.
વારંગના(ના) વારવધૂ, ગુણકા, વેશ્યા. [હું તે.
વારાણસી (ના) કાશી, બનારસ.
વારાફરતી, વારાફરતું (વિ) વારાનું, ક્રમિક.
વારિ (ના) વાર, જળ, પાણી, ઉદક, નીર.
વારિજવું (ક્રિ) ઓવારું, વહાલમાં ભોગ આપું.
વારિધિ, વારિનિધિ (ના) સમુદ્ર, સાગર.
વારી (ના) વારો, વિગત.
વારૂ (અ) ઠીક, સારૂં, હા.
વારેદાર (ના) વારાવાળો. કર ઉઘરાવનાર.
વારેવારે (અ) ઘડીએ ઘડીએ, હમેશ.
વારો (ના) અનુક્રમ, પાળી, અણોજો, ફાયદો,
વાર્તા (ના) વાત, ગોષ્ટિ, ગાથા, કથા. [લાગ.
વાર્તિક (ના) ટીકા, વિવેચન, સ્પષ્ટિકરણ,
ખબર કરનાર.
વાર્ષિક (વિ) વર્ષસંબંધી, વરસદહાડે થનાર.
વાલ (ના) પાપડીના સુકા દાણા, એક કઠોળ,
તોલાનો ૩૨મો ભાગ.
વાલન્દ (ના) હજામ, રોમશત્રુ, નાવી.
વાલપાપડી (ના) પાપડી, વાલની સીંગ.
વાલમ, વાલમજી (વિ) વહાલો, વલ્લભ.
વાલમભાઈ(ના)લાકડાનો નાગો પુરુષ(રમતમાં).
વાલિયા(ના) ઝોળી કે ત્રાજવાં બાંધવાની દોરી.
વાલી (ના) હિમાયતી, રક્ષક, શેઠ.
વાલીવારસ(ના)ક્રમક ખેંચનાર કે વારસ થનાર.
વાલોળ(ના)એક પાપડી જેવી સીંગ, એક શાક.
વાવ(ના)વાપિ, પગથિયાંવાળો લાંબો કૂવો, તળી.
વાવટાકાડી (ના) વાવટો ચઢાવવાનો વાંસ.
વાવટો (ના) નિશાન, ધ્વજ, પતાકા.
વાવડ (ના) પત્તો, ખબર, ભાગ.
વાવડી (ના) નાની વાવ.
વાવણિયો(ના) ફડાકો, અનાજ ઓરવાનું શાચ.
વાવણી (ના) રોપણી, ઓરણી, પેરણી.
વાવરવું (ક્રિ) વાપરવું, ખરચવું.
વાવવું (ક્રિ) વાવણી કરવી, રોપવું.

વાવા (અ) સારૂ, મઝેનુ (બાળબોલી)
વાવાઝોડુ (ના) વાઝોડુ, વાનુ તોફાન
વા વાદળ (ના)વા અને વાદળ, તોફાની વાદળી
વાવુ' (ક્રિ) ફુકાવુ, લાગવુ, વગાડવુ
વાવેતર (ના) વાવણીની જમીન, પાક
વાસ (ના) રહેઠાણ, ગધ, વસ્ત્ર
વાસક સજ્જિતા(ના)એક નાયિકા (કાવ્યમા)
વાસકુટ (ના) બદન, બડી, કુડતુ
" સણ (ના) પાત્ર, ઠામ, ભાજન
વાસના (ના) ઈચ્છા, તૃષ્ણા, મનોવૃત્તિની અ
વાસર (ના) વાર દિવસ, રોજ [સર
વાસરમણિ (ના) સૂર્ય, (જુઓ ભાસ્કર)
વાસવ (ના) ઈંદ્ર, (જુઓ) મઘવા
વાસવુ (ક્રિ) બધ કરવુ,દેવુ, કુકડાનુ બોલવુ'
વાસિત (વિ) વાસવાળુ
વાસી (વિ) પર્યુષિત શીળુ', ટાઢુ, વસનાર
વાસીદુ (ના) કચરો, ઝાડુ
વાસુ, વ સુપિયો (ના) રાતે ખેતરમા રહેનાર
વાસેલ (વિ) કાજળી, કાનવી (ખેતર)
વાસો (ના) વાસ, દહાડો
વાસ્તવિક (વિ) સાચુ, ખરેખર
વાસ્તવ્ય (વિ) વસવાલાયક
વાસ્તુ (ના) ખાતમુહૂર્ત
વાસ્તે (અ) કાજે, માટે, અર્થે, સારૂ
વ હ (અ) વા ધન્યવાદસૂચક (ના) ઘેડો
વાહક (વિ) ખેચનાર, ઉચક્નાર, હાકનાર
વાહન (ના) બેસીને ફરવાનું સાધન, ગાડી, રથ, પાલખી, ઈ૦
વાહિની વાહી(વિ)વહેનાર, પ્રવાહરૂપે દોડનાર
વાળ (ના) નિમાળા, બાલ, કેશ
વ ળદ (ના) હજામ, નાની, વાલંદ
વાળવુ(ક્રિ)સાફ કરવુ, વળ દેવો, વાક દેવો,વાળી
વાળા (ના) કડક, કાનનું એક ઘરેણું [દેવુ
વાળુ (પ્ર) રાખવુ, વેચવુ, વળગવુ અર્થે, જેમ દૂધવાળો દૂધવાળુ
વાળુ (ના) સાજનુ કે રાતનુ ભોજન [ઉતાર
વાળો (ના) એક સુગધી ઘાસ, એક કીડો,
વિ (ઉ) વિરોધ, વિરદ્ધ, પૃથક, વિભાગ ઇત્યાદિ ફેરફાર ધાત્વાર્થમા કરનાર [માપ.
વિઘુ (ના)એકવસો પોહોળુ અને ૨૦વસા લાબુ
વિઘોટી (ના) વીઘાદીઠ સરકારી કર
વિજણો (ના) વીજણો, વ્યજન-વા-નાખવાનુ' સાધન, દાંડી વગરનો પખો
વિજવુ (ક્રિ) વા નાખવો.
વિટવુ' (ક્રિ) વીટવુ, લપેટવુ', વાળવુ.
વિટાળવુ (ક્રિ) વીંટો વાળવો
વિટી (ના) વીટી, મુદ્રિકા
વિંટો (ના) વીંટો, વાળેલો આકાર
વિધણુ (ના) સુથારનુ એક ઓજાર
વિધવુ (ક્રિ) વેહ પાડવો, ભોક પાડવો
વિધારો (ના) વિધનારો, વેહ પાડનારો
વિધુ (ના) કાણુ, છિદ્ર
વિકટ (વિ) મુશ્કેલ, અઘરૂ, દુસ્તર
વિકરાળ (વિ) વિકાળ, ભયકર
વિકર્મ (ના) ઉલટુ આચરણ વિરુદ્ધ ક્રિયા
વિકલ્પ (ના) વિશેષ કલ્પના,મત, શક સંદેહ
વિકલ્પથવો(ક્રિ)બદલી આપવુ,એકને ઠામે બીજું
વિકસન (ના) વિકાસ ખીલવણી [વપરાવુ.
વિકસવુ (ક્રિ) વિકસન થવુ, ખીલવુ
વિકળ (ના) વ્યાકુલ, આકળુ, બેહોશની
વિકળા (ના) કળાનો ૬૦મો ભાગ
વિકાર (ના) વિકૃતિ, ફેરફાર બગાડ એ છ ગણાય છે (જન્મ, સ્થિતિ, વૃદ્ધિ, વિપરિણતિ (રગ બદલાવો) ક્ષીણતા અને નાશ)
વિકાસ (ના) વિકસન, ખીલવણી
વિકાસવુ (ક્રિ) ઉઘાડવુ, ખીલવુ, પહોળુ થવુ
વિકૃત (વિ) વિકાર પામેલુ, બગડેલુ
વિકૃતિ (ના) વિકાર, ફેરફાર
વિક્રમ (ના) પરાક્રમ, ઉજ્જનનો શકપ્રવર્તક
વિક્રય (ના) વકરો, વેચાણ [રાજા વિક્રમાદિત્ત.
વિક્રિયા (ના) વિકાર, વિકૃતિ ફેરફાર
વિક્ષેપ (ના) મનનુ ભ્રમણ, અટકાવ, હરકત
વિખ (ના) વિષ, ઝેર હવે', ગરલ, વેર
વિખવાદ (ના) કજિયો, અદેખાઈ
વિખિયા (ના) ઝેરી સ્ત્રી
વિખે (અ) વિષે, સબધે
વિખ્યાત (વિ) પ્રખ્યાત, નામાક્તિ, પ્રસિદ્ધ
વિખ્યાતિ (ના) પ્રસિદ્ધિ કીર્તિ, નામના
વિગત (ના) હકીકત, તપસીલ, રીત, પ્રમાણ
વિગતવાર,વિગતે(અ)વિગતસહિત,તપસીલવાર

વિગેરે (અ) વીગેરે, ઇત્યાદિ, અને બીજાં.
વિગ્રહ (ના) કંકાસ, લડાઈ, જુદાઈ.
વિઘ્ન (ના) નડ, હરકત, સંકટ, ભય.
વિચક્ષણ (વિ) ચતુર, ચપળ, સહજમાં સમજે
વિચરવું (ક્રિ) જવું, પેસવું [એવું
વિચાર (ના) મનપર થતી અસર, મનન, મત
વિવેક, મનસુબો, તર્ક, લક્ષ, ફિકર
વિચારપૂર્વક (અ) આગળથી વિચાર કરીને
વિચારવું (ક્રિ) વિચાર કરવો, સારઅસાર સમ-
વિચિક્ષણ(વિ) વિચક્ષણ, ચતુર, ચપળ [જવો
વિચિત્ર (વિ) તરેહવાર, બેરોળ, અચરતીભરેલું
વિછોહ (ના) વિજોગ, જુદાઈ, વિક્ષેપ.
વિજય (ના)મોટો જય, વિષ્ણુનો એક પોળીયો.
વિજયા (ના) ભાંગ, માયા, શિવબુટી.
વિજયાદશમી (ના) દશેરા, આશો શુદ ૧૦
વિજયી(વિ)વિજય પામનાર, યશસ્વી, ફતેહમંદ
વિજાતિ (ના) બીજી જાત, જુદી તરેહ
વિજોગ (ના) વિયોગ, જુદાઈ, વિરહ
વિજોગી (વિ) વિરહી, જુદાઈવાળુ.
વિજ્ઞપ્તી (ના) વિજ્ઞાપના, વિનતિ, પ્રાર્થના.
વિજ્ઞાન (ના) અનુભવ, પાકું જ્ઞાન.
વિજ્ઞાનમયકોશ (ના) પંચકોશમાંનો એક
વિજ્ઞાપના (ના) વિનતિ, વિજ્ઞપ્તિ, અરજ
વિતંડ (ના) વિતંડા, પાખંડ.
વિટમ્બણા (ના) વિડમ્બન, માયાકૂડ, અડચણ,
દુખ, આપદા, ફજેતી.
વિણ (ના) વિના, વગર, શિવાય
વિણવું (ક્રિ) વણવું, ચૂંટવું, ઉપાડી લેવું.
વિણામણ(ના)વણવાનો કચરો, વણવાની મજુ
વિતક (વિ) વિતેલું અનુભવેલુ, ગયેલુ [રી.
વિતણ્ડવાદ,વિતણ્ડ(ના)ખોટીતકરાર,માયાફેરડ
વિતર્ક (ના) ઉલટા વિચાર, અપૂર્ણ વિચાર
વિત્ત (ના) ધન, પુંજી, શક્તિ, સાર, કસ.
વિદાય (વિ) રવાના.
વિદાયગિરી (ના) વદાઈ, વળાવવું તે.
વિદગ્ધ (વિ) દાઝ્યાધગ્યુ,બળેલુ, ચતુર નાયક
વિદગ્ધા (ના) ચતુર નાયિકા.
વિદારણ (ના) કાપ, ફાટ, ચીરો.
વિદારવું (ક્રિ) વાઢી નાખવું, કાપવું, ચીરવુ
વિદિત (વિ) જાણેલુ, જણાવેલુ.
વિદૂષક (ના) મશ્કરો, રંગલો, તરકટિયો,
વિદેશ (ના) પરદેશ, બહારગામ. [જૂઠણ.
વિદેશી (વિ) પરદેશ સંબંધી, દેશાવરનું.
વિદેહી (વિ) જીવન્મુક્ત, જીતેંદ્રિય.
વિદ્ધ (વિ) વિંધેલુ.
વિદ્યમાન (વિ) હયાત, જીવતુ.
વિધમાન (અ) સમક્ષ, હાજર.
વિદ્યા (ના) જ્ઞાન, શિક્ષણ, ભણતર, આવ-
ડત, ઇલમ, શાસ્ત્ર, એ ચૌદ જણાય છે
(ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ,
શિક્ષા, કલ્પ, વ્યાકરણ છંદ,જ્યોતિષ,નિરુક્ત,
મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર અને પુરાણ.
વિદ્યાગુરુ (ના) વિદ્યા ભણાવનારો, શિક્ષક.
વિદ્યાભ્યાસ (ના) ભણવાનો અભ્યાસ, ભણતર.
વિદ્યાર્થી (ના) વિદ્યાભ્યાસી,ભણનાર, શિષ્ય.
વિદ્યુત્ (ના) વીજળી (શબ્દ જુઓ).
વિદ્વજ્જન (ના) વિદ્વાન, જ્ઞાની.
વિદ્વતા (ના) પંડિતાઈ, જ્ઞાન, વિદ્વાનપણું.
વિદ્વાન્ (વિ) વિદ્યા ભણેલો, જ્ઞાનવાન્
વિધ (ના) જાત, તરેહ, પ્રકાર
વિધવા (ના) રાંડીરાંડ, રંડાયલી સ્ત્રી.
વિધવિધ (અ) તરેહવાર, નાના પ્રકારના
વિધાતા (ના) બ્રહ્મા, પ્રજાપતિ, પદ્મમાસન;
વિધિ, ચતુરાનન, આત્મભૂ, સુરજ્યેષ્ઠ, પર-
મેષ્ઠી, પિતામહ, હિરણ્યગર્ભ, લોકેશ, સ્વ-
યંભૂ, ધાતા, અબ્જયોનિ, દ્રુહિણ, વિરંચિ,
સૃષ્ટા, વેધા, વિશ્વસૃટ. [લખનાર દેવી.
વિધાતા, વિમાત્રા, વિધોત્રી (ના) છઠ્ઠીનો લેખ
વિધાન (ના) પ્રકાર, વિધિ, સંધાન.
વિધિ (ના) બ્રહ્મા, (જુઓ) વિધાતા, નસી-
બ, પ્રચાર, રીતિ, આજ્ઞા, કર્તવ્ય.
વિધિયુક્ત (અ) શાસ્ત્ર આજ્ઞાપ્રમાણે.
વિધુ (ના) ચંદ્ર, કૃષ્ણ.
વિધ્યર્થ (વિ) આજ્ઞાર્થક.
વિધ્વંસ (ના) ઉચ્છેદ, વિનાશ
વિનતા (ના) વનિતા, (જુઓ) બૈરી અને રામા.
વિનન્તી (ના) વિનતિ, અરજ, કાલાવાલા.
વિનય (ના) નમ્રતા, મર્યાદશીલતા, સભ્યતા
વિનવવું (ક્રિ) વિનય કરવો, મનાવવું.
વિના (અ) વના, વગર, શિવાય.

વિનાશ (ના) વિધ્વંસ, વધારે નાશ, મરણ.
વિનાશી (વિ) નષ્ટ, નાશક.
વિનોદ (ના) આનંદ, રમતગમત.
વિનોદી (વિ) આનંદી, રમુજી.
વિપત, વિપત્તિ (ના) આફત, પીડા, સંકટ.
વિપરીત (વિ) ઉલટું, અવળું, સામું.
વિપિન (ના) વન, (જુઓ) રાન
વિપુલ, વિપુળ (વિ) મોટું, ઘણું, પુષ્કળ.
વિપ્ર (ના) વેદપાઠી, બ્રાહ્મણ.
વિપ્રયોગ (ના) નાયક નાયિકાનો વિજોગ.
વિપ્રલબ્ધા (ના) નાયિકા.
વિપ્રલમ્ભ (ના) વિયોગ શૃંગાર.
વિફરવું (ક્રિ) ફાટવું, શૂર ચડવું, ધસવું.
વિફળ (વિ) નિષ્ફળ, નકામું, મિથ્યા.
વિબુધ (ના) દેવ, અમર, સુર.
વિભક્ત (વિ) પૃથક્, જુદું, છૂટું.
વિભક્તિ (ના) નામ, સર્વનામ ને વિશેષણને લાગતા પ્રત્યયો, કારક.
વિભાગ (ના) ભાગના ભાગ, પેટાભાગ.
વિભાવ (ના) કાવ્યમાં રસ ઉપજાવનાર ભાવ.
વિભાવના (ના) ધારણા, કલ્પના, સંશયભાવ
વિભુ (વિ) વ્યાપક, નિત્ય (પ્રભુ).
વિભૂત, વિભૂતિ (ના) ઐશ્વર્ય, અંશ, ભસ્મ.
વિભૂષિત (વિ) સણગારેલું, વિશેષ શોભિતું
વિભ્રમ (ના) વહેમ, વિલાસ.
વિમળ (વિ) નિર્મળ, શુદ્ધ, સાફ.
વિમાન (ના) ઉડતું વાહન, બલૂન [અંગ્રેજી]
વિમાસણ (ના) પસ્તાવો, ઉદાસી.
વિમાસવું (ક્રિ) ઉદાસીમાં બેસવું, પસ્તાવું.
વિમુખ (વિ) અવળું, પૂઠળું
વિયડો (ના) નદીમાં ખોદેલો ખાડો.
વિયાણ-(વિ) વિયાતી (ગાય, ભેસ. ઈ૦)
વિયાવું (ક્રિ) પશુનું જણવું, પ્રસવ થવો.
વિયોગ (ના) વિજોગ, જુદાઈ, વિરહ.
વિરક્ત (વિ) વેરાગી, ત્યાગી, નિસ્પૃહ.
વિરંચી (ના) બ્રહ્મા, (જુઓ) વિધાતા.
વિરતી (ના) વિરામ, અટકાવ.
વિરલ, વિરલું (વિ) અસાધારણ.
વિરવણ (ના) એક જાતનુ ઘાસ.
વિરસ (વિ) રસવિનાનું, નિરસ.

વિરહ (ના) વિજોગ, જુદાઈ.
વિરહિણી (ના) વિજોગવાળી સ્ત્રી.
વિરહી (વિ) વિજોગી, જુદુ પડેલું.
વિરાગ (ના) વૈરાગ્ય, ત્યાગીવૃત્તિ, સંન્યાસ.
વિરાગી (વિ) ત્યાગી, સંન્યાસી.
વિરાજમાન (વિ) બિરાજમાન, સુશોભિત.
વિરાજવું (ક્રિ) શોભવું, બિરાજવું.
વિરાટ (ના) બ્રહ્માંડ.
વિરાટસ્વરૂપ (ના) વિશ્વરૂપે ઈશ્વરનો દેહ.
વિરામ (ના) વિરતિ, શાંતિ, પ્રકરણ, વીસામો, મરણ [ટાંપ.
વિરામચિહ્નન(ના)વાંચતાં અટકવાની નિશાની,
વિરુદ્ધ (વિ) ઉલટું, સામું.
વિરૂપ (વિ) વિશેષ રૂપવાળું, કદરૂપું.
વિરેચન (ના) જુલાબ, રેચ. [બનાવ.
વિરોધ (ના) ઉલટાપણું, એક અલંકાર, અણ-
વિરોધી (વિ) વિરોધ કરનાર, વિરોધવાળું.
વિલક્ષણ (વિ) વિશેષલક્ષણનું, અસાધારણ, ઠેકાણા વગરનું.
વિલમ્બ (ના) વાર, ઢીલ, ખોટી.
વિલસવું (વિ) શોભવું, ચળકવું..
વિલાત (ના) બ્રીટનોનું વતન, વિલાયત.
વિલાતી (વિ) વિલાયતી, અંગ્રેજ સંબંધી.
વિલાપ (ના) સ્પષ્ટ, ઉચ્ચારપૂર્વક રૂદન.
વિલાયત (ના) અંગ્રેજનો દેશ, વતન.
વિલાયતી (વિ) અંગ્રેજી, ઇંગ્લંડ સંબંધી.
વિલાસ (ના) સુખભોગ, લીલા, મોજ, સ્ત્રીના ઉત્તમાંગના અવયવના ભાવ.
વિલાસી (વિ) વિલાસ કરનાર, મોજી.
વિવક્ષિત (વિ) મનમાં કહેવાને ધારેલું.
વિવર (ના) પોલાણ, ગુફા, દર.
વિવાદ (ના) વાદ, તકરાર, કજિયો.
વિવાદી (વિ) વિવાદ કરનાર.
વિવાહ (ના) સગાઇ, લગ્ન.
વિવિધ (વિ) તરેહવાર, જુદા જુદા પ્રકારનું.
વિવેક (ના) ખરાખોટાની પરીક્ષા, ડહાપણ સુ-
વિવેકયુક્ત, વિવેકી (ના) વિવેકવાળું. [ઘડાઇ.
વિવેચન (ના) ટીકા, સ્પષ્ટીકરણ.
વિશાખ(ના)પાર્વતીનંદન,કાર્તિકસ્વામી,સ્કંદ.
વિશાખા (ના) ૧૬મું નક્ષત્ર.

વિશાળ (ના) મોટું, વિસ્તીર્ણ, એક મૃગ.
વિશાળા (ના) ઇંદ્રવારુણી.
વિશાળાક્ષ (ના) મહાદેવ
વિશિખ (ના) બાણ
વિશિષ્ટ (અ) યુક્ત, સહિત.
વિશિષ્ટ (ના) વિષ્ણુ.
વિશિષ્ટાદ્વૈત (ના) શ્રીરામાનુજાચાર્યનો સિદ્ધાંત
વિશુદ્ધ (વિ) ઉજ્વળ, નિર્મળ.
વિશુદ્ધિ (ના) સંશોધન
વિશેક, વિશેષ (અ) વધારે, બહુ, અમુક.
વિશેષ (ના) એક પદાર્થ, તિલક, એક ભેદ.
વિશેષણ (ના) ગુણ સંખ્યાવાચક શબ્દ.
વિશેષેકરીને (અ) ઘણું કરીને, મુખ્યત્વે કરીને
વિશેષ્ય (ના) વિશેષે જાણવાનેમ શબ્દ, વિશેષણવાળો શબ્દ, ધર્મી
વિશોક (ના) અશોક વૃક્ષ.
વિશ્રંભ (ના) વિશ્વાસ, ભરોસો.
વિશ્રાન્તિ, વિશ્રામ (ના) વિરામ, વિસામો, [આસાએશ.
વિશ્રુતિ (ના) વિખ્યાતિ, પ્રસિદ્ધિ
વિશ્વ (ના) સૃષ્ટિ, જગત્, દુનિયા.
વિશ્વકર્મા (ના) સૂર્ય, દેવશિલ્પી.
વિશ્વક્સેન (ના) વિષ્ણુ
વિશ્વગ (ના) બ્રહ્મા.
વિશ્વગોપ્તા (ના) વિશ્વપાળક, વિષ્ણુ
વિશ્વચક્રાત્મા (ના) વિષ્ણુ
વિશ્વજનક (ના) જગત્ કર્તા, પરમેશ્વર
વિશ્વજિત્ (ના) એક યજ્ઞ, વરુણપાશ.
વિશ્વદેવ (ના) એક ગણદેવતા.
વિશ્વધારિણી (ના) પૃથ્વી.
વિશ્વનાથ (ના) જગન્નાથ, દુનિયાનો માલિક પ્રભુ
વિશ્વબોધ (ના) બુદ્ધ.
વિશ્વભેષજ (ના) શુંઠી, શુંઠ.
વિશ્વમ્ભર (ના) સૃષ્ટિનું પોષણ કરનાર ઈશ્વર.
વિશ્વંભરા (ના) પૃથિવી.
વિશ્વરૂપ (ના) વિષ્ણુ, મહાદેવ
વિશ્વરેતા (ના) બ્રહ્મા
વિશ્વસ્તા (ના) વિધવા, રંડાયલી.
વિશ્વાત્મા (ના) વિશ્વનો આત્મા, બ્રહ્મ
વિશ્વામિત્ર (ના) એક બ્રહ્મર્ષિ, કૌશિક.
વિશ્વાસ (ના) ભરોસો, પતીજ, ઈતબાર.
વિશ્વાસઘાત (ના) ભરોસાનો ભંગ.
વિશ્વાસઘાતી (વિ) વિશ્વાસઘાત કરનાર
વિશ્વાસી } (વિ) ભરોસાલાયક, વિશ્વાસપર
વિશ્વાસુ } રહેનાર, ખ્રિસ્તી ધર્મનું
વિશ્વેદેવા (ના) અગ્નિ, શ્રાદ્ધદેવ.
વિશ્વેશ્વર (ના) વિશ્વના ઇશ્વર, મહાદેવ, કાશીનું
વિષ (ના) ઝેર, અતિકડવી ચીજ. [જ્યોતિર્લિંગ.
વિષધર (ના) સર્પ, સાપ, નાગ.
વિષમ (વિ) અસમાન, એકીઅંકો, ઉલટું, વિપરીત, એક અલંકાર. [કામ, હેતુ, માલ
વિષય (ના) ઇંદ્રિય વિકાર, તન્માત્રા, વ્યાપાર,
વિષયાનંદ (ના) સાંસારિક પદાર્થોથી થતો આનંદ.
વિષયી (વિ) સંસારી વિષયનો શોખી, લંપટ.
વિષાદ (ના) ખેદ, દલગીરી, શોક, વેર.
વિષુવદ્વૃત્ત (ના) પૃથ્વીના ગોળાની કલ્પિતમધ્ય-
વિષે (અ) બાબતમાં, વિષય સંબંધે. [રેખા.
વિષ્ટિ (ના) સલાહ, શિષ્ટાઇ, એકકરણ (જ્યો-
વિષ્ઠા (ના) નરક, ગૂ, મળ. [તિષમાં).
વિષ્ણુ (ના) વ્યાપક ઈશ્વર, નારાયણ, કૃષ્ણ, વૈકુંઠ, વિષ્ટરશ્રવા, દામોદર, હૃષીકેશ, કેશવ, માધવ સ્વયંભૂ, દૈત્યારિ, પુંડરીકાક્ષ, ગોવિંદ, ગરુડધ્વજ, પીતાંબર, અચ્યુત, શાર્ઙ્ગી, વિશ્વક્સેન, જનાર્દન, ઉપેંદ્ર, ઇંદ્રાવરજ, ચક્રપાણી, ચતુર્ભુજ, પદ્મનાભ, મધુરિપુ, વાસુદેવ, ત્રિવિક્રમ, દેવકીનંદન, શૌરિ, શ્રીપતિ, પુરુષોતમ, વનમાળી, બલિધ્વંસી, કંસારાતિ, અધોક્ષજ, વિશ્વંભર, કૈટભજિત્, વિધુ, શ્રીવત્સલાંછન, પુરુષપુરાણ યજ્ઞપુરુષ, નરકાંતક, જલશાયી, વિશ્વરૂપ, મુકુંદ, મુરમર્દન, ઈ૦ હજાર નામો જાણવા હોય તો વાંચો "વિષ્ણુ સહસ્રનામ"
વિષ્ણુતેજ (ના) આજ્ય, ઘી, તૂપ
વિસર્ગ (ના) હકારના ઉચ્ચારનું ચિહ્ન ( ) ત્યાગ
વિસર્જન (ના) ત્યાગ, બંધ, બરખાસ્ત, વિ-
વિસાત (ના) માલ, જીવ, દમ [દાયગીરી
વિસ્તરવું (ક્રિ) ફેલાવું, વધવું, પસરવું.
વિસ્તાર (ના) ફેલાવો, પ્રસાર, ક્ષેત્રફળ, વધારો.
વિસ્તારવું (ક્રિ) લંબાવવું, ફેલાવવું.
વિસ્તીર્ણ (ના) વિસ્તાર પામેલું.
વિસ્ફોટ, વિસ્ફોટક (ના) એક રોગ

વિસ્મય (ના) અચરતી, નવાઈ, આશ્ચર્ય
વિસ્મરણ (ના) ભૂલ, વીસાર.
વિસ્મિત (વિ) વિસ્મય પામેલું.
વિસ્મૃતિ (ના) વિસ્મરણ, ભૂલાવો.
વિહગ (ના) એક રાગ, પક્ષી
વિહંગમ (ના) પખી.
વિહાર (ના) ફરવા ફરવાની મોજ.
વિહારી (વિ) વિહાર કરનાર.
વિહીણ, વિહીન (અ) વિના, રહિત
વિહ્વળ (વિ) આતુર, બાવરું, ગાભરું.
વી (પ્ર) વિધિ વર્તમાન કર્મણિપ્રયોગમા નારી જાતિનો. જેમઃ હુંડી લખવી, ચોપડી વાંચવી.
વીઆજ (ના) વ્યાજ, નાણાંનું ભાડું અથવા વાપરવાનો બદલો.
વીઆજુ (વિ) વ્યાજ સંબંધી.
વીઆવુ (ક્રિ) વ્યાવું, જનાવરનું જણવું.
વીખરવું (ક્રિ) છૂટું પડવું, પથરાવું.
વીખેરવું (ક્રિ) વેરવું, છૂટું પાડવું. [જવું.
વીધરવું (ક્રિ) ઓગળવું, છૂટું પડવું, ગભરાવુ, ઉડી
વીધરાઈ જવું (ક્રિ) ઓગળી જવુ.
વીધરો (ના) મનની જુદાઇ, કજિયો.
વીછળવુ (ક્રિ) પાણીથી ધોવુ (વાસણ).
વીછુ (ના) વૃશ્ચિક, એક જીવડો.
વીજ (ના) વિદ્યુત, વીજળી.
વીજણો (ના) વા નાંખવાનું સાધન, ટાંડીવગ-
વીજવું (ક્રિ) વા નાંખવો. [રનો પખો
વીજળી (ના) વિદ્યુત, શપા, શતહ્રદા, હ્રાદિની, ઐરાવતી, ક્ષણપ્રભા, તડિત સૌદામની, ચચલા, ચપલા.
વીટલા (ના) એક કાનનું ઘરેણું.
વીટલાવું (ક્રિ) વીટાળેલું થવું, આસપાસ વળવું
વીટલો (ના) વીંટો, વાળેલો ઘાટ
વીટવુ (ક્રિ) વેષ્ટન કરવું, લપેટવું, ઘેરી લેવુ.
વીટાળવુ (ક્રિ) વીટવુ, લપેટવુ.
વીટાળો (ના) વીંટો
વીટી (ના) આંગળીનું ઘરેણું, મુદ્રિકા.
વીંટો (ના) વીટલો
વીણ (ના) જણતી વખતનો દુખાવો.
વીણા (ના) એક તતુ, વાદ્ય, વલ્લકી, બિપંચી, બે બાજુ તુમડાંવાળો સાત તારનો તંબુરો

વીણાચૂંટા (ના) અકળામણ, બેચેની.
વીણાપાણિ (ના) નારદમુનિ.
વીત (ના) વિત્ત, પૈસા, ધન, માલ.
વીધ (ના) વિધિ, પ્રકાર, તરેહ.
વીમો (ના) અમુક મુદતનું આફતનું જોખમ.
વીર (ના) મહાત્મા, યોદ્ધો, એક દેવયોનિ, ભાઈ.
વીરરસ (ના) નવરસમાંનો એક, વીરવર્ણન.
વીરવિદ્યા (ના) વીરને સાધવાની વિદ્યા
વીરશ્રી (ના) વીરનું તેજ.
વીરો (ના) ભાઈ. (વહાલમાં).
વીર્ય (ના) શુક્ર, બળ, શક્તિ.
વીલ (ના) ફાડિયુ, વારસનામું, વસિયત.
વીલુ (ના) એક પંખી.
વીલુ (વિ) શરમિંદુ, ફીકું.
વીશ, વીસ (વિ) વિશતિ, ૨૦ (સંખ્યા), કોડી.
વીસરભોળુ (વિ) ભૂલકણું.
વીસરવું (ક્રિ) ભૂલવુ, વિસ્મરણ થવું.
વીસામો (ના) વિશ્રામ, આરામએશ, થાક ખાવાની જગા.
વીસાર (ના) વિસ્મરણ, ભૂલ.
વીસરવું (ક્રિ) વીસરવુ, ભૂલવુ.
વીસારો (ના) વીસાર, ભૂલ, ત્યાગ.
વીસી (ના) ૨૦ વર્ષની ગણત્રી, ભોજનગૃહ.
વીળ (ના) ભરતી.
વીળાલો (વિ) બેવકૂફ, વેવલો, બાવરો.
વુઠવું (ક્રિ) વસવું, વરસવું, તુઠવું.
વુડવુ (ક્રિ) જવું, વાધવું.
વૃક (ના) વરુ, એક જનાવર.
વૃકાસુર (ના) શકુનીનો પુત્ર.
વૃકોદર (ના) ભીમ, એક પાંડવ.
વૃક્ષ (ના) ઝાડ, તરુ.
વૃખભ (ના) વૃષભ, પોઠિયો, એક રાશિ.
વૃત્ત (ના) ગોળ લીટી એક કાવ્યરચના.
વત્તાંત (ના) સમાચાર, વર્ણન, ઇતિહાસ.
વૃત્તિ (ના) સ્વભાવ, આચરણ, આજીવિકા, રસનું મિશ્રણ, ઇચ્છા, ટીકા, શબ્દશક્તિ
વૃત્યનુપ્રાસ (ના) છેકાનુપ્રાસ, એક શબ્દાલકાર.
વૃત્રાસુર (ના) એ નામનો દૈત્ય. (ઇંદ્રનો શત્રુ)
વૃથા (ના) નિષ્ફળ, ફોકટ, મિથ્યા.
વૃદ્ધ (વિ) ઘરડું, વધેલું, ઉત્તરવયી.

વૃદ્ધપરંપરા (અ) ઘરડાંવરડાંથી ચાલતું આવેલું.
વૃદ્ધશ્રવા (ના) ઇંદ્ર, (જુઓ મઘવા).
વૃદ્ધા (ના) ડોસી, ઘરડી સ્ત્રી.
વૃદ્ધાવસ્થા (ના) ઘડપણ, બૂઢાપો, જૈફી.
વૃદ્ધિ (ના) વધારો, વિશેષતા, ઉમેરો.
વૃદ્ધિજીવિકા (ના) વ્યાજવટાનો ધંધો.
વૃન્દ (ના) ટોળું, જથો, સમુદાય.
વૃન્દા (ના) તુળસીનો છોડ.
વૃંદારક (ના) દેવતા, સુર, અમર.
વૃન્દાવન(ના)તુળસીવન, મહાવનનો એક ભાગ.
વૃશ્ચિક (ના) વીછુ, એક રાશિ.
વૃષણ (ના) અંડ, કોથળી, પેરિયો.
વૃષધ્વજ (ના) શિવ, (જુઓ) મહાદેવ.
વૃષભ (ના) સાંઢ, બળદ, એક રાશિ.
વૃષસેન (ના) કર્ણનો પુત્ર.
વૃષ્ટિ (ના) વર્ષાદ, મેઘ, ઘન.
વેંગણુ (ના) વંત્યાક, રિંગણું.
વેંત (ના) અંગુઠાના અગ્રથી ટચલી આંગલીની અણીસુધીનું માપ, બીલસ.
વેંતિયું (ના) વેંત જેવડું, ઠીગણું.
વેખ (ના) વેશ, પોષાક, પહેરવેશ.
વેખણ્ડ (ના) ઘોડાવજ, એક ઔષધિ. [જોર.
વેગ (ના) ગતિનું જોર, ઝડપ, ચસકા, ઉતાવળ,
વેગણ (ના) વેંગણુ, વંત્યાક, રિંગણું.
વેગણી (ના) વેંગણનો છોડ.
વેગણુ (ના) રિંગણું, વત્યાક.
વેગળાઈ (ના) અંતર, છેટું.
વેગળું (વિ) દૂર, આઘું, જુદું.
વેગુ (વિ) જડ, કમસમજનું
વેચતુ (વિ) મૂલ આપી લીધેલું, ખરીદેલું.
વેચવું (ક્રિ) મૂલ લઇ આપવું.
વેચાઉ (વિ) વેચવા મૂકેલું.
વેચાણ (ના) વકરો, વિક્રય.
વેચાણિયુ (વિ) અઘાટિયું, વેચાયલું.
વેજાં (ના) ફાંફાં, વલખાં.
વેજાણ (ના) આડસર, મોભ, બાંધ.
વેઠ (ના) મફતની મજુરી, નડતર.
વેઠવું (ક્રિ) ખમવું, સહન કરવું, ભોગવવું.
વેઠિયાવાડ (ના) બલાત્કારે કરેલું કામ.
વેઠિયો (ના) વેઠ કરનાર.
વેડવું (ક્રિ) ચૂંટવું, તોડવું.
વેડી (ના) છેડે જાળી બાંધેલો વાંસ.
વેઢુંર (વિ) ફાંકડું, શોભિતું.
વેડો (ના) વેડનાર (આંબો)
વેઢ (ના) આંગળીનો કાપો, મોટી વીટી.
વેઢમી (ના) પૂરણપોળી. [નેહેર, વચન.
વેણ (ના) વાંસળી, જણતી વખતનું કષ્ટ, નાની
વેણા (ના) વીણા (શબ્દ જુઓ). [પાટો.
વેણી (ના) ચોટલો ગુંથેલાં ફૂલ, કમાડનો ઉભો
વેણુ (ના) પાણી ભરવાની ગાડી, વાંસળી.
વેતર (ના) જણતર, સુવાવડ.
વેતરણ (ના) જુગતી, ગોઠવણ, વસે.
વેતરવું (ક્રિ) નિયમસર કાતરવું.
વેતાળ (ના) વૈતાળ પિશાચનો રાજા.
વેત્તા (વિ) જાણનાર, સમજનાર, જ્ઞાતા.
વેદ (ના) ઈશ્વરીજ્ઞાન (જુઓ વિદ્યા શબ્દ).
વેદના (ના) પીડા, દુઃખ, દરદ.
વેદમૂર્તિ, વેદશાસ્ત્રસંપન્ન (વિ) વેદ ભણેલો (બ્રાહ્મણ).
વેદાન્ત (ના) વેદનો નિશ્ચય, તત્ત્વજ્ઞાન.
વેદિયો (ના) વેદપાઠી બ્રાહ્મણ.
વેદોક્ત (વિ) વેદમા કહેલું.
વેધ (ના) છિદ્ર, કાણું, રાહુ, દોષ, બાધ. નડતર, સૂતક.
વેધવું (ક્રિ) વિંધવું, ભોકવું.
વેધી (વિ) વેધવાળુ, વેધાયલું.
વેપલો (ના) ફાયદાવગરનો વેપાર.
વેપાર (ના) વ્યાપાર, રોજગાર ધંધો.
વેપારી (ના) વ્યાપાર કરનાર.
વેર (વિ) વેરીલું, શત્રુવટ રાખનાર.
વેરણ (વિ) વૈર, ખાર, દુશ્મનાઈ.
વેરભાવ (ના) દ્વેષ, ખાર, અંટસ.
વેરવું (ક્રિ) ખેરવવું, છુટું ઉરાડવું.
વેરાગ (ના) વિરાગ, વૈરાગ્ય, સંન્યાસ.
વેરાગણ (ના) વેરાગણવાળી સ્ત્રી, જોગણ.
વેરાગી (વિ) વેરાગવાળો, જોગી
વેરાન (વિ) ઉજ્જડ, નિર્જન.
વેરી (ના) વૈરી, શત્રુ.
વેરો (ના) કર, જગાત, અંતર.
વેલ (ના) વેલી, લતા.
વેલણ (ના) (રોટલી. વગેરે) વણવાનું સાધન.

વેલણિયું (વિ) વેલણ જેવું.
વેલિયું (ના) ફારિયું, અર્ધો રૂપીઓ.
વેલી (ના) વેલો, લતા, વલ્લી.
વેલો (ના) વલ્લી, લતા.
વેવલાં (ના) ફાંફાં.
વેવલું (વિ) લપુડું, ઢંગવગરનું.
વેવીસાળ (ના) વેસવાળ, વિવાહ.
વેવીસાળીયો (ના) વેસવાળ કરાવનારો.
વેશ (ના) પોશાક, સોંગ, શૃંગાર.
વેશ્યા (ના) ગુણકા, રાંડ.
વેશ્યાચાર્ય, વેશ્યાચાર્જ (ના) ભડવો.
વેષ (ના) વેશ (જુઓ).
વેષધારી (વિ) ઢોંગી, વેશ લેનાર.
વેષ્ટન (ના) ઢાંકણ.
વેસણ (ના) ચણાનો લોટ.
વેસર (ના) નથ, નાકનો વેહ.
વેસરી (ના) નાકની વાળી, નથ.
વેસવાળ (ના) વાગ્દાન, સગાઇ.
વેહ (ના) વેધ, છિદ્ર, બાકું.
વેહેલ (ના) રથ, ચારક.
વેળ, વેળા (ના) સખત, સમય, ટાણું.
વેળાસર (અ) વખતસર, ઘટતે સમયે.
વેળિયું (ના) તારની વીટી.
વેણુ (ના) વાલુકા, રેતી.
વૈકલ (વિ) વિકલ, વાએલ, અદકપાંસળા.
વૈકુંઠ (ના) વિષ્ણુ, વિષ્ણુનું ધામ.
વૈકુંઠવાસી (વિ) મરણ પામેલું, વૈકુંઠમાં વસેલું.
વૈખરી (ના) સ્પષ્ટ ઉચ્ચાર વાણીની ચોથી [સ્થિતિ.
વૈજયન્તી (ના) કાળી તુલસી.
વૈજયન્તીમાળા (ના) શ્રીકૃષ્ણના ગળાની કંઠી.
વૈતરણી (ના) યમપુરીના માર્ગની નદી.
વૈતાળ (ના) પિશાચનો રાજા.
વૈદ (ના) વૈદ, ડાકતર [અંગ્રેજી].
વૈદક (ના) વૈદ્યક, વઈદવિદ્યા, રોગપરીક્ષા.
વૈદિક (વિ) વેદસંબંધી, વેદ જાણનાર.
વૈદું (ના) વઇદનો ધંધો, ચિકિત્સા.
વૈદ્ય (ના) વઈદ, રોગહારી, ભિષક્, ચિકિત્સક.
વૈધૃત (ના) વૈધૃતિ, એક યોગ (જ્યોતિષનો),
વૈધવ્ય (ના) રંડાપો, વિધવાવસ્થા.
વૈભવ (ના) ઠાઠમાઠ, સુખસામગ્રી, ઐશ્વર્ય.
વૈભવી (વિ) વૈભવવાળું.
વૈયાકરણ (ના) વ્યાકરણશાસ્ત્રી. (વિ) વ્યાકરણ [સંબંધી.
વૈર (ના) વેર, શત્રુતા.
વૈરાગ (ના) વિરાગ, વૈરાગ્ય, સંન્યાસ.
વૈરાગી (ના) વેરાગી, ત્યાગી, સંન્યાસી.
વૈરાગ્ય (ના) વેરાગ, ત્યાગ.
વૈરાટ (વિ) વિરાટસંબંધી, મોટું.
વૈરી (ના) વેરી, અરિ, શત્રુ. [બધી મહિનો.
વૈશાખ (ના) માધવ, રાધ, વિશાખા નક્ષત્ર સ
વૈશ્ય (ના) આર્યોની ત્રીજી વર્ણ, ઉરુજ, અર્ય, વિટ્, ભૂમિસ્પૃક્.
વૈશ્વદેવ (ના) નિત્યનું અગ્નિનું બલિદાન.
વૈશ્વદેવિયું (ના) વિશ્વદેવ કરવાની સગડી.
વૈશ્વાનર (ના) અગ્નિ, દેવતા.
વૈષ્ણવ (ના) વિષ્ણુપરાયણ, વિષ્ણુભક્ત.
વૈષ્ણવી (ના) લક્ષ્મી, પદ્મા, રમા.
વોડકું (ના) નાની ગાય, ભેંસ.
વોહ (ના) જલપ્રવાહ.
વોહોણ (ના) સીમની તલાવડી.
વોહોરત (ના) વોહોરવું, તે, ખરીદી.
વોહોરતિયો (ના) વોહોરનાર, ઘરાક. [રજીએ)
વોહોરવું (ક્રિ) ખરીદવું, સંઘરવું, બીખવું (ગો
વોહોરો (ના) એક અટક, હિંદુમાંથી વટલીને મુસલમાન થએલી એક જાતિ.
વ્યક્ત (વિ) જેનાં રૂપરંગ, ગુણ જણાય તેવું.
વ્યગ્ર (વિ) ચલિત, અસ્થિર.
વ્યંગ્ય (ના) અભિધેય અને લાક્ષણિક અર્થ સિવાયનો શબ્દાર્થ.
વ્યંગ્યાર્થ (ના) વ્યંજનાથી થતો અર્થ.
વ્યંજન (ના) સ્વરની સહાયતાથીઉચ્ચારાતા [મૂળાક્ષરો.
વ્યંજના (ના) વ્યંગ્યશબ્દાર્થનીવૃત્તિ
વ્યંઢળ (ના) નપુંસક, ખોજો.
વ્યતિરેક (વિ) જુદું, અલગ.
વ્યથા (ના) દુઃખ, પીડા.
વ્યભિચાર (ના) છીનાળું, જારી, લંપટાઈ.
વ્યભિચારીભાવ (ના) રસને સહાયક ભાવ.
વ્યભિચારી (વિ) જારકર્મ કરનાર, લંપટ.
વ્યય (ના) ખરચ.
વ્યર્થ (અ) ફોકટ, મિથ્યા, નાહક.
વ્યવસાય (ના) કામકાજ, ઉદ્યોગ.

વ્યવસ્થા (ના) ઘટતી ગોઠવણ, બંદોબસ્ત
વ્યવસ્થિત (વિ) યોગ્ય તજવીજવાળું.
વ્યવહાર (ના) વહેવાર, અરસપરસનું વર્તન.
વ્યવહારિક (વિ) વહેવાર, સબંધી.
વ્યસન (ના) આસક્તિ, ટેવ, અભ્યાસ, છંદ
વ્યસની (વિ) વ્યસનવાળું, છંદી
વ્યસ્ત (વિ) ઉલટુ, આથમણ, પડતી
વ્યાકરણ (ના) ભાષાશાસ્ત્ર
વ્યાકરણી (ના) વ્યાકરણ જાણનાર
વ્યાકુળ (વિ) ગાભર, બાવરૂ
વ્યાખ્યા (ના) લક્ષણ, ટીકા, ભાષ્ય.
વ્યાખ્યાન (ના) ભાષણ, વર્ણન
વ્યાઘ્ર (ના) વાઘ, શાર્દૂલ
વ્યાજ (ના) મસ, બહાનુ, નિમિત્ત, નાણા નું ભાડું-બદલો.
વ્યાજખાઉ } (વિ) નાણુ વ્યાજે ફેરવવાનો
વ્યાજખોર } ધંધો કરનાર
વ્યાજવટુ (ના) વ્યાજે ધીરધાર કરવાનો ધંધો
વ્યાજવહી (ના) રીતસર વ્યાજ કાઢવાની ચોપડી
વ્યાજસ્તુતિ (ના) એક અલંકાર, નિંદાગર્ભિત સ્તુતિ [વખત
વ્યાજુચિઠ્ઠી (ના) વ્યાજે ધીરેલા રકમનુ ખત,
વ્યાધ (ના) પારાધી, શિકારી
વ્યાધિ (ના) (રોગ શબ્દ જુઓ)
વ્યાપક (વિ) વ્યાપી રહેનાર, ફેલાયલુ
વ્યાપવું (ક્રિ) ફેલાવુ, પથરાવુ
વ્યાપાર (ના) વેપાર, ઉદ્યોગ, ક્રિયા
વ્યાપ્ત (વિ) વ્યાપેલુ, ફેલાયેલુ.
વ્યાસંગ (ના) નિરંતરલક્ષ. ખત
વ્યાળ (ના) સર્પ, સાપ, ભુજંગ
વ્યુત્પત્તિ (ના) સાધન, અર્થ કરવાની શક્તિ, મૂળસ્વરૂપ
વ્યુત્પન્ન (વિ) જાણીતું સાધનશક્તિવાળુ
વ્યૂહ (ના) લશ્કરની રચના
વ્યોમ (ના) આકાશ, ગગન, નભ
વ્રજ (ના) બ્રીજ, મહાવનનો એક ભાગ
વ્રજવાસી (ના) બ્રીજના રહેનાર.
વ્રજવું (ક્રિ) જવું, નીકળવુ.
વ્રત (ના) શાસ્ત્રોક્ત નિયમપ્રમાણે કર્મ, નિયમ,
વ્રતાળ (વિ) વ્રતવાળુ. [નેમ.

## શ.

શ (ના) ૩૦મો વ્યંજન.
શક (ના) સંદેહ, વહેમ, જયની છાપ, આ દેશના પ્રાચીન રાજકર્તા લોક, ચક્રવર્તી રાજાના વિજયથી થતી વર્ષની ગણતરી, વર્ષ.
શકટ (ના) ગાડુ, ગાડલુ
શકટી (ના) ગાડી, ગંત્રી.
શકચો શકજો, (ના) દાબવાનું યંત્ર.
શકન (ના) શકુન, શુકન, શુભાશુભસૂચક ચિહ્ન.
શકરો (ના) બાજપક્ષી, ચકોર પુરુષ.
શકલ (ના) ખડ, અર્ધવસ્ત્ર.
શકવુ (ક્રિ) શક્તિમાન થવું, બનવું.
શકારિ (ના) શકશત્રુ, વિક્રમાદિત્ય, શાલિ-
શકુન (ના) (શકન શબ્દ જુઓ) [વાહન.
શકુનિ (ના) દુર્યોધનનો મામો
શકુન્ત (ના) પખી.
શકુન્તલા (ના) કણ્વઋષિની ધર્મપુત્રી દુષ્યંત
શકૃત્ (ના) વિષ્ટા, નરક [રાજાની સ્ત્રી.
શકે (અ) શાકે, વર્ષે, રખે, જાણે, ગોયા.
શકોર (ના) શિકોરૂ, માટીનો વાટકો, ભિક્ષા-
શક્ત (વિ) શક્તિમાન. [પાત્ર.
શક્તિ (ના) બળ, સામર્થ્ય, સત્તા, પ્રકૃતિ, દેવી.
શક્તિમાન (વિ) સમર્થ, બળવાન્
શક્ય (વિ) સભવિત થઈ શકે એવુ
શક્યરૂપ શક્યાર્થ (ના) ક્રિયપદનો એક ભેદ
શક્ર (ના) ઇંદ્ર (જુઓ મઘવા) [(વ્યાકરણમા).
શખસ શખ્સ (ના) અમુક જણ
શંકર (ના) શિવ (જુઓ મહાદેવ)
શંકરાચાર્ય (ના) અદ્વૈતસિદ્ધાંત પ્રવર્તકઆચાર્ય.
શંકરાભરણ, શંકરો (ના) એક રાગ
શંકવુ (ક્રિ) શંકામાં પડવુ, સંકોચાવું.
શંકા (ના) શક, સદેહ, કલ્પિતભય
શંકુ (ના) પડાના આકારનો નક્કર પદાર્થ, ૧૦ હજાર અબ્જની સખ્યા, છાયાપરથી વખત જાણવાનુ સાધન
શંખ (ના) કેટલાક જળજંતુનો દેહ, ચૌદ રત્નમાનુ એક, વિષ્ણુનું એક આયુધ, એ આકારનુ ચિહ્ન, એક નિધિ, એક નાગ,
શંખ (વિ) મૂર્ખ, ઠ [નંબલો.

શંખચ્છૂ (ના) એક ઓસડ.
શંખણી (ના) શંખિની, એક જાતની સ્ત્રી.
શંખલો (ના) નાનો શંખ. [નઠોર સ્ત્રી.
શંખાસુર (ના) એ નામનો એક દૈત્ય.
શંખિની (ના) કામશાસ્ત્રોક્ત સ્ત્રીની એક જાત
શચિ (ના) ઇંદ્રાણી, ઇંદ્રની સ્ત્રી.
શઠ (વિ) બખીલ, કંજુસ, દુષ્ટ, એકનાયક.
શઠતા (ના) શઠવૃત્તિ, કૃપણતા.
શણ (ના) એક છોડ.
શણભિંડી (ના) એક સુંવાળા રેસાનો છોડ.
શણિયું (ના) શણનું વસ્ત્ર.
શણકસી (ના) સાડી, કીમતી વસ્ત્ર.
શત (વિ) સો, ૧૦૦ (સંખ્યા).
શતક (ના) સોનો જથ્થો.
શતકવચ (ના) સો બખતર પેહેરનાર એક
શતપદી (વિ) સો પદ-પગ-વાળું. [રાક્ષસ.
શતજીવ, શતજીવી (વિ) સો વર્ષ જીવનાર.
શતાનિક (ના) જનમેજયનો પુત્ર, નકુળનો પુત્ર.
શત્રુ (ના) વેરી, દુશ્મન, હરીફ.
શત્રુઘ્ન (ના) દશરથ કૈકેયીનો પુત્ર, ભરતનો ભાઈ.
શત્રુવટ (ના) દુશ્મનાઈ, વેર, ખાર.
શનિ (ના) એક ગ્રહ. એક વાર, એક રત્ન.
શનિ (વિ) ધીમું, ધીરૂ, મંદ.
શનિશ્ચર (ના) શનૈશ્ચર, શનિ.
શનૈ (અ) ધીમે
શન્તનુ (ના) પ્રતીપ રાજાનો પુત્ર
શપત શપથ (ના) સમ, સોગન, પ્રતિજ્ઞા
શબ (ના) શવ, મુડદુ, પ્રેત, લાસ.
શબ્દ(ના)અવાજ, વચન, અર્થવાળો વર્ણોચ્ચાર,
શબ્દકોષ (ના) શબ્દનો સંગ્રહ,-સમુહ [ઠપકો
શબ્દયોગી(ના)એકજાતના અવ્યય (વ્યાકરણમાં)
શબ્દાલંકાર (ના) શબ્દરચનાનો ચમત્કાર
શમ (ના) હાથ, શમતા, શાંતિ, અંતઃકરણનો
શમણુ (ના) ટાઢું પાડવાનું સાધન [નિગ્રહ
શમન (ના) સમાવવાની ક્રિયા.
શમલ (ના) શકૃત, પુરીષ, ગૂ, વિષ્ટા.
શમશેર (ના) તરવાર, અસિ, કટાર.
શમી (ના) એક વૃક્ષ (દશેરાએ પૂજાય).
શંબ (ના) વજ્ર, દંભોલિ.
શમ્બર (ના) એ નામનો દૈત્ય, એક મૃગ.
શમ્બરી (ના) શૂર્પનખાનો પુત્ર.
શમ્ભુ (ના) શિવ, (જુઓ) મહાદેવ.
શયન (ના) સૂવાની ક્રિયા, સૂવાનું સ્થળ.
શય્યા (ના) સેજ, તળાઇ, પથારી.
શર (ના) બાણ, તીર.
શરણ (ના) આશ્રય, આધાર. સહાયક.
શરણાગત (વિ) શરણ લેનાર, આશરો માગનાર.
શરત્ (ના) વર્ષ, સંવત્સર, પરિવત્સર, અબ્દ.
શરત (ના) હોડ, હારજીતની કબૂલાત.
શરદ્ (ના) એક ઋતુ
શરદપુનેમ (ના) માણેકઠારી, આસો સુદ ૧૫.
શરદી (ના) ઠંડી, ટાઢક.
શરદેન્દુ (ના) શરદ ઋતુનો ચંદ્ર.
શરબત (ના) સાકરના પાણીમાં મેળવેલો રસ.
શરમ (ના) લયાનત, લાજ, ટેક.
શરમાવવું (ક્રિ) શરમ રાખવી, ભોઠું પડવું.
શરમાળ (ના) લાજાળ, નમ્ર, અદબ રાખનાર.
શરમિન્દગી (ના) શરમ, હીણપરતી, ગેરિયત
શરમિન્દગું (વિ) શરમાળ, ભોઠું, લજ્જિત.
શરાધ (ના) શ્રાદ્ધ, પિતૃનિમિત્ત, શ્રદ્ધાથી કરવાનું કર્મ.
શરાધિયા (ના) પિતૃપક્ષ, મહાલય, ભાદરવા વદ.
શરાપ (ના) શાપ, કદુવા અભિશાપ.
શરાબ (ના) મદ્ય, દારૂ, મદિરા.
શરાસન (ના) કામઠું, ધનુષ.
શરીક, શરીકત (વિ) સાથી, ભાગ લેનાર.
શરીર (ના) દેહ, કાયા, તન, બદન.
શરૂ (વિ) શિરૂ, જારી, આરંભેલું, ચાલુ.
શરૂઆત (ના) આરંભ, મૂળ મંડાણ.
શરૂઓ (ના) શકરો, તીક્ષ્ણ કાનવાળો તીણો
શરેહ (ના) મુસલમાની કાયદો. [સ્વર.
શર્કરા (ના) ખાંડ, સાકર.
શર્વાણી (ના) વિભિષણની સ્ત્રી, બ્રાહ્મણની અટક.
શર્મિષ્ઠા (ના) યયાતી રાજાની સ્ત્રી.
શર્વરી (ના) રાત્રિ (જુઓ રાત)
શલ્ય (ના) માદ્રીનો ભાઇ, નકુળ સહદેવનો
શવ (ના) મુડદુ, પ્રેત, લોથ, લાસ. [મામો.
શશધર, શશિ, શશિયર, શશિહર (ના) ચંદ્ર.
શસ્ત્ર (ના) હથિયાર, આયુધ [ચાદ, શઠેરા.
શળ (ના) શેલ, શિલા, સોળ.

શળી (ના) સલાકા, પથરી.
શાંઢવું (ક્રિ) જડવું, પાળવું, રાખવું.
શા૦ (ના) શાહુકાર, સાધુકાર, સરાફ.
શાક } (ના) ભોજન કરતા સ્વાદ માટે
શાકભાજી } વપરાતા વનસ્પતિના દરો વિ-
ભાગો (મૂળ, પાદડા, ગળ, અગ્ર, ફળ, સાંઠો, બીજાંકુર, છાલ, ફૂલ, કવચ) લીલોતરી
શાકણ, શાકણી (ના) રાકિની, દેવની દાસી
શાકે (અ) શકે, શાલિવાહન વર્ષે.
શાક્ત (ના) શક્તિના ઉપાસક, દેવીભક્ત.
શાખ (ના) સાક્ષી, શાખિયુ, અટક, વટ.
શાખા (ના) ડાળી, પ્રકરણ
શાખિયુ (ના) પાકવા આવેલી કેરી
શાગરિત, શાગીર્દ (ના) શિષ્ય, ચેલો.
શાંકરમત (ના) શંકરાચાર્યનો સિદ્ધાંત, અદ્વૈત
શાદી (ના) લગ્ન, વિવાહ.
શાન (ના) શિકલ, છટા.
શાનશૌકત (ના) છેલાઈ, ફાંકડાઈ.
શાને (અ) શા સારુ, કેમ (પ્રશ્નાર્થે)
શાન્ત (વિ) શાંતિવાળુ, ધીમું, સ્વસ્થ, સમેલું.
શાન્તિ (ના) શમ, અંતઃકરણ, નિગ્રહ.
શાંતિબ્રહ્મા (વિ) મૂગો બેસી રહેનારો ઠગ
શાપ (ના) સરાપ, બદદુવા.
શાબાશ (અ) ભલે, ઠીક, ધન્ય !
શાબાશી (ના) તારીફ, વખાણ, ધન્યવાદ
શામ (વિ) શ્યામ, ઘેરુઆસમાની, કાળુ.
શામળવાન, શામળું (વિ) શ્યામ, ઘનનીલ
શામળો (ના) કૃષ્ણ, કાનુડો
શાયી (વિ) શયન કરનાર, સૂનાર
શારંગ (ના) વિષ્ણુનુ ધનુષ્ય
શારંગપાણિ (ના) વિષ્ણુ (જુઓ)
શારદ, શારદા (ના) સરસ્વતી, વિધાતા દેવી.
શારદી (ના) શરદ ઋતુ
શારદ્વત (ના) શરદ્વાનનો પુત્ર, કૃપાચાર્ય
શારિફલ (ના) સોકટાબાજી.
શારીર (વિ) શરીર સબધી
શાર્દૂલ (ના) વાઘ વ્યાઘ્ર
શાલ (ના) ઓઢવાનું ઊનનુ કીમતી વસ્ત્ર
શાલા (ના) ઘર, આલય, નિશાળ

શાલિ (ના) શાળ, ડાંગર, ભાત
શાલિગ્રામ (ના) વિષ્ણુ તરીકે પૂજાતો એક ગોળ કાળો છિદ્રવાળો ગંડકી નદીનો પથ્થર.
શાલિવાહન (ના) સાતવાહન, શકપ્રવર્તક રાજા.
શાલ્વ (ના) સૌભ નગરનો રાજા.
શાવક (ના) શ્રાવક, જૈનધર્મી લોક.
શાવડી (ના) શાહુડી એક જનાવર.
શાશ્વત (વિ) નિરંતર, હમેશ, ચોક્કસ
શાસન (ના) શિક્ષા, સજા, બોધ, આજ્ઞા.
શાસ્ત્ર (ના) સામાન્ય નિયમસંગ્રહ, શિક્ષા, ધર્મપુસ્તક (એ પ્રાચીન છે છ ગણાતા હતા જુઓ ખટદર્શન).
શાસ્ત્રાર્થ (ના) શાસ્ત્રવચન તથા તેનો અર્થ.
શાસ્ત્રી (ના) શાસ્ત્રજ્ઞ, એક શાસ્ત્ર પણ સંપૂર્ણ જાણનાર
શાસ્ત્રીય (વિ) શાસ્ત્રસંબંધી, શાસ્ત્રરીતે.
શાહ (ના) મુસલમાન રાજા, બાદશાહ.
શાહજાદો (ના) રાજપુત્ર, રાજકુવર.
શાહજાદી (ના) રાજપુત્રી, કુવરી
શાહજીરૂ (ના) શાહજીરું, એક ઔષધિ.
શાહી (ના) રૂશનાઇ, રંગનું પાણી
શાહુકાર (ના) સાધુકાર, સરાફ, નાણાવટી.
શાહુકારી (ના) સરાફી, વ્યાવટ
શાહેદ (ના) સાક્ષી, સાખ પૂરનાર
શાહેદી (ના) શાખ, પૂરાવો
શાહેર (ના) કવિ, કાવ્યકર્તા
શાહેરી (ના) કવિતા, કાવ્ય, રસિકવચન
શાળ (ના) શાલિ, ડાંગેર, ભાત.
શાળા (ના) શાલા, સ્થળ, ઘર, નિશાળ.
શાળિયું (ના) શાળ, ભાત.
શાળોપયોગી (ના) નિશાળમા ઉપયોગનું.
શિંગ (ના) શિંગડું, ફળી, ભોંયશિંગ
શિંગડી (ના) ઉગતુ શિંગડું, શિંગના આકારની નળી
શિંગડુ (ના) શૃંગ, રણશિંગું, શિંગડી, શિખર
શિંગી (વિ) શિંગવાળુ (ના) શિંગડી
શિંગોડી (ના) શિંગવાનું વલણ
શિંગોડુ, શિઘોડુ (ના) એક ફળ, શિંગના
શિંડુ (ના) શષ્પ, ઝાડુ [ઘાટનો ચાલવો
શિકસ્ત (વિ) હારેલું, હદ પામેલું, ભાંગ્યુંતૂટ્યું.

શિકાર (ના) મૃગયા, પારધ, ખોરાક, તડકો.
શિકારવું (ક્રિ) ભરવું, નાણાં આપવાં.
શિકારી (ના) પારાધી, પારધી.
શિકોરું (ના) મોટું કોડિયું, ખરેરું, શરમપાતર.
શિક્ય(ના)શીકું, લટકતું રજ્જુપિંજર, [માથું.
શિક્ષક (ના) શિક્ષા આપનાર, શીખવનાર.
શિક્ષણ (ના) શીખવવું તે, ભણતર, કેળવણી.
શિક્ષા (ના)જ્ઞાન, બોધ, સજા, શીખામણ, કેળ-
શિક્ષિત(વિ)શીખેલું, ભણેલું, કેળવાયેલું. [વણી
શિખંડિની (ના) કાશિરાજની કન્યા.
શિખંડી (ના)મોર, મયુર, કાશિરાજનો પુત્ર.
શિખર (ના) મથાળું, ટોચ, અગ્ર.
શિખરણી, શિખરિણી(ના) કવિતાનો એક છંદ
શિખા (ના) ચોટલી, કલગી, અગ્નિની જ્યોત.
શિખી (ના) શિખંડી, મોર, મયુર.
શિથળ, શિથિલ (વિ) નરમ, ઢંઢું, મંદ, ધાઢેલું.
શિબિકા (ના) ખુલ્લી પાલખી. [તંબુ.
શિબિર (ના) લશ્કરની છાવણીનો એક ભાગ,
શિયલ (ના) શીલ, પાતિવ્રત, શીળવા,ઢીમા.
શિયાળ, શિયાળવું (ના) એક જનાવર.
શિયાળુ (વિ) શિયાળામાં પાકતું.
શિયાળો (ના) શીતકાળ, ટાઢના દહાડા.
શિર (ના) (જુઓ) માથું, ટોચ.
શિરછેદ (ના) ડોકું ઉડાડવું તે.
શિરજોરી (ના) ઉપરવટું, શાહુકારી.
શિરા (ના) રગ, નસ, રક્તવાહિની.
શિરાણું (ના) ઓસીસું, ઓસીકું.
શિરામણ, શિરામણી (ના) નાસ્તો, ઠુગો (સ-
શિરાવવું (ક્રિ) શિરામણ કરવું. [વારનો).
શિરી (ના) મીઠાશ, ગળપણ.
શિરીન (વિ) મીઠું, મધુર, ગળ્યું.
શિરો (ના) એક ખોરાક. [સરદાર.
શિરોમણી (ના) માથાનો મુગટ, મસ્તકનું રત્ન,
શિલા (ના) લાંબો કઠણ પથ્થર.
શિલાછાપ (ના) પથ્થર પર લેખ ઉતારી છાપવું તે, લિથોગ્રાફ [અંગ્રેજી]
શિલાજિત (ના) પથ્થરમાંથી ઝરતો ઔષધિ.
શિલારસ (ના) એક ગુંદર જેવી ઔષધિ.
શિલાલેખ (ના) પથ્થરપર કોતરેલો લેખ
શિલ્પ (ના) કળા, કારીગરી, ઈજનેરી.
શિવ (ના) કલ્યાણ, મહાદેવ (જુઓ).
શિવનિર્માલ્ય (વિ) શિવને અર્પેલું, ઉપભો-ગમાં અયોગ્ય.
શિવરાઈ (ના) એક તાંબાનો સિક્કો(શિવાજીનો)
શિવરાત, શિવરાત્રિ (ના) વદ ચૌદસ, મહાવ-
શિવાય (અ) વિના, વગર, રહિત. [દ ૧૪.
શિવાલય (ના) મહાદેવનું દહેરું.
શિશિર (ના) શીતલ, એક ઋતુ, પોષ ને માહ.
શિશુ (ના) બાળક, બચ્ચું.
શિશુપાળ (ના) ચેદીરાજ,માઘ કાવ્યનો નાયક.
શિષ્ટ (વિ) કેળવાયલું, મહાન, સમજુ.
શિષ્ટાઇ (ના) શિષ્ટપણું, શિષ્ટાચાર.
શિષ્ટાચાર (ના) મહાન્પુરુષોનો આચાર, સદા-
શિષ્ય (ના) ચેલો, શીખનાર વિદ્યાર્થી. [ચાર.
શી (સ) કશી ? કઈ? (નારીજાતિમાં).
શીઆળ,શીઆળવું (ના) શિયાળ,એક જાનવર.
શીઆળો (ના) શીતકાળ, ટાઢના દહાડા.
શીકું (ના) શિક્ય, દોરીનું લટકતું પાંજરું.
શીકે (અ) સુદ્ધાં, સાથે, સહિત
શીખ (ના) આજ્ઞા, રજા, શિક્ષા, એક જાત.
શીખંડ (ના) નીતારેલા દહીંમાં ખાંડ મેળ-વી કરેલો ખોરાક. [રીત.
શીખવણી (ના) ઉશ્કેરણી, સલાહ શિખવવાની
શીખવવું (ક્રિ)ભણાવવું,સલાહઆપવી,ઉશ્કેરવું.
શીખવું (ક્રિ) ભણવું, સમજવું, અનુભવ લેવો.
શીખાઉ (વિ) નવું શીખનાર, અણવાકેફ.
શીખાડવું (ક્રિ) શીખવવું, ભણાવવું.
શીખામણ (ના)શિક્ષા, બોધ, ઉપદેશ, સલાહ.
શીઘ્ર (અ) જલદ, તાત્કાલિક, ઉતાવળું.
શીઘ્રકવિ (ના) તરત કવિતા કરનાર કવિ.
શીઘ્રકવિતા (ના) તરત રચેલી કવિતા.
શીઘ્રબોધ (ના) એક જ્યોતિષનો ગ્રંથ, ગાંડો.
શીજરો (ના) સમરો, ખીજડો, એક ઝાડ.
શીત (ના) ટાઢું, ઠંડું, શરદી, ભાતના દાણા.
શીતકાળ (ના) શિયાળો, ટાઢના દહાડા.
શીતળ (વિ) ઠંડું, ટાઢું.
શીતળ (ના) શિશિર, હીમ, ટાઢક.
શીતળા (ના) સૈયદ, કાકાબળિયા.
શીદ, શીદને (અ) શા સારું ? શાને ?
શીફળ (ના) શ્રીફળ, નાળિયેર.

શીલ (ના) સારો સ્વભાવ, સદ્વૃત્તિ.
શીષ (ના) શીર્ષ, માથું, શિષ્ય, ચેલો.
શીશો (ના) બૉટલો, મોટી શીશી.
શીળ (ના) શીલ, સદ્વર્તન, સદાચાર.
શીળી (ના) શીતળા, સેંપડ.
શીળું (ના) છાંયડો, છાયાવાળી જગા.
શીળું (વિ) ઠંડા સ્વભાવનું.
શીળો (ના) છાંયડો, શાંત પુરુષ.
શું (સ) કયું ? (નાન્યતર જાતિમાં).
શું (અ) શુંરે, અરેરા, કે (પ્રશ્નાર્થે).
શુંક (ના) શુળકી, સૂકું આડું.
શુંઢ (ના) શુંઢડા, કર, દસ્ત.
શુંઢવું (ક્રિ) ચાલવું, જવું, પધારવું.
શુક (ના) પોપટ, શુકદેવજી, વ્યાસપુત્ર.
શુકન (ના) શકુન.
શુક્ર (ના) શુક્રાચાર્ય, એક ગ્રહ, એકવાર.
શુક્રાચાર્ય (ના) દૈત્યગુરુ. (વિ) કાણો.
શુક્લ (ના) બ્રાહ્મણના ઉપાધ્યાય-ગોર.
શુક્લ (વિ) ધોળું, શ્વેત, સફેત.
શુક્લપક્ષ (ના) શુદ, અજવાળિયું.
શુચિ (વિ) પવિત્ર, શુદ્ધ.
શુચિપત્ર (ના) યાદી, લિસ્ટ (અંગ્રેજી).
શુદ (ના) શુદ્ધ, શુક્લપક્ષ.
શુદ્ધ (વિ) નિર્મળ, સાફ, પવિત્ર, ખરૂં.
શુદ્ધિ (ના) પવિત્રતા, ચોખ્ખાઇ, નિર્દોષ.
શુધબુધ (ના) શુદ્ધિબુદ્ધિ, ભાન તથા જ્ઞાન.
શુભ (વિ) સારૂં, મંગળ.
શુભેચ્છક, શુભેચ્છુ (વિ) ભલું ચાહનાર.
શુભ્ર (વિ) સફેત, ધોળું, શ્વેત.
શુમાર (ના) સંખ્યા, પાર, અટકળ વિસાર.
શુમારે (અ) આસરે અટસટે.
શુમ્ભનિશુમ્ભ (ના) દિતિના પુત્રો.
શુરૂ (વિ) આરંભેલું, ચાલુ, શિરૂ.
શુષ્ક (વિ) સૂકું, તવાયલું.
શૂકર (ના) ભુંડ, ડુક્કર, વરાહ.
શૂકર (ના) ઉપકાર, ભાગ્ય.
શૂદ્ર (ના) હિંદુની ચોથી વર્ણ.
શૂનકાર (વિ) શૂન્યાકાર, ઉજ્જડ.
શૂન્ય (ના) પૂંજ, મીંડું, ૦, આકાશ.
શૂન્ય (વિ) ખાલી, વગરનું.
શૂન્યકાન (ના) સર્પ, ચક્ષુઃશ્રવા.
શૂન્યચરણ (ના) સર્પ, ઉરગ, ગ્રાહોદર.
શૂન્યજિહ્વા (ના) દદુર, દેડકો. [નનાર.
શૂન્યવાદી (ના) પરિણામે કંઈજ નથી એમ મા-
શૂન્યશિર (ના) એંકડો, એક જનાવર.
શૂન્યહૃદય (વિ) શઠ, નિર્દય, લાગણી વગરનું.
શૂર (ના) યોધ્ધો, સુભટ, શૌર્ય.
શૂર (વિ) સાહસિક, જોરદાર.
શૂર્પનખા (ના) રાવણની બહેન.
શૂલ, શૂળ (ના) વાંકો ખીલો, ચૂંક, કાંટો.
શૂળી (ના) ફાંસી.
શૃંગ (ના) શિંગડું, ટોચ.
શૃંગાર (ના) સણગાર, પોશાક, અલંકાર, પ્રીતિ.
શૃંગારવું (ક્રિ) સણગારવું. [એક રસ.
શૃંગારી (વિ) ઈશ્કી, શૃંગારરસ સમજનાર.
શૃંગી (વિ) શિંગડાવાળું.
શૃંગીઋષિ (ના) લોમઋષિના પુત્ર.
શે (પ્ર) ભવિષ્યકાળનો, જેમઃ કરશે.
શેં (અ) શા સારૂ ? કેમ ?
શેંદી (ના) બળદને મોઢે બાંધવાની જાળી.
શેક (ના) તાપ, અગ્નિની બાફ, ઉષ્મા.
શેકવુ (ક્રિ) શેક કરવો.
શેખઈ (ના) મગરૂરી, પતરાજ.
શેખચલ્લી (ના) મિથ્યા તર્ક ઉઠાવનાર.
શેખદાર (ના) મામલતદારનો કારકુન.
શેખી (ના) પતરાજ, શેખઈ.
શેઠ (ના) શેઠ, ધણી, મુરબ્બી.
શેઠશાહી, શેઠાઇ (ના) શેઠનો દરજ્જો, મોટાઈ.
શેઠિયો (ના) શેઠ, શ્રીમંત.
શેઢો (ના) સીમડો, માર્ગ.
શેણ (ના) શણ, તાગ.
શેર (ના) મણનો ૪૦મો ભાગ, સિંહ, વાઘ.
શેરીલોબાન (ના) એક જાતનો ગુંદર.
શેરો (ના) લેખના ઉપર લખેલો ટુંક ખુલાસો.
શેલોત (ના) ગામની વસુલાત ઉઘરાવનાર, મે-
શેવટ (ના) છેવટ, છેડો, ફળ, પરિણામ. [હેતો.
શેવડો (ના) એક ગોસાંઈ, જૈનસાધુ.
શેવાળ (ના) પાણીનું ઘાસ, શૈવાળ, લીલ,
શેષ (વિ) બાકીનું, શિલક. [નસ, વાળા.
શેષ (ના) એક નાગ.

શેષશાયી (ના) વિષ્ણુ નારાયણ
શેહ, શેહે (ના) જોર, દાબ
શેહેજોર (વિ) બળવાન, જોરાવર.
શેહેજોરી (ના) જોર, બળ, સામર્થ્ય
શેહેનશાત (ના) રાજ્ય ચક્ર
શેહેનશાહ (ના) બાદશાહ, ચક્રવર્તી
શેહેર (ના) શહર, નગર
શેહેરી (વિ) શહેરનુ, નાગરિક
શે (ના) સદી, સેંકડો, ૨તક, એક માપ
શૈબ્ય (ના) એક મહારથી જોધ્ધો
શૈલ (ના) પર્વત, પહાડ, નગ
શૈલી (ના) રીત, તરેહ, ઢબ, પ્રકાર, છટા
શૈવ (ના) શિવભક્ત (વિ) શિવ સબધી
શોક (ના) દલગીરી, ખેદ, પોક, રુદન
શોખ (ના) કોડ, ઈચ્છા, મઝા.
શોખીલુ (વિ) કોડિલુ, મોજિલુ
શોચ } (ના) ખેદ શોક દુખ, ફિકર,
શોચના } પસ્તાવો
શોણિત (ના) લોહી, રક્ત, રજ
શોણિતપુર (ના) બાણાસુરની નગરી
શોધ (ના) ખોળ, તપાસ, તજવીજ, શુદ્ધતા
શોધક (વિ) શોધનાર
શોધન (ના) શોધ તપાસ
શોધવુ (ક્રિ) ખોળવુ ઢુંઢવુ સ્વચ્છ કરવુ
શોધિત (વિ) શોધેલુ તપાસેલુ
શોફા (ના) એક પક્ષિ
શોભવુ (ક્રિ) સારૂ લાગવુ, સરસ દેખાવુ
શોભા (ના) સારો દેખાવ, સૌંદર્ય માન
શોભાયમાન, શોભિતુ (વિ) શોભાવાળુ
શોર (ના) બૂમ, મોટો સાદ
શોષ શોષન (ના) તરસ, સુકાવુ તે
શોષવુ (ક્રિ) રસકસ ચૂસવું
શોષાવુ (ક્રિ) ચૂસાઈ સુકુ થવુ
શોહવુ (ક્રિ) શોભવુ, દીપવુ, લસવુ
શૌક (ના) શુકસમૂહ, પોપટનુ ટોળુ
શૌક્તિકેય (ના) શેમલ
શૌક્લ્ય (ના) પલિત પળિયા, ધોળરાળ
શૌચ (ના) શુદ્ધતા સ્વચ્છતા
શૌર્ય (ના) શુરતા, ઉત્સાહશક્તિ, વીર્ય
શ્મશાન (ના) મસાણ, પ્રેતસંસ્કારની જગા
શ્મશાન વૈરાગ્ય (ના) ક્ષણિક વિરાગવૃત્તિ
શ્યામ (વિ) કાળુ, ઘેરૂ આસમાની [અશ્વ
શ્યામકર્ણ (ના) કાળા કાન તથા પૂછનો શ્વેત
શ્યામકલ્યાણ (ના) કલ્યાણ રાગનો એક ભેદ
શ્યામા(ના)શ્યામવર્ણની સ્ત્રી,ભૈરી,રામા(શબ્
શ્યાલક (ના) સાળો, વહુનો ભાઇ [જુઓ
શ્યાવટ (ના) સાહુકારી, સરાફી
શ્રદ્ધા (ના) આસ્થા, વિશ્વાસ, ભાવ
શ્રમ (ના) યત્ન, થાક, દુખ
શ્રમિત (વિ) થાકેલુ
શ્રવણ (ના) કાન, એક નક્ષત્ર, સાંભળવાનુ
તે, એક પિતૃભક્ત બ્રાહ્મણ
શ્રાદ્ધ(ના)દેવ,પિતૃનિમિત્ત શ્રદ્ધાથી કરવાનુ કર્મ
શ્રાપ (ના) શાપ, શરાપ, બદદુવા
શ્રાવક (ના) જૈન ધર્માનુયાયી લોક [કર્મ
શ્રાવણી(ના)શ્રાવણ માસમા જનોઇ બદલવાનું
શ્રી (ના) લક્ષ્મી, સરસ્વતી પાર્વતી, શોભા
કીર્તિ માગળિક ચિહ્ન (પુત્ર તથા પત્નીને
શ્રી ૧ શિષ્યને શ્રી ૨, મિત્રને શ્રી ૩, વૈરીને
શ્રી ૪, રાજા તથા શેઠને શ્રી ૫, અને ગુરુને
શ્રી ૬ પત્રમા લખવાનો વિધિ છે)
શ્રીકંઠ (ના) શિવ, (જુઓ) મહાદેવ
શ્રીકાર (વિ) સરસ, ઉત્તમ, ધજ
શ્રીખણ્ડ (ના) સુખડ, ચદન.
શ્રીફળ (ના) શિરફલ, નાળિયેર
શ્રીધર (ના) વિષ્ણુ (જુઓ).
શ્રીપાત (ના) સન્યાસી, ત્યાગી, વૈરાગી.
શ્રીમત્ (વિ) શ્રીમાન્ અર્થ.
શ્રીમન્ત (વિ) ધનાઢ્ય
શ્રીમન્ત (ના) મહાપુરુષનુ નામ.
શ્રીમન્તાઈ (વિ) ધનવાન્પણુ
શ્રીમાન્ (વિ) ભાગ્યશાલી, ધનસપન્ન.
શ્રીમુખ (ના) કીર્તિમાન્ મુખ, સુંદર મો
શ્રીરંગ (ના) શ્રીપતિ, વિષ્ણુ (જુઓ)
શ્રીરાગ (ના) ગાયનનો એક રાગ
શ્રીવત્સ (ના)વિષ્ણુની છાતીપરનુ ચિહ્ન,વિષ્ણુ
શ્રુત (ના) સાંભળેલુ
શ્રુતકર્મા (ના) અર્જુન દ્રૌપદીનો પતિ
શ્રુતસેન (ના) સહદેવ દ્રૌપદીનો પતિ
શ્રુતસોમ (ના) ભીમ-દ્રૌપદીનો પતિ

શ્રુતિ (ના) વેદ, કાન, શ્રવણ.
શ્રુતિકટુ (વિ) કર્ણકટુ, કાનને કઠોર લાગતું.
શ્રેઢી (ના) આગળ વધવું તે, વૃદ્ધિ.
શ્રેણી (ના) પંક્તિ, હાર, ક્રમ.
શ્રેય (ના) સત્સંપતિ, સત્કર્મનું ફળ.
શ્રેયસી (ના) હરડે, પહાડમૂળ, ગજપીપર.
શ્રેષ્ઠ (વિ) મોટું, સરસ. (ના) શેઠ.
શ્રેષ્ઠિ (ના) શેઠ, માલિક, ધણી.
શ્રોણ (વિ) પગુ, પાંગળો.
શ્રોણિ શ્રોણી (ના) સ્ત્રીની કટિ, કમ્મર.
શ્રોતા (વિ) સાંભળનાર.
શ્રોત્ર (ના) કર્ણ, કાન
શ્રોત્રિય, શ્રોત્રી (ના) વેદોક્ત કર્મ કરનાર.
શ્રૌત (ના) વેદોક્ત કર્મ (વિ) શ્રુતિસંબંધી.
શ્લક્ષ્ણ (વિ) સૂક્ષ્મ, કૃશ, દુરા, પાતળું.
શ્લીલ (વિ) લક્ષ્મીવાન, શ્રીમાન, પૈસાદાર.
શ્લેષ (ના) દ્વિઅર્થ, દ્વયર્થ, બે અર્થ.
શ્લેષાર્થી (વિ) દ્વયર્થી, બે અર્થવાળી (વાણી).
શ્લેષ્મણ, શ્લેષ્મલ (વિ) કફી, કફરોગવાળું.
શ્લેષ્માતક (ના) ગેલુ, એક ઔષધિ.
શ્લોક (ના) વૃત્ત, છંદ, અનુષ્ટુપ, યશ.
શ્વદંષ્ટ્રા (ના) ગોક્ષુર, ગોખરૂં, એક ઔષધિ.
શ્વપાક (ના) ચાંડાળ.
શ્વભ્ર (ના) છિદ્ર, કાણું, રંધ્ર, રોક.
શ્વયથુ (ના) શોફ. શોથ, સોજો.
શ્વવૃત્તિ (ના) સેવા, પરિચર્યા, ચાકરી,નોકરી.
શ્વશુર (ના) સસરો, વર કે વહુનો બાપ.
શ્વશ્રૂ (ના) સાસુ, વર કે વહુની મા.
શ્વશ્રેયસ (ના) મંગળ, ભદ્ર, કલ્યાણ, કુશળ.
શ્વસન (ના) વાયુ, (જુઓ) વા.
શ્વાન (ના) કૂતરો, શુનક, ભષક.
શ્વાનનિદ્રા (ના) થોડી ઊંઘ.
શ્વાવિત્ (ના) સાહુડી, એક જનાવર.
શ્વાસ (ના) દમ, પ્રાણવાયુ, સાસ.
શ્વાસોચ્છવાસ (ના) શ્વાસ લેવો અને કાઢવો તે.
શ્વેત (વિ) ધોળું, સફેત.
શ્વેતમરચિ (ના) એક ઔષધિ.
શ્વેતમ્બરી (ના) જૈન ધર્મનો એક પંથ.
શ્વેતવાજી (ના) ચંદ્ર, અર્જુન. [ઓષધિ.
શ્વેતસુરસા (ના) ભૂતવેશી, કાતરી નિર્ગુંડી, એક

પ.

ષ (ના) ૩૧ મો વ્યંજન.
ષ (આ) ખ, છ, જેમ ષડ્રસ-ખટરસ, ષષ્ઠિ-છઠ્ઠી.
ષટ્કર્મ (ના) ખટકરમ (જુઓ).
ષટ્કોણ (ના) ૭ ખૂણાનો આકાર.
ષટ્ચક્ર (ના) ખટચક્ર (જુઓ).
ષટ્પદ (ના) ભમરો, ખટપદ (જુઓ).
ષટ્શાસ્ત્ર (ના) ખટદર્શન (જુઓ).
ષટ્ (વિ) છ, ખટ, ભગ, ૬.
ષટ્મય (ના) એક જાતની ઓષધિ, કરંજ.
ષટ્ગ્રંથા (ના) રેખંડ, વચા, ઉગ્રગંધા, એક ઔષધિ.
ષાડ્ગુણ્ય (ના) ૭ ગુણ. (ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય). સંધિ, વિગ્રહ, યાન, આસાન, દ્વૈધાભાવ અને સમાશ્રય.
ષડંગ (ના) છ અંગ (જુઓ) વેદાંગ.
ષડ્જ (ના) ખરજ, ગાયનનો એક સૂર.
ષડભિજ્ઞ (ના) બુદ્ધ, સર્વજ્ઞ, સુગત, ધર્મરાજ, તથાગત, સમંતભદ્ર, મારજિત્, લોકજિત્, જિન, દશબલ, અદ્વયવાદી, વિનાયક, મુનીંદ્ર, શ્રીધન, શાસ્તા, મુનિ, ભગવાન્.
ષડાનન (ના) છ મુખવાળા કાર્તિકસ્વામી.
ષડૃતુ (ના) છ ઋતુ. ૧ હેમંત (માગસર-પોષ, ૨ શિશર (માહ-ફાગણ), ૩ વસંત (ચૈત્ર-વૈશાખ), ૪ ગ્રીષ્મ (જેઠ-અષાઢ), ૫ વર્ષા (શ્રાવણ-ભાદરવો), ૬ શરદ (આશો-કારતક). આ ઋતુઓના મહિના અમાસિયાને બદલે પૂનેમિયા માનીએ તો તે તે ઋતુના ધર્મોનો વિશેષ અનુભવ મળે છે.
ષડ્રસ (ના) ખટરસ (જુઓ).
ષડ્રિપુ (ના) છ શત્રુ. (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર).
ષણ્ડ } ષણ્ઢ } (ના) શંઢ, વર્ષવર, ખોજો, નપુંસક, હીજડો, પાવઇઓ, નામર્દ.
ષષ્ઠિ (વિ) સાઠ, ૬૦ (સંખ્યા).
ષષ્ઠિ (ના) છઠ, છઠ્ઠી વિભક્તિ.
ષાણ્માતુર (ના) ષડાનન, કાર્તિકેય, મહાસેન, શરજન્મા, પાર્વતીનંદન, સ્કંદ, સેનાની, અગ્નિભૂ, ગુહ, બાહુલેય, તારકજિત્, વિશાખ, શિખિવાહન, શક્તિધર, કુમાર, [ક્રૌંચદારણ.
ષોડશ (વિ) સોળ, ૧૬.

સ.

સ (ના) ૩૨મો વ્યંજન, કવિતાનો એક ગણ.
સ (અ) સહિત, સહ, સાથે, અર્થે, જેમ: સટીક, સકુટુંબ.
સ (આ) "શૃ" "શ" "સુ"નો જેમ શૃંગાર-સણગાર, શય્યા-સજ્જા; સુરૂપ-સરૂપ, સુજાતિ-સજાત.
સંક્ષિપ્ત (વિ) ટૂંકું કરેલું, સારરૂપ, મુખતેસર.
સંક્ષેપ (ના) સાર, ઈનતેખાબ.
સંજ્ઞા (ના) ઓળખ, નામ, સંકેતચિહ્ન, ભાન.
સંયુક્ત (વિ) જોડેલું. યથાસ્થિત.
સંયુત (વિ) જોડેલું, મેળવેલું, મિશ્રિત
સંયોગ (ના) જોડાણ, મેળવણ, ભેટ, મેળાપ
સંયોજીકરણ (ના) ભેળાવાની ક્રિયા, મેળ
સંયોગીજળ (ના) સામુદ્રધુની [જમીન.
સંયોગીભૂમિ (ના) બે મોટા પ્રદેશને જોડનાર
સંવત્, સંવત્સર (ના) વર્ષ, શક, વર્ષ,એ ૬૦ છે
સંવરવું (ક્રિ) આટોપવું, સમેટવું.
સંવાદ (ના) વાદવિવાદ, તત્વબોધક વાતચીત.
સંશય (ના) શક, અનિશ્ચય, સંદેહ.
સંસર્ગ (ના) સ્પર્શ, અડકાઅડકી
સંસર્ગી (વિ) સંસર્ગ રાખનાર સાથી
સંસાર (ના) અહંતા, મમતા, સૃષ્ટિ, દુનિયાદારી, ગૃહસ્થાશ્રમ
સંસારવ્યવહાર (ના) લૌકિક વહેવાર
સંસારી (વિ) ગૃહસ્થાશ્રમી, લૌકિક.
સંસ્કાર (ના) યોગ્યતા આણનાર ક્રિયા, કર્મપાશ, એ દ્વિજ માટે ૧૬ છે. [પામેલું.
સંસ્કારિત, સંસ્કારી, સંસ્કૃત (વિ) સંસ્કાર
સંસ્કૃત (ના) ગીર્વાણ ભાષા, વ્યાકરણના સંપૂર્ણ સંસ્કાર પામેલી વાણી
સંસ્થાન (ના) નાનો પ્રદેશ,સ્વસ્થાન,દેશીરાજ્ય.
સંહાર (ના) નાશ, પ્રલય, સંગ્રહ, સંક્ષેપ.
સંહારવું (ક્રિ) પ્રલય કરવો, નાશ પમાડવું.
સંહિતા (ના) વેદના મંત્ર,વેદની શાખા, સંગ્રહ
સઈ (ના) દરજી, મેરાઇ, સખી
સઈ (પ્ર) સાઈ, જેવી અર્થે. જેમ: વાણિયાસાઈ.
સઈદર (ના) માથાવેરો, કર
સહચર (ના) સખી, બેનપણી.

સઉ (ના) સૌ, સહુ, સર્વ, બધાં
સકડવું (ક્રિ) જકડવું,તાણીબાંધવું. [ડાળી).
સકન (ના) આડી ખીલી, કાનખીલી (આ-
સકરકંદ (ના) સકરિયાં, એક મીઠો રાતો કંદ.
સકરમી (વિ) સુકર્મી, નસીબદાર.
સકર્મક (વિ) કર્મસહિત, કર્મવાળા (ધાતુ).
સકલ, સકળ (વિ) સઘળું, આખું, સર્વ
સકામ (વિ) કામનાવાળી, ઇચ્છાપૂર્વક કરેલું.
સકાર (ના) ઢંગ, સુઘડાઈ.
સકારવું (ના) શિકારવું, પૈસા ભરવા.
સકુમાર, સકોમળ (વિ) સુકુમાર, કોમળ અને
સક્કઈ (વિ) સરસ, તોફા, ખરૂ. [સુંદર.
સક્કરખોર (ના) સાકર ખાનાર જીવડો.
સક્કરપારો (ના) એક મીઠાઈ.
સક્કો (ના) સિક્કો, છાપ, શાખ
સખણું (વિ) સુલક્ષણવાળું, ડાહ્યું.
સખત (વિ) સખ્ત,કઠણ, કરડું,અઘરું, આકરું.
સખતાઈ,સખતી(ના)કઠણાઈ, કઠોરતા,જુલમ.
સખલાત, સખલાદ (ના) એક જાતનું કાપડ.
સખા (ના) સાથી, સ્નેહી, જોડિયો, મિત્ર
સખાવત (ના) ઉદારતા, ધર્માદાય
સખી (વિ) ઉદાર, દાનશીળ
સખી (ના) સઈ, બહેનપણી [બાયલાપણું.
સખીભાવ (ના) સ્ત્રી બની હરિભજન કરવું તે,
સખુન (ના) વેણ, ભાષણ, અરજ.
સખો (ના) સખા, મિત્ર, સ્નેહી, સાથી
સગ (ના) આંચ, સેગ, દીવાની જ્યોત.
સગટો (ના) સાદલાને ખૂણે ખોસવાનો છેડો
સગડ (ના) ખબર, ધાગ, પત્તો.
સગડી (ના) અંગારાનું ઠામ, ફરતી ચૂલ
સગરો (ના) કોરા ઘઉંનો લોટ.
સગપણ (ના) સગાઈ, સગાંનો સંબંધ.
સગરામ (ના) શિગરામ, એક તરેહની ગાડી.
સગવડ (ના) સંપડ, અનુકૂળતા.
સગાઇ (ના) સગપણ, વિવાહ, વેસવાળ.
સગું (વિ) ગોત્રસંબંધી, કુટુંબી.
સગુણ (વિ) ગુણી, ગુણવાળું.
સગુરૂ (ના) જેને ગુરુ હોય તે.
સગોત્ર (વિ) કુટુંબી, ગોત્રી, પિત્રાઈ.
સગવડ (ના) જોગ, અનુકૂળતા.

સઘળું (વિ) તમામ, સંધું, આખું.
સંકટ (ના) આફત, સાંકડ, ગુંચવણ.
સંકડાસ (ના) જગાની તંગાસ, સાંકડ.
સંકડાવું (ક્રિ) ભીડાવું, દબાવું, ભચડાવું.
સંકર (વિ) મિશ્રજાતિનું, ભેળસેળ થયેલું.
સંકર્ષણ (ના) આકર્ષણ, ખેડ, બળદેવ, શેષ.
સંકલન (ના) સરવાળો, મેળવણી.
સંકલ્પ(ના) મનનો એક વ્યાપાર, ઈચ્છા, નિયમ
સંકષ્ટ (ના) સંકટ, આપદા, અડચણ.
સંકષ્ટિ (ના) સુદની ૪ (ચોથ).
સંકીર્ણ (વિ) મિશ્રિત, ભોટવાળું.
સંકુલ (ના) એકમેકથી વિરુદ્ધ બોલાચાલી.
સંકેત (ના) અગાઉથી કરેલી ગોઠવણ, ઈસારો
સંકેતસ્થાન (ના) છૂપાં મળવાની જગા.
સંકેલવું(ક્રિ)એકત્ર કરવું, આટોપવું, બંધ કરવું.
સંકોચ (ના) સાંકડ, અછત, ભીડ, શરમ, આ-
સંકોચાવું (ક્રિ) સંકોચ પામવો. [ચકો.
સંકોડાવું (ક્રિ) ભીડાવું, સંકોચાવું.
સંકોરવું (ક્રિ) ઉશ્કેરવું ઉત્તેજિત કરવું.
સંકોલવું (ક્રિ) સંકેલવું, એકઠું કરવું,
સંક્રમણ, સંક્રાંત, સંક્રાંતિ (ના) ગ્રહનું એક રાશિમાંથી બીજીમાં જવું તે, ઉત્તરાયન, છાંડવું જમણ
સંક્ષેપ (ના) સાર, ટૂંકાણ, તાત્પર્ય.
સંખ્ય (વિ) ગણવાયોગ્ય.
સંખ્યા (ના) અંક, આંકડો, ગણતરી, પરિમાણ.
સંખ્યાવિશેષણ(ના)વિશેષતાદર્શક અંક, આંકડા
સંગ (ના) સોબત, સાથ, યોગ, સ્પર્શ, લાગણી.
સંગત, સંગતિ (ના) દોસ્તી, મેળાપ, સોબત.
સંગદિલ (વિ) કઠણ હૈયાનું.
સંગમ (ના) મેળાપ, જળપ્રવાહનું જોડાવું.
સંગમદ્વીપ(ના)સંગમ સ્થળે થતો બેટ, ડેલ્ટા.
સંગાત (ના) સાથ, સોબત.
સંગી (વિ) સાથી, મેળાપી, સ્નેહી.
સંગીત (ના) ગાન, તાન, વાજિંત્ર
સંગીતશાસ્ત્ર (ના) ગાયનશાસ્ત્ર, ગાંધર્વવેદ.
સંગીન (વિ) કઠણ, મજબૂત, લડ.
સંગે (અ) સાથે, જોડે.
સંગેમરમર (ના) આરસપહાણ.
સંગ્રહ (ના) સમુદાય, એકત્ર જથો; સંચય.
સંગ્રહણી (ના) મરડો, અતિસાર (રોગ).
સંગ્રહસ્થાન(ના)પ્રદર્શન, મ્યુઝિયમ[અંગ્રેજી].
સંગ્રામ (ના) લડાઈ, યુદ્ધ
સંગ્રાહ (ના) ઢાલની મૂઠ.
સંઘ (ના) ટોળું, જથો.
સંઘટ (વિ) સજ્જડ આવેલું, ભીડાયલું.
સંઘરણી (ના) સંગ્રહણી, એક રોગ.
સંઘરવું (ક્રિ) સંગ્રહ કરવો, પેસાડવું.
સંઘરા (ના) ખરાબ લોહી ચૂસવાની નળી.
સંઘરો (ના) સંગ્રહ, સંચય.
સંઘવી (ના) સંઘ કાઢનારો, સંઘનો મુખી.
સંઘાડિયો (ના) સંઘાડાથી ઘાટ ઉતારનાર.
સંઘાડો(ના)હાથીદાંત, લાકડાના ગોળ ઘાટ ઉ-
સંઘાત(ના)સમૂહ, જથો, સાથ. [તારવાનું યંત્ર.
સંચર (વિ) જંગમ, ચળ, ફરતું.
સચરાચર (વિ) જડચૈતન્ય, જંગમસ્થાવર.
સચિવ (ના) પ્રધાન, વજીર, દિવાન.
સચેતન (વિ) જીવતું, જાગ્રત, ચેતનાવાળું.
સચોટ (અ) બરોબર, આબાદ.
સચ્ચ (વિ) સત્ય, સાચું, ખરું.
સચ્ચિદાનંદ (ના) સત, ચિત અને આનંદરૂપ
સજ (વિ) સજ્જ, તૈયાર. [બ્રહ્મ.
સજનતા (ના) સુજનતા, સજ્જનપણું.
સજની (ના) સજ્જની, સખી બેહેનપણી.
સજન્માલ (ના) કાદવવાળી ભોંય.
સજવું(ક્રિ)ધારણ કરવું, તૈયારી કરવી, ધારા કા-
સજળ (વિ) પાણીવાળું, ભીંજાયલું. [ઢવી.
સજા (ના) શિક્ષા, શાસન, પારિપત્ય.
સજાઈ (ના) તૈયારી, સામગ્રી.
સજાત (વિ) સુજાતિ, કુલીન, ઊંચ કુલમનું.
સજાત, સજાતીય (વિ) સમાન વર્ગનું.
સજાપો (ના) તનદુરસ્તી.
સજાય (ના) ધ્યાન, ધર્મબોધ, શિક્ષા.
સજાયો (ના) અસ્ત્રો.
સજીત (વિ) સજ્જિત, સજેલું, સજ્જ.
સજીવ (વિ) જીવવતું, જીવંત, જીવવાળું.
સજીવન (વિ) સંજીવન, ફરી જીવતું થયલું.
સજીવારોપણ (ના) એક અલંકાર.
સજોડું (ના) જોડ, (સ્ત્રી પુરુષની).
સજ્જ (વિ) સજ, સજ્જિત, તૈયાર, શણગારેલું.

સજ્જડ (વિ) મક્કમ, મજબુત, પાકું, મરેલું.
સજ્જન (વિ) પ્રામાણિક, સદાચારી, સુઘડ
સજ્જનાઇ (ના) સજ્જનતા, સુજનતા. [ભલું
સજ્જા (ના) શય્યા, સેજ, શય્યાસ્થાન.
સચ (ના) સચો, સાંચો, યત્ર, સચય, ધન દાખવાની ગુપ્ત જગા, યુક્તિ ગોઠવણ
સંચઃવું (ક્રિ) સચવું, સંગ્રહ કરવો, રાખી મૂકવું
સંચય (ના) સગ્રહ, જમાવ, ઢગ.
સંચરવું (ક્રિ) સચાર કરવો, દાખલ થવું, જવું.
સંચવું (ક્રિ) સંચય કરવો ઊંચું મૂકવું, સિંચવું.
સચળ (ના) એક ખાર.
સંચાર (ના) પ્રવેશ, વ્યાપ્તિ, પ્રસાર.
સંચારવુ (ક્રિ) સચરવું વ્યાપવું, જવું.
સંચારિકા (ના) દૂતી, જાસુસ સ્ત્રી
સચિત (ના) એક કર્મ, (વિ) સાચવી રાખેલું.
સંચો (ના) સંચ, સાંચો, યત્ર.
સંચોરો (ના) ખારો, એક ક્ષાર.
સંજમ (ના) ઉપદેશ, બોધ
સંજાપ, સંજાબ (ના) મગજી, કપડાંની કોર.
સંજામી (ના) એક જાતના સાધુ.
સંજીવિની (વિ) જીવાડનાર.
સંજુક્ત (વિ) સંયુક્ત, જોડાયલુ.
સજો (ના) સાજો (ધારી ઘુઘરામાં ભરવાનો)
સજોગ (ના) સંયોગ, મેળાપ, દૈવયોગ
સંજોગી (વિ) સસારી, ગૃહસ્થ
સજોરી (ના) સાંજવાળો ખોરાક, ધારી.
સંજ્વર (ના) સતાપ, અગનજ્વાળા.
સજ્ઞા (ના) વિશેષનામ, અમુકબોધક શબ્દ.
સટ (ના) સેટ (અંગ્રેજી), ક્રમવાર જથો.
સટ (અ) સટદઇને, ઝટ, એકદમ.
સટકવુ (ક્રિ) જતા રહેવું, ખસી જવું.
સટકાવવું (ક્રિ) ફટકાવવું, મારવું, સરડી લેવું.
સટકિયું (ના) ઝટ સરી છૂટે એવી ગાંઠ.
સટકીજવું (ક્રિ) સટકવું, નાશી જવુ.
સટકો (ના) દંડ, હાથલાકડી.
સટરપટર (ના) ગડબડસડબડ, ગટરપટર.
સટલ (વિ) સેટલ (અંગ્રેજી), નક્કી થએલું.
સટવું (ક્રિ) સરી જવુ, નાશી જવું.
સટા (ના) જટા, ચોટલો.
સટાક (અ) ચાબક, દોરીના અવાજનું અનુકરણ
સટાક (ના) હાંકવાનું સણનું દોરડું.
સટાક લેતું કે (અ) ઝટ, ઝડપથી.
સટાકાબંધ (અ) ઝપાટાથી, સપાટાથી.
સટીજવું (ક્રિ) નાશી જવું, છપાંચ ગણવા.
સટોરિયો (વિ) સટ્ટો કરનાર.
સટોસટ (અ) ઝટાઝટ, ઉપરાચાપરી.
સટ્ટાખોર, સટ્ટાબાજ (વિ) સટોરિયો.
સટ્ટો (ના) શક્તિ કે ખપ કરતાં વધારે ખરીદી વકરો કરવો તે, વાયદાનો વેપાર, ચોરી, છેતરપિંડી
સડ (વિ) જડ, સજ્જડ.
સડ (અ) અવાજનું અનુકરણ.
સડક (ના) ધોરી રસ્તો, સીધો બાંધેલો રસ્તો.
સડક (અ) સ્થિર, સ્તબ્ધ, સરસૂચક.
સડકો (ના) ફટકો, એક અવાજ.
સડતાળીસ (વિ) સુડતાળીસ ૪૭ સંખ્યા.
સડવું (ક્રિ) કોહી જવું, સળવું.
સડસડાટ (અ) સપાટાબંધ, જલદી.
સડસટ, સડસઠ, સડસેટ (વિ) ૬૭ (સંખ્યા).
સડાકો (ના) સડકો, ફટકાનો અવાજ.
સઢ (ના) વહાણમાં કુવાને બાંધેલું પવન ભરાવાનું કાપડ.
સઢવું (ક્રિ) ઊભી કાઢી સાથે કામડાં સરડી લેવાં.
સઢિયો (ના) પાતરાંનો દોરો.
સણકો (ના) શ્વાસ લેતાં થતો નાડનો અવાજ.
સણગટ (ના) સોડિયુ, ઘુમટો.
સણગરાવું (ક્રિ) શૃંગાર સજવો.
સણગાર (ના) શૃંગાર, વસ્ત્રાભૂષણ, શોભા
સણગારવું (ક્રિ) સણગાર, સજવો.
સણગો (ના) કોઠાળનો કણગો.
સણગ (ના) સુરંગ, ખાતર.
સણગ (વિ) સણગાવાળી, સળંગ.
સણસણ (અ) અવાજનું અનુકરણ.
સણસણવું (ક્રિ) સણસણનો અવાજ થવો,
સણસણાટ (ના) સણસણનો અવાજ.
સણસાર (ના) અણસાર, ઈસારો, સાન.
સણીજી (ના) મા (જુઓ)
સણીજો (ના) બાપ, પિતા, તાત.
સણદાસ (ના) તાજખાનું, પાયખાનું, જાજરૂ.
સત્ (વિ) સત્ય, સારૂં, ઉત્તમ.

સત (ના) સચ્ચાઈ, સત્વ, સાર.
સતજુગ (ના) સત્યયુગ, કૃતયુગ.
સતત (અ) નિરંતર, સદા, હંમેશાં.
સતમ (ના) જુલમ, ત્રાસ, ખતમ.
સતમી (ના) કુરાનમાં દેખાડવાનું માલનું ભર-
સતર (ના) ઓળ, લીટી, રેખા. [તિયું
સતાર (ના) સિતાર, છ તારનું એક વાદ્ય.
સતારો (ના) ગ્રહ, નસીબ.
સતાવવું (ક્રિ) ચીડવવું, પજવવું. [રી સ્ત્રી.
સતી (ના) પતિવ્રતા સ્ત્રી, ધણી પાછળ મરના-
સતીનક (ના) વટાણા, મટાણા, રેણુક.
સતુ (વિ) સાચું, છતું.
સતું(પ્ર)ચાલતી ક્રિયાનો બીજી સાથેનો સંબંધ
સત્કર્મ (ના) રૂડાં કામ, પુણ્યનાં કાર્ય. [દર્શક.
સત્કાર (ના) આદરમાન, ઉપચાર.
સત્તમ (વિ) શ્રેષ્ઠ, અત્યુત્તમ, પુષ્કળ.
સત્તર (વિ) ૧૭, સપ્તદશ (સંખ્યા), ગુરુ, તત્ત્વ, કશ્યપપત્ની ઈત્યાદિ સત્તર ગણાય છે.
સત્તા (ના) અસ્તિત્વ, હોવાપણું, માલકી, અમલ, જોર, ધન.
સત્તાણુ (વિ) ૯૭, (સંખ્યા).
સત્તાધારી, સત્તાધીશ (વિ) સત્તાવાળું.
સત્તાવન (વિ) ૫૭ (સંખ્યા).
સત્તાવાન્ (વિ) સત્તાધારી.
સત્તાવીસ (વિ) ૨૭ (સંખ્યા), નક્ષત્ર, યોગ, ઇત્યાદિ ૨૭ ગણાય છે. [દાવ.
સત્તો (ના) સાત ચિહ્નવાળો પદાર્થ, સાતનો
સત્ત્વ (ના) ત્રણ ગુણમાંનો એક, કસ, તત્ત્વ.
સત્ય (ના) સચ્ચ, સચ્ચાઈ, સાચવટ કૃત (યુગ).
સત્ય (વિ) સત સાચું, ખરું. [વિધાતા.
સત્યક(ના)બ્રહ્મા,હંસવાહન સ્નેમૂર્તિ(જુઓ),
સત્યતા (ના) સાચાઈ, પ્રમાણિકપણું.
સત્યયુગ (ના) કૃતયુગ, ચારમાંનો પહેલો યુગ.
સત્યલોક (ના) સાત લોકમાંનો એક.
સત્યવતી (ના) વેદવ્યાસની માતા.
સત્યવતીસુત (ના) વ્યાસ, દ્વૈપાયન, પારાશર્ય.
સત્યવાદી (વિ) સાચું બોલનાર, પ્રમાણિક, ઈમાનદાર.
સત્યશીલ (વિ) સાચું બોલવાના સ્વભાવવાળું.
સત્યાનાશ (ના) નખોદ, નસંતાન સત્તામાત્રનો નાશ.
સત્ર (ના) સ્થાન, યજ્ઞ, દાન, છત્ર, વન, ધન, ઘર, સરોવર.
સત્રપ (ના) સત્રનો અધિકારી, સૂબો.
સત્રશાળા (ના) અન્નછત્ર, સદાવ્રત.
સત્વર (અ) તુરત, ત્વરાથી.
સત્સંગ (ના) સાધુસંગ, સારી સોબત.
સથરપથર (અ) વીખરાયલું, વેરાયલું અર્થે.
સદ્ (આ) "સત"નો, જેમ સદાચાર, સદ્ગુણ.
સદન (ના) ઘર(જુઓ), ધામ, મંદિર, અવાસ.
સદર (વિ) મોટું, વરિષ્ટ, મુખ્ય
સદરઅમીન (ના) મદદનીશ ન્યાયાધીશ.
સદરપરવાનગી(ના)કુલ મુખત્યારી,ખુલ્લી રજા.
સદરહુ (વિ) મજકુર, આ, પૂર્વોક્ત. [સીનું).
સદરો (ના) ટુંકી બાંહેનું મોટું પહેરણ, (પાર-
સદવું (ક્રિ) પચવું, સેહેવું, અનુકૂળ આવવું.
સદળ (વિ) દળવાળું, જાડું.
સદા, સદાકાળ (અ) હમેશ, નિરંતર, સદૈવ.
સદાચરણ (ના) શુદ્ધ આચરણ, સદ્વર્તન.
સદાચાર (ના) સારો આચાર, શુદ્ધ રૂઢી.
સદાનંદ (ના) અખંડ સુખ, બ્રહ્મા.
સદાબરૂં, સદાવહુ (અ) બધું, તદ્દન.
સદાવ્રત (ના) અન્નછત્ર.
સદાશિવ (ના) શંકર, (જુઓ) મહાદેવ.
સદાસર્વદા (અ) હમેશ, સદૈવ નિરંતર.
સદી (ના) સો વર્ષનો સમય, શૈકો, સૈંકડો.
સદીસા (અ) સવેળા, વખતસર.
સદૃશ (વિ) સમાન, તુલ્ય.
સદેશ (અ) સમીપ, નિકટ, પાસે.
સદૈવ (અ) હમેશાં, સદા.
સદોદિત (વિ) નિત્ય પ્રકાશમય, સદા.
સદ્ગતિ (ના) ઉદ્ધાર, સારી ગતિ.
સદ્ગુણ (ના) શુદ્ધ અને સારો ગુણ.
સદ્મ (ના) ઘર, સદન, ગૃહ.
સદ્ય (અ) હમણાંજ, તરતજ.
સદ્દહણા (ના) સિદ્ધાંત, નિશ્ચય
સધર (વિ) ભારે, મક્કમ, ધનવાન.
સધરવું (ક્રિ) સુધરવું, થવું, ઠેકાણે આવવું
સધર્મિણી (ના) ધર્મપત્ની, પરણેલી વહુ.

સધામ (ના) સ્વધામ, નિજધામ.
સધામ પ્હોંચવું (ક્રિ) મરવું.
સધારવું, સધાવવું (ક્રિ) સિધારવું, દૂર થવું, જવું.
સન (અ) શક (હીજરી, ઈસવી) સંવત.
સનત્કુમાર (ના) વેધાત્ર, એક ઋષિ
સનદ (ના) ફરમાન, હુકમ, રજાચીઠી, પરવાનો.
સનદી (વિ) સનદવાળું, સનદ પામનાર.
સનમુના (ના) ઉચ્ચાટ, દલગીરી.
સના (ના) નિત્ય, હમેશ
સનાતન (વિ) અનાદ્યન્ત, સદાનું, હતું, છે અને હશે એવું. [કાણ.
સનાન (ના) સ્નાન, મુઆ પાછળ ન્હાવું તે,
સનાનિયું (વિ) સનાનવાળું, મોતની ખબર લાવનાર.
સનાભય (ના) સપિંડી, સાત પેઢીના પિત્રાઇ.
સનિપાત, સનેપાત (ના) સન્નિપાત, વાનો
સનીડ (અ) નિકટ, પાસે, સમીપ. [ચાળો જ્વર
સન્ત (ના) સાધુ, સત્પુરુષ, ત્યાગી
સન્તત (અ) વારંવાર, હમેશ, નિત્ય.
સન્તતિ (ના) વંશવૃદ્ધિ, ઓલાદ, ગોત્રવિસ્તાર
સન્તલસ (ના) મસલત, ખોટા કામનો વિચાર.
સન્તાડવું (ક્રિ) છૂપાવવું, ગુપ્ત રાખવું.
સન્તાન (ના) છૈયાછોકરાં, વસ્તાર, સ્વર્ગનું એક ઝાડ.
સન્તાપ (ના) તાપ, દુઃખ, અકળામણ.
સન્તાપવું (ક્રિ) ચીડાવવું, તપાવવું, અકળાવવું
સન્તાવું (ક્રિ) છૂપાવવું, ગુપ્ત રહેવું.
સન્તુષ્ટ (વિ) ધરાયલું, તૃપ્ત.
સન્તોખ (ના) સંતોષ, તૃપ્તિ.
સન્તોખવું (ક્રિ) સંતોષ પમાડવો, રાજી કરવું
સન્તોખાવું (ક્રિ) સંતોષ પામવો, તૃપ્ત થવું, ધરાવું
સન્તોષ (ના) તૃપ્તિ, ધીરજ.
સન્તોષી (ના) તૃપ્ત, ધીર, શાંત. [સંધાન
સન્દર્ભ (ના) આગળપાછળનો સંબંધ, અનુ-
સન્દાન (ના) દામ, પશુને બાંધવાનું દોરડું.
સન્દેશ, સન્દેશો (ના) કહેણ, પેગામ, સમાચાર
સન્દેહ (ના) શક, શંકા, સંશય, અનિશ્ચય
સન્દોહ (ના) સમૂળ, જથો, ટોળું.
સન્ધાણું (ના) અથાણું, આચાર.
સન્ધાન (ના) સાંધણ, જોગ, લક્ષ, નિશાન.
સન્ધાની (વિ) સન્ધાન સાચવનાર, સમયસૂચક.
સન્ધારો (ના) વાસણ સાંધનારો કંસારો.
સન્ધિ (ના) સંધાન, શત્રુ સાથે સલાહ. તડ. જોડાણ, જોગ, મેળાપ [સાંધાનો રોગ.
સન્ધિવા, સન્ધિવાત (ના) દેહના સાંધા જ-
સન્ધું (વિ) સઘળું, આખું, બધું, કુલ
સન્ધે (અ) બધે, સર્વત્ર
સન્ધ્યા (ના) સવાર, બપોર અને સાંજની. સંધિ સમયે કરવાનું ત્રૈવર્ણિકનું ગાયત્રી. જપાદિ નિત્યકર્મ, સાંઝ, દિનાન્ત [ખત.
સન્ધ્યાકાળ (ના) સમીસાંઝ, સાયંકાળ, દીવાવ-
સન્ધ્યાવન્દન (ના) સંધ્યાકર્મ તથા પ્રભુપ્રતિ
સન્નિધ (અ) પાસે, સોડે, નજીક. [પ્રણામ.
સન્નિધાન (અ) લગોલગ, સન્મુખ, રૂબરૂ.
સન્ન્યસ્ત, સન્ન્યાસ (ના) સંન્યાસીનાંકર્મ, ત્યાગ.
સન્ન્યાસી (ના) ચતુર્થ આશ્રમી, ત્યાગી, વૈરાગી.
સન્માન (ના) સત્કાર, વિવેક, પ્રતિષ્ઠા.
સન્માર્ગ (ના) સાચો રસ્તો, ખરો માર્ગ, સારી
સન્મુખ (અ) સામે, મોં આગળ. [સલાહ
સપટાવવું (ક્રિ) સજ્જડ બંધ કરવું
સપડાવવું (ક્રિ) આંટામાં લેવું, ધમકાવવું.
સપડાવું (ક્રિ) પેચમાં ફસાવું, પીડાવું, ઠપકાપાત્ર થવું.
સપત્ન (ના) રિપુ, અરિ, દુશ્મન, વૈરી.
સપન, સપનું (ના) સ્વપ્ન, સોણું, ઊંઘ.
સપર્યા (ના) આદરમાન, સત્કાર, સેવા.
સપરમો (વિ) પર્વનો હરખનો (દહાડો).
સપરાણું (વિ) સઘળું, ભર્યું, સર્વસ્વ.
સપરિવાર (અ) પરિવારસહિત, કુટુંબકબિલાસાથે.
સપાટ (વિ) સરખું, ખાડાટેકરાવિનાનું. સરપ;
સપાટાબન્ધ (અ) એકદમ, સપાટાથી; [ટબંધુ.
સપાટિયું (ના) વાંસ કે બરૂની ચીપ
સપાટી (ના) સપાટપણું સરખી જમીન, તળ.
સપાટો (ના) દોડ, ગબડી, ફેંકો, ઝપાટો.
સપાડું (ના) પાડ, આભાર, ઉપકાર.
સપાદ (વિ) સવા. ૧૧ (સવા).
સપિણ્ડ (ના) સનાભય, પિંડસંબંધવાળાં સગાં.
સપૂત (ના) સુપુત્ર, સદ્ગુણી દીકરો.
સપૂરત (ના) સોંપણ, ભલામણ, હવાલો.
સપેત (વિ) સફેત, શ્વેત, ધોળું, ઊજળું.

સપ્ત (વિ) (જુઓ) સાત, ૭, (સંખ્યા).
સપ્તતંતુ (ના) યજ્ઞ, (જુઓ) યાગ.
સપ્તાહ (ના) ૭ દિવસનું ભાગવતનું પારાયણ.
સપ્પટ (વિ) સજ્જડ, જોડાજોડ.
સફ (ન.) શષ્પ, ઝાંટ.
સફરી (વિ) લાંબી મુસાફરી કરનારૂં (વહાણ).
સફળ (વિ) ફળવાળું, સિદ્ધ, પાર પડેલું.
સફા (વિ) સાફ, સ્વચ્છ, સપાટ, પૂરૂં.
સફાઈ (ના) ચોખ્ખાઇ, સુઘડતા, નીવેડો, સ્પષ્ટતા.
સફીલ (ના) પરોશ, પાડોસની જમીન.
સફીદાર (ના) પાડોશી, સફીલનો માલિક.
સફું (ના) પૃષ્ઠ, પાનાનું એક પાસું, પેજ [અંગ્રેજી].
સફેત (ના) સપેત, શ્વેત, ધોળું, ઊજળું.
સફેતી (ના) શ્વેતતા, એક ઔષધ.
સફેતો (ના) ચાક, ખડી.
સફૂડું (ના) શષ્પ, ઝાંટું.
સબક (ના) પાઠ, ધડો, લેસન [અંગ્રેજી].
સબજી (ના) ભાંગ, લીલાંપાણી.
સબજો (ના) દમનક, ડમરો, એક સુગંધી છોડ.
સબડાક (અ) અવાજનું અનુકરણ.
સબડાવવું (ક્રિ) ફડફડાવવું, ચાંગળેથી ખાવું.
સબબ (અ) માટે, આથી. (ના) હેતુ, કારણ.
સબર (ના) સબુરી, ધીરજ. (અ) ચોસ, ખમ.
સબરસ (ના) લૂણ, મીઠું, લવણ, નિમક.
સબળ (વિ) બળવાન્, જોરાવર, સગુણ.
સબળું (વિ) જબરૂં, શંકિત.
સબી (ના) છબી, તસવીર, કાંતિ, શોભા.
સબુર, સબુરી (ના) સબર, ધીરજ.
સભા (ના) મંડળી, પરિષદ, પ્રસ્તાવ.
સભાસદ (ના) સભામાંનો એક જણ, મેંબર [અં-
સભ્ભર (વિ) માતબર, સબળ. [ગ્રેજી].
સભ્ય (વિ) સભાલાયક, વિવેકી, વિનયી.
સભ્યતા (ના) સભ્યપણું, લાયકી, વિનય.
સમ (ઉ) સમ્યક, સુંદર, સહિત, અતિશય, ઈત્યાદિ અર્થે ક્રિયાને ખેચનાર.
સમ (વિ) સમાન, સરખું, સપાટ, બેકી સંખ્યાનું
સમ (ના) કસમ, સોગન, શપથ.
સમકાલીન, સમકાળી (વિ) એક વખતે થએલું.
સમક્ષ (અ) નજર આગળ, સન્મુખ.
સમગ્ર (વિ) સઘળું, આખું, તમામ, પૂર્ણ.
સમચોરસ (વિ) ચારે બાજુ સમાન હોય તેવું.
સમજ, સમજણ (ના) ખુલાસો, ખબર, જાણ, અક્કલ, પડતું ટોણું.
સમજણું, સમજદાર (વિ) સમજુક, સમજવાળું.
સમજવું (ક્રિ) વાકેફ થવું, વિચાર કરવો, વાંધો પતવવો. [શીખવવું.
સમજાવવું (ક્રિ) સમજે તેમ કરવું, પટાવવું,
સમજુ, સમજુક (વિ) સમજવાળું, વિવેકી.
સમજુતી (ના) સમજ, સલાહ, મસલત.
સમજ્ઞા (ના) કીર્તિ, યશ, નામના.
સમજ્યા (ના) સભા, પરિષદ્.
સમડી (ના) એક પંખી, એક ઝાડ.
સમડો (ના) સમડીનો નર, એક જાતિ.
સમણુ (ના) સમવા જેટલી વસ્તુ.
સમણું (ના) સ્વપ્ન, સોણું.
સમણુણી (ના) સોનીનું એક ઓજાર.
સમતા (ના) ખામોશ, શાંતિ, ધીરજ. [સમાન.
સમતુલ્ય, સમતોલ (વિ) સરખા વજનનું,
સદમર્શી (વિ) સરખી નજરે જોનાર, નિષ્પક્ષપાતી.
સમદૃષ્ટિ (ના) સરખી નજર, ચાદ્દલપણું.
સમદો (ના) વમર રંગેલું ચામડું.
સમધાવ (વિ) ઘણું ગરમ કે ઠંડું નહિ તેવું.
સમન (ના) કચેરીમાં હાજર થવાનો હુકમ.
સમન્તભદ્ર (ના) બુધ, (જુઓ) ષડભિજ્ઞ.
સમભાગ (ના) સરખો હિસ્સો.
સમય (ના) વખત, કાળ, રેત, લાગ.
સમયસૂચકતા (ના) તાત્કાલિકમતિ, તરત સૂચવું તે.
સમર (ના) યુદ્ધ, લડાઈ, સગ્રામ
સમરવું (ક્રિ) સુધરવુ, દુરસ્ત થવું, સભારવું.
સમરાંગણ (ના) યુદ્ધક્ષેત્ર, રણભૂમિ, લડાઈનું મેદાન. [કરાવવી.
સમરાવવું (ક્રિ) દુરસ્ત કરાવવું, મરામત
સમરાવુ (ક્રિ) દુરસ્ત થવું, મરામત થવી.
સમર્થ (ના) જોરાવર, શક્તિમાન, કાબિલ, ભારે.
સમર્થન (ના) યોગ્ય અયોગ્યની પરીક્ષા.
સમર્પણ (ના) વિધિપૂર્વક આપવું તે, બ્રહ્મસંબંધ
સમર્પણી (વિ) સમર્પણની દીક્ષા લેનાર [દીક્ષા.
સમર્પવું (ક્રિ) ભક્તિપૂર્વક આપવું, ધરવું, પૂજવું.
સમશો (ના) [illegible]

સમવયી (વિ) સરખી ઉમ્મરનું.
સમવર્તી (ના) ધર્મરાજ, યમ, કૃતાંત.
સમવાય (ના) સમુદાય, સમૂહ, જમાવ
સમવું (ક્રિ) માવું, સમાવું, શાંત પડવું, [હોલાવું.
સમશેર (ના) તલવાર, કટાર.
સમષ્ટી(ના)સર્વનો સમાવેશ થાય એવી સ્થિતિ, [વિરાટરૂપ.
સમસાન (ના) શ્મશાન, મસાણ.
સમસાનિયું (વિ) હલકુ, મસાણિયુ.
સમસ્ત (વિ) સઘળું, સર્વું, સર્વ, સકલ.
સમસ્યા (ના) પાદપૂર્તિ, સાન, સંકેત.
સમા (ના) વર્ષ, સંવત્સર.
સમાગમ (ના) સહવાસ, સંગતિ, ઓળખાણ
સમાઘાત (ના) સંગ્રામ, લડાઈ, યુદ્ધ.
સમાચાર (ના) ખબર,બાતમી, વર્તમાન, નવી-[જુની.
સમાજ(ના)મંડળી,સભા,સભ્યસમૂહ.
સમાણ (ના) સમણ, યોગ્ય ઉમેરણ.
સમાણું (વિ) સમાન, સરખું.તુલ્ય, બરોબર.
સમાણો (ના) ગોનીનું એક ઓજાર.
સમાધ (ના) દેવડી, સંન્યાસી દટાયો હોય ત્યાં કરેલી દેહેરી. [વેડો.
સમાધાન (ના) સમજુતી,છૂટકારો,નિરાંત,ની-
સમાધાની (ના) સમાધાન, સમજુતી, ભેટ ઉધરાવનાર.
સમાધિ (ના) યોગનું આઠમું અંગ, ચિત્ત અને પ્રાણની પરબ્રહ્મ સાથે એકતા, સમાધ.
સમાન (વિ) સરખું, તુલ્ય, સપાટ.
સમાનવૃત્તિ (ના) એક સરખું મનનું વલણ.
સમાન્તર (વિ) સરખા આંતરાવાળું.
સમાપ્ત (વિ) પૂર્ણ, પૂરં, ખતમ
સમાપ્તિ (ના) છેડો, અંત, પાર, આખર.
સમારમ્ભ (ના) સારી રીતના શરૂઆત, મેળાવડો, સભજંગ.
સમાર (ના) ચાસપર ફેરવવાનું પાટિયું.
સમારવું (ક્રિ) સુધારવું, દુરસ્ત કરવું, કાપી છોલી તૈયાર કરવું.
સમારિયું (ના) સમારને બાંધવાનું દોરડું.
સમાલવું (ક્રિ)સાવધ રહેવું,બચાવવું,તપાસવું.
સમાવ (ના) સમારા, વગ, જત્થો. [અટકાવવું.
સમાવવું (ક્રિ) સમાવેશ કરવો, દબાવવું,
સમાવું (ક્રિ) માવું, સમાસ થવો, હળીમળી રહેવુ, દબાવું.
સમાવૃત્ત(ના)ગુરુ પાસે રજા લઈ જનાર શિષ્ય.
સમાવેશ (ના) સમાસ.
સમાસ (ના) સમાવું તે, સંયુક્ત શબ્દ. (વ્યાક-[રણમાં).
સમાહાર (ના) સમુચ્ચય, સંગ્રહ.
સમિતિ (ના) સભા, પરિષદ, લડાઇ.
સમિધા (ના) એક યજ્ઞકાષ્ટ.
સમીકરણ (ના) સરખું મિશ્રણ, ગણિતનો એક પ્રકાર.
સમીપ (ના) પાસે; નજીક, ઢુકડે, સન્મુખ.
સમીર (ના) પવન, વાયુ (જુઓ) વા.
સમીસાંજ (ના) સંધ્યાકાળ,દિનાન્ત,સાયંકાળ.
સમું (વિ) બરોબર, દુરસ્ત, સાજું, સમાન.
સમુચ્ચય (ના) સમુદાય, સમાચાર.
સમુદય (ના) ઉત્કર્ષ, સારો ઉદય, સમુદાય.
સમુદાય (ના) જથો, ટોળું, સંગ્રહ.
સમુદ્ર (ના) દરિયો, સાગર, અબ્ધિ, અકૂપાર, પારાવર, સરિત્પતિ, ઉદન્વાન્, ઉદધિ, સિંધુ, શરસ્વાન, અર્ણવ, રત્નાકર, જલનિધિ, યાદઃપતિ, અપાંપતિ.
સમૂહ (ના) સમુદાય, જથો, ઢગલો.
સમૂળગું, સમૂળું (અ) અશેષ, નિ:શેષ,તમામ.
સમૃદ્ધિ (ના) છત, સુકાળ, પૈસો, આબાદી.
સમે (અ) સમયે, ટાંણે, વખતે. (ના) વખત.
સમેત (અ) સાથે, સહિત, લગન, સોબતે.
સમેદાની, સમે (ના) પીતળની દીવી.
સમેલ (ના) સમોલ, જોતર બાંધવાની ખીલી.
સમો (ના) સમય, વખત, પ્રસંગ, કાળ, રવ.
સમોતી (વિ) હળીમળી રહેનારી.
સમોલ (ના) સમેલ, સામેલ, કાનખીલી.
સમોવડ, સમોવડિયું (ના) સરખુ, તુલ્ય.
સમ્ય (ના) ઐક્ય, એકતા, એકદિલી.
સમ્પત, સમ્પતિ (ના) સંપદ્, વૈભવ, ધનદોલત.
સમ્પન્ન (વિ) સમ્પત્તિવાળુ, મેળવેલું.
સમ્પસમ્પીલું (વિ) સંપવાળું, એકતાવાળું.
સમ્પાદન (ના) પ્રાપ્તિ, કમાઇ, મેળવવાનું કામ.
સમ્પાદવું (ક્રિ) મેળવવું, કામ કાઢી લેવું.
સમ્પી, સમ્પીલું (ક્રિ) સંપવાળું, એકદિલ.
સમ્પુટ(ના)ઉઘાડના બાંધેલા કોડિયાની જોડ.

સમ્પૂર્ણ (વિ) પૂરેપૂરૂં, આખું, બધું, તમામ.
સમ્પ્રદાન (ના) ચોથી વિભક્તિનો અર્થ, જેના ઉદ્દેશથી ક્રિયા થાય તે.
સમ્પ્રદાય (ના) પરાપૂર્વથી ચાલતો વહીવટ. વેદપ્રણીત ધર્મમાર્ગ, રીત. [ગપણ.
સમ્બંધ (ના) જોડાણ, વળગણ, લગવડ, સ-
સમ્બંધી સર્વનામ (ના) સંબંધવાળા સર્વનામ.
સમ્બોધન (ના) આઠમી વિભક્તિનો અર્થ, જેને ઉદ્દેશી બોલવું તે.
સમ્ભવ (ના) શક્યતા, જોગવાઈ.
સમ્ભવવું (ક્રિ) સંભવ હોવો, બની શકવું.
સમ્ભવિત (વિ) શક્ય, સંભવવાળું. [કહેવું.
સમ્ભળાવવું (ક્રિ) શ્રવણ કરાવવું, સાંભળે તેમ
સમ્ભાર (ના) શાક, અથાણા વગેરેનો મસાલો, હ-
સમ્ભારણું (ના) સ્મારક, યાદગીરી. [વિજ
સમ્ભારવું (ક્રિ) યાદ કરવું અથવા કરાવવું.
સમ્ભારિયું (વિ) સમ્ભાર જેમાં ભરેલો એવું.
સમ્ભાવના (ના) સંભવ, કાવ્યનો એક અલંકાર
સમ્ભાવિત (વિ) સંભવિત, પ્રતિષ્ઠિત, આબરૂદાર.
સમ્ભાષણ (ના) વાતચીત, બોલાચાલ.
સમ્ભાળ (ના) કાળજી, રક્ષણ, તપાસ.
સમ્ભાળવું (ક્રિ) પાળવું, રક્ષણ કરવું, સાવધર-
સમ્ભોગ (ના) સ્ત્રીસંગ, રતિવિલાસ. [હેવું.
સમ્ભ્રમ (ના) ભ્રમણા, બહાવરાપણું.
સમ્મત (વિ) કબૂલેલું, માન્ય.
સમ્મતિ (ના) કબૂલાત, ટેકો, માન્યતા-
સમ્મર્દ (ના) ભીડાભીડ ધક્કાધક્ક.
સમ્માર્જન (ના) સફાઈ, સાફસૂફી.
સમ્માર્જની (ના) સાવરણી, ઝાડુ, બુહારી.
સમ્યક (અ) સારીપેઠે, ખરેખર, પૂરૂ.
સર (ના) સરોવર, બાણ, માથું, મુદ્દલ અને મુદ્દતનો ગુણાકાર, એક રાજકીય પદવી.
સર (વિ) મુખ્ય, ઉપરી, જેમ સરસૂબો.
સર (અ) પ્રમાણે, રૂએ, જેમ વખતસર.
સરઈયો (ના) સરૈયો, સુગંધી વેચનાર, આ-
સરકટ (ના) તીરનો હાથો, શરૂ. [તારી
સરકણું (વિ) લપસણું, ચીકણું.
સર કરવું (ક્રિ) જીતી લેવું, પાર પડવું.
સરકલ (ના) કુંડાળું, ગોળ (અંગ્રેજી).
સરકવું (ક્રિ) જવું, ખસવું, લપસવું.
સરકસ (ના) વરઘોડો, તમાશો.
સરકાર (ના) રાજા, રાજ્યાધિકાર, માલિક, ધણી.
સરકારી (વિ) સરકાર સંબંધી, રાજકીય, જા-
સરકો (ના) ખાટો થએલો રસ. [હેર.
સરક્યુલર (ના) ઘણે ઠેકાણે ફેરવવાનો એક લેખ.
સરખામણી (ના) તુલના, મુકાબલો.
સરખાવવું (ક્રિ) મુકાબલો કરવો, તુલના કરવી.
સરખું (વિ) સદૃશ, સમાન, મળતું, જેવું.
સરખેસરખું (ના) સમોવડિયું, તુલ્ય, સમાન.
સરગ (ના) સ્વર્ગ, સુરસદન, બેહેસ્ત.
સરગવો (ના) સેગટો, એક ઝાડ.
સરંગ (ના) ખલાસીનો ઉપરી, સુરંગ.
સરજન (ના) સર્જન, નિર્માણ, ઉત્પત્ત, શસ્ત્રવૈદ્ય [અંગ્રેજી]. [કરનાર (ઈશ્વર).
સરજનહાર (ના) સૂજનાર. નિર્મિતા, પેદા
સરજવું સરજાવવું (ક્રિ) ઉત્પન્ન કરવું.
સરજાવું (ક્રિ) પેદા થવું, નિર્માણ હોવું.
સરજોરી (ના) જોર, બળાત્કાર, તોફાન, ઉપરવટ.
સરંજામ (ના) સામગ્રી, સામાન, જાગીર.
સરડવું (ના) સદવું, વાંસકામડાં બાંધવાં.
સરડો (ના) એક જાનવર.
સરણાઈ (ના) પીતળની પીપી, એક વાજું.
સરત (ના) હારજીતની સ્પર્ધા, ફેઇમ, સુરત.
સરતા (ના) સુરત, ફેઇમ, ધ્યાન, દૃષ્ટિ.
સરદાર (ના) આગેવાન, અધિપતિ, અમીર.
સરદારી (ના) સરદારપણું- [જાગીરદાર.
સરનશીન (ના) પ્રમુખ, મુખી, ચેરમન [અંગ્રેજી].
સરનામું (ના) નામઠામ, એડ્રેસ [અંગ્રેજી].
સરપંખો (ના) એક છોડ, એનાં પાતરાં સાપની ફેણ જેવાં હોય છે, માટે એનો મૂળ શબ્દ, "સર્પ પંખ" હોવો જોઈએ.
સરપણ (ના) બળતણ, બાળવાનાં લાકડાં.
સરપાવ (ના) મોટા તરફથી અપાયલું ઈનામ બ-
સરફરાજ (વિ) નામાંકિત, આબરૂદાર [ક્ષિસ.
સરફરાજી (ના) સ્તુતિ, વખાણ, શ્લાઘા.
સરબત (ના) પણો, સાકરનું પાણી.
સરબર (વિ) બરોબર, પૂરેપૂરૂં, સરખું.
સરબરા (ના) આદરસતકાર, આગતાસ્વાગતા.
સરમિયો (ના) એક નરકનો જીવડો.
સરવ (ના) એક બરડું ઝાડ.

સરવણુ (ના) બ્રાહ્મણ સિવાયનો ભીખારી.
સરવરિયાં (ના) ઝરમરિયાં સહેજસાજ વર્ષાદ-
સરવસ (વિ) સર્વસ્વ, સંઘળું,બધું [ની છાંટ.
સરવાણી (ના) પાણીનો ઝરો.
સરવાયું (ના) લેણદેણનો આંકડો.
સરવાળે (અ) છેવટે, અંતે
સરવાળો (ના) સંકલન, મેળવણી, બેરીજ.
સરવું (ક્રિ) પાર પડવું, ખસવું, જવું, [જણી.
સરવે (ના) [અંગ્રેજી] જમીનની માપણી, મો-
સરવેખાતું (વિ) માપણીખાતું [દાર.
સરવેયર(ના)[અંગ્રેજી]માપ કરનાર,મોજણી-
સરવો (ના) ઉદાર પુરૂષ, ઘી હોમવાનું વાચ.
સરસ (વિ) રસવાળું, રસિક, સુંદર, વિશેષ.
સરસ (ના) એક ચીકણો પદાર્થ, એક ઝાડ.
સરસર (અ) ઝડપથી, એકદમ.
સરસવ (ના) સર્ષપ, એક ધાન્ય
સરસાઈ (ના) ચડાચડી, બરોબરી, સ્પર્ધા.
સરસામાન, સરસામાન (ના) સામાન, ઘરવા-
સરસાસરસી (ના) સરસાઈ, સ્પર્ધા. [ખરો.
સરસિયું (ના) સરસવનું તેલ.
સરસી (ના) ચઢતી, ઉત્કર્ષ, તળાવ.
સરસીરુહ (ના) કમળ, પદ્મ, અરવિંદ.
સરસું (ના) સાથેનું, સરસ, ચઢિયાતું.
સરસૂબો (ના) મોટો સૂબો, મહાલકારી.
સરસ્વતી (ના) વાગ્દેવી, શારદા, બ્રાહ્મી, એક
સરહદ (ના) સીમાડો, છેવટની હદ. [નદી.
સરળ (વિ) સીધું, સ્વાભાવિક, સહેલું, નિ-
સરળતા (ના) સરળપણું. [ખાલસ.
સરાંઠી (ના) કરાંઠી, તૂરાં ઝાડવાં.
સરા (ના) ઝરણું, પ્રવાહ, ધોધવો, સરાહ,ઘર.
સરાક (ના) ફાંસ, ઝીણી સળીની કરચ.
સરાકતી(વિ) ભાયભાડાવાળી ઈનામી જમીન.
સરાણ (ના) શાણ, ધાર કાઢવાનું યંત્ર.
સરાણેચઢાવવું(ક્રિ)ધાર પાડી આપવું, ધાર કા-
સરા(ના)માદ્ધ મૃતપિત્રસંબંધી ક્રિયા [ઢવી.
સરાફ (ના) સાહુકાર, નાણાવટી.
સરાફી (ના) સરાફનો ધંધો, નાણાવટું.
સરાવલું (ના) કોડિયું (દીવો કરવાનું)
સરાવવું (ક્રિ) શ્રાદ્ધ કરાવવું.
સરાસર, સરાસરી (અ) સુમારે, લગભગ.

સરાસરી (ના) સરખા પ્રમાણનો અડસટો.
સરાહ (ના) સરા, મકાન, મોહોલ્લો ધર્મશાળા.
સરાહવું (ક્રિ) પ્રશંસા કરવી ચઢાવવું.
સરિતા (ના) નદી, તરંગિણી, શૈવાલિની, ત-
ટિની, હ્રાદિની, ધુની, સ્રોતસ્વી, દ્વીપવતી.
સ્રવંતી, નિમ્નગા, આપગા
સરિયત (ના) સરત, હોડ, હારજીતની સ્પર્ધા.
સરિયામ (વિ) જાહેર, ધોરી, સીધું.
સરિયો (ના) કસણાનો દાંડો.
સરુ (ના) સરવનું ઝાડ.
સરૂ (વિ) પાધરૂ, સિધ્ધું.
સરૂપ (ના) સ્વરૂપ, નિજરૂપ.
સરૂપ (વિ) સુરૂપ, સુંદર આકૃતિ,
સરૂપતા (ના) ચાર મુક્તિમાંની એક.
સરેરાસ (ના, અ) સરાસરી.
સરૈયો (ના) સુગંધી વેચનાર.
સરોજ (ના) કમળ, ઉત્પલ, પદ્મ.
સરોડું (ના) પાતળો સાંઠો.
સરોદો(ના)સ્વરોદય,એક શ્વાસવિદ્યા, એક વા-
સરોરુહ (ના) કમળ, સરોજ, [જીંત્ર, સુડી.
સરોવર (ના) મોટું તળાવ.
સર્ગ (ના) પ્રકરણ, અધ્યાય, સૃષ્ટિ.
સર્જિકાક્ષાર (ના) સાજીખાર, એક ક્ષાર.
સર્પ (ના) સાપ, ભુજંગ, વરિયર.
સર્પરાજ (ના) વાસુકિ નાગ.
સર્વ (ના) સઘળું, બધું, સંપૂર્ણ.
સર્વજ્ઞ (વિ) સઘળું જાણનાર (ઈશ્વર).
સર્વજ્ઞ (ના) બુધ, (જુઓ) ષડભિજ્ઞ
સર્વતોમુખ (ના) પાણી, જળ,સર્વત્ર રસ્તો ક-
સર્વત્ર (અ) સર્વ સ્થળે, સઘળે ઠેકાણે [રનાર.
સર્વથા (અ) સઘળે પ્રકારે, બધી રીતે.
સર્વદા (અ) હમેશ, નિત્ય, (વિ) સર્વ દેનાર.
સર્વનામ (ના) નામને બદલે વપરાતા શબ્દો.
સર્વભક્ષ(વિ)સઘળું ખાનાર(અગ્નિ,કાગ ઈ૦).
સર્વમાન્ય (વિ) સૌ કબૂલ કરે તેવું.
સર્વવ્યાપક (વિ) સઘળે પ્રસરેલું.
સર્વસ્વ (વિ)સરવસ, સઘળું, સપૂર્ણ, સકલ,
સર્વાંગ(ના)સઘળું અંગ,સર્વાંગ ગ્રહિત પદાર્થ.
સર્વાતીત (વિ) સર્વથી જુદો (ઈશ્વર).
સર્વાર્થસિદ્ધ(ના)શાક્યસિદ્ધ, ગૌતમ, અર્કબંધુ.

સર્વે (વિ) સઘળા, બધા. [મેશ્વર.
સર્વેશ, સર્વેશ્વર (ના) સહુનો ઇશ્વર, પર,
સર્વોત્કૃષ્ટ (વિ) સહુથી સારૂં, ઉત્તમ, શ્રેષ્ટ.
સર્વોપયોગી (વિ) બધાને કામનું.
સર્વોપરિ (વિ) સહુથી શ્રેષ્ટ, ઉત્તમોત્તમ.
સલ (ના) કસણુંવાળા પૂળા.
સલખણું (વિ) સુલક્ષણવાળું, ડાવરૂં. ડાહ્યું
સલંગ(વિ)સલગ, લાંબુ અને સીધું કુણગાવાળું.
સલજ્જ (વિ) મર્યાદશીલ, લાજમર્યાદા સમજ-
સલપી (ના) એક જાતની માછલી [નાર.
સલાટ (ના) પથ્થર ઘડનારો.
સલાડું (ના) સલામતી—આબાદી—ચાહવાની
નિશાની, હિંદુ હિંદુની મુલાકાત વખતે
પરસ્પરને નમસ્કાર, રામરામ, જેગોપાળ,
જુહાર કરીને અને મુસલમાન, પારસી,
અંગ્રેજ વગેરે જનો મુલાકાત વખતે "સ-
લામ" અથવા "સાહેબજી" અથવા ગુડ-
મોર્નિંગ કરીને પરસ્પરનું ભલું ચાહે છે.
સલામત (વિ) હેમક્ષેમ, હયાત, કાયમ.
સલામતી (ના) સલામતહાલત આદરમાન, દુવા.
સલામી (ના) સલામતી, ગરાસિયાએ પેદાશ-
માંથી દેવાનું મેહેસુલ.
સલામી (વિ) પાકનો હિસ્સો સરકારને આ-
પવો પડે એવી (જમીન).
સલાહ (ના) મસલત, મત, મિલાપ, તહ.
સલિલ (ના) જલ, (જુઓ) પાણી.
સલુક (ના) સલાહ, સંપત, રીતભાત, સુઘટતા
સલુણું (વિ) રસિક, મનોરંજક, નાજુક, સુંદર
સલેટ (ના) સીલેટ [અંગ્રેજી], પથ્થરપાટી.
સલોકતા (ના) ૪ મુક્તિમાંની એક, અક્ષર-
ધામની પ્રાપ્તિ. [ભાવવાનાં વચન.
સલોકા (ના) શ્લોક, પરણતી વખતે વહુવરને
સલ્લગ (વિ) સલગ, લાંબુ ને સીધુ.
સલ્લો (ના) ખૂબ ખાંડીને ચાળેલો છો.
સવ (ના) યજ્ઞ, (જુઓ) યાગ.
સવઈ (ના) સવૈ, સવાઇ, સવાગણું.
સવર્ણુ (વિ) એક રંગનું, સરખું.
સવલવું(ક્રિ)કરસણ, આછું કરી છોડવા ઉખેરવા
સવળવું (ક્રિ) જરાજરા હાલવું, ચેળ આવવી
સવળું (વિ) ચત્તું, સીધું, સુલટું, ફાવતું.

સવા (વિ) સપાદ, ૧। (સંખ્યા).
સવા (વિ) સારો, અનુકૂળ (વાયુ), પાધરૂ.
સવઈ (ના) સવઇ, સવાગણું.
સવાકો (ના) સુરતી ૧। પૈસાનો સિક્કો,
દોઢિયું, પૈસો, ૦। આનો.
સવાણ (ના) સુવાણ, સારૂં, આરોગ્યતા, કરાર.
સવાણે આવવું (ક્રિ) માદાને ગર્ભધારણ
યોગ્યતા થવી.
સવાદ (ના) સ્વાદ, રસાસ્વાદ, લેહેજત, રસ.
સવાદિયું (વિ) સ્વાદિષ્ટ ખોરાક ખાનાર, સ્વાદવાળું
સવાબ (ના) સખાવત, પરોપકાર, નેકી, પુણ્ય.
સવાયા (ના) સવાના આંકડાના પાડા.
સવાયું (વિ) સવાગણું વધતું.
સવાયો (ના) સવાકો, પૈસો, દોઢિયું [ઘોડેસ્વાર.
સવાર (ના) વહાણું, પ્રભાત, મળસકું, પ્રાતઃકાળ.
સવારી (ના) અસવારી, સરઘસ, હુમલો,
ગાયનનો એક તાલ પધરામણી.
સવારૂં (અ) સવેળા, ઉતાવળું, વહેલું.
સવાલ (ના) પ્રશ્ન, અરજ.
સવાવું (ક્રિ) ઢોરે ગાભણાં થવું, પકડાવું.
સવાસો (વિ) ૧૨૫ (સંખ્યા).
સવિતા (ના) સૂર્ય, (જુઓ) ભાસ્કર.
સવિસ્તર (વિ) વિસ્તારવાળું, વિગતવાર.
સવેળા (અ) વખતસર, સમયસર.
સવૈ (ના) સવાઈ, સવાગણું.
સવૈયો (ના) કવિતાનું એક વૃત્ત.
સવ્ય (વિ) ડાબું. [નાર માટે).
સવ્યસાચી (ના) અર્જુન (ડાબે હાથે બાણ માર-
સસડવું (ક્રિ) ઘણું ગરમ થવું.
સસણી (ના) વરાધ, એક બાલરોગ.
સસરો (ના) શ્વશુર, વહુનો બાપ તથા વરનો
સસલી (ના) સસલાની માદા. [બાપ.
સસલું (ના) સસલાનું બચ્ચું.
સસલો (ના) એક જનાવર. સસા
સસવું (ક્રિ) દબાઈ જવું, સોસાવું.
સસ્તું (વિ) સોંઘુ.
સહગમન (ના) અનુગમન, સતી થવું તે.
સહજ (વિ) સાથે જન્મેલું, સ્વાભાવિક.
સહજ (અ) અમથું, વિનાકારણ.

સહજાનંદ (ના) સ્વાભાવિક આનંદ, બ્રહ્મ, સ્વામીનારાયણ પંથ પ્રવર્તક.
સહન (ના) ખામોશ.
સહનતા (ના) સહન કરવાપણું, ખામોશી.
સહનશીલ (વિ) ખામોસવાળું, ધીર.
સહવર્તમાન (અ) સાથે, જોડે, સહિત.
સહવાસ (ના) સાથે રહેવું તે, પરિચય, ટેવ.
સહસા (અ) એકદમ, વગરવિચારે.
સહસ્ર (વિ) હજાર, ૧૦૦૦ (સંખ્યા).
સહસ્રપત્ર (ના) કમળ, મહોત્પલ.
સહસ્રવીર્યા (ના) દૂર્વા, એક વનસ્પતિ.
સહસ્રવેધી (ના) હિંગ, એક મસાલો.
સહાય; સહાયતા (ના) મદદ, કુમક, કૃપા.
સહાયી (વિ) મદદનીસ, સહાયક.
સહિત (અ) સાથે, સુદ્ધાં.
સહિયર (ના) સૈયર, કાકાબળિયા.
સહિયર (ના) સૈયર, સખી, બહેનપણી.
સહિયારું (ના) સૈયારું, ભાગ, વાંટો.
સહિષ્ણુ (ના) ક્ષમાશીલ, સમી.
સહી (ના) સૈયર, સખી, બહેનપણી.
સહી (ના) મતું કબૂલાત, (અ) સિદ્ધ,નક્કી,પાર.
સહીં (ના) સિંહ, મૃગેંદ્ર, પંચાસ્ય, હર્યક્ષ, કેસરી, હરિ.
સહીસલામત(અ)હેમખેમ,સુખરૂપ,નિર્જોખમું.
સહુ (વિ) સઉ, સૌ, સર્વ.
સહૃદય (વિ) મોટા મનવાળું, દિલદાર.
સહોદર (વિ) સગાભાંડુ, એક માએ જણેલા.
સહોદર (ના) સગો ભાઇ, સગી બહેન.
સહ્ય (વિ) સહન થાય તેવું.
સળ (ના) કાપો, સોળ, લીસોટો.
સળકડી (ના) શલાકા, સળી.
સળકડી કરવી (ક્રિ) ચીડવવું, ઉશ્કેરવું.
સળકડું (ના) સળકડી, ઉશ્કેરણી
સળકમ (ના) સળેખમ, સલેષ્મ, એક રોગ.
સળકવું (ક્રિ) આમતેમ હાલવું, ચળવળવું
સળકું (ના) કાંટા ઉપાડવાનું શસ્ત્ર.
સળકો (ના) સણકો, વેગ.
સળગવું (ક્રિ) બળવું, લાગવું, ટંટો થવો.
સળગાવવું(ક્રિ)બળે તેમ કરવું,લગાડવું,પેટવવું.
સળવળ(અ) ચળવળ, વાંકુંચૂકું આળોટવું તે
સળવળવું (ક્રિ) આમ તેમ લોટતાં હાલવું.
સળવું (ક્રિ) સડવું, કોહવું, સળી જવું.
સળિયો (ના) લાંબી જાડી સળી, ગજ.
સળી (ના) શલાકા, સળકડી. [રોગ.
સળેકમ,સળેખમ,સળેખમા(ના) શ્લેષ્મા, એક
સળો (ના) સડો, સળવું તે, રોગ, ફાટફૂટ, સળિયો. વેરાયલી કંઠી.
સા (વિ) શાહુ, સાધુ, પ્રામાણિક.
સા (પ્ર) સગાઈદર્શક, જેમ નવલસા.
સાંઈ(ના)સ્વામી,પ્રભુ, સાહેબ ભેટ,આલિંગન.
સાંઈડું (ના) ક્ષેમકુશલ-ભેટ, આલિંગન.
સાંકડ (ના) સકડાસ, સંકોચવાળી હાલત, સુ-
સાંકડું (વિ) સંકડાસવાળું, નજીકનું. [સિબત.
સાંકવું (ક્રિ) સાંકો કાઢવો, અડસટ્ટો લેવો.
સાંકળ (ના) શૃંખલા,ધાતુના આંકડાની દોરી.
સાંકળિયું (ના) અનુક્રમણિકા, સૂચિપત્ર.
સાંકળી (ના) ઝીણી ઝીણી કડિયો જોડી કરેલો દોરો, કંઠી. [પગનું ઘરેણું.
સાંકળુ (ના) સોનારૂપાના આંકડાનું હાથ-
સાંકો (ના) અડસટ્ટો, સુમાર.
સાંખવું (ક્રિ) સહન કરવું, ખમવું.
સાંગ (ના) શક્તિ, બરછી, એક હથિયાર.
સાંગરી(ના)સમડીના ઝાડની સિંગ, એક શાક.
સાંગલું (ના) બાળકની કોટનું ઘરેણું.
સાંગળવું(ક્રિ) સાથે વળગી રહે તેમ બાંધવું.
સાંગામાચી(ના)હાથાવાળી નીચા ઘાટની ખુરસી
સાંગી (ના)ભંડાર, રંગમંડપનો સાથિયો,સાંજી.
સાંચરવું (ક્રિ) જવું, પધારવું.
સાંચવું (ક્રિ) સંચવું, એકઠું કરવું, ખરીદી
સાંચો (ના) સંચો, યંત્ર, જમાવ. [રાખવું.
સાંજી (ના) સાંઝનાં ગાવાનાં ગીત, સાંગી.
સાંજો (ના) સંચાવ, ધ્રુધરાધારીનો માવો, રેશમાંનો તણાઇ આવેલો કચરો.
સાંઝ (ના) સંધ્યા, દીવાવખત, સાયંકાળ.
સાંઠો (ના) છોડનો મીઠો અને લાંબો દાંડો.
સાંઢ (ના) પવડ, ગોધો, મોટો બળદ, એક જા-
સાંઢણી (ના) ઊંટની એક જાતિ. [તનું ઊંટ.
સાંઢિયો (ના) સાંઢ, ઊંટ, ગોધો.
સાંતરું (ના) રસોઈની સામગ્રી, સીધું,આમાન્ન.
સાંતવું (ક્રિ) સંતાડવું, ઊંચું મેલવું.

સાંતળવું (ક્રિ) ઘી તેલમાં સેકવું.
સાંતી, સાતીડું (ના) હળ [ગણોત.
સાંથ (ના) ખેડવા આપેલી સોંપવું ભાડું,
સાંથવું (ક્રિ) ગણોતે જમીન ખેડવા આપવી.
સાંથળ, સાંથા (ના) જંઘા, જાંઘ.
સાથીડો (ના) ખેડુ, ખેડુત, કૃષિકાર.
સાંધ (ના) ચીરો, ફાટ સાંધો.
સાંધણ (ના) પૂરવણી, અનુસંધાન
સાંધવું(ક્રિ)જોડવું,સીવીલેવું,સાંધણ લગાડવું.
સાંધો (ના) સાંધ, સન્ધિ, જોડવાની જગા.
સાંપડ (ના)સમ્પુટ, ઉંધાચત્તા કોડિયાની જોડ
સાંપડવું (ક્રિ) સંપાદન થવું, મળવું, જડવું.
સાંપવું (ક્રિ) સોંપવું, હવાલે કરવું.
સાંમેલ (ના) જુસરીની લાકડાની ખીલી.
સાંબેલું (ના) ખાંડવાનું એક ઓજાર.
સાંભરવું(ક્રિ)વેરાયલું એકઠું કરવું,યાદ આવવું.
સાંભળવું (ક્રિ) શ્રવણ કરવું, કાને પડવું.
સાંસણી (ના) છૂપી મસલત, ગુપ્ત ઉશ્કેરણી.
સાંસલું (વિ) પીમું, નરમાસવાળું.
સાંસાં (ના) વાંધા, ફાંફાં, તંગી, સંશયો.
સાંસારિક (વિ) સંસારસંબંધી, વ્યાવહારિક
સાંસો (ના) સંશય, સંદેહ, વસવસો.
સાકટી (ના) સાગની લાંબી જાડી દાંડિયો
સાકટો (ના) મોટી સાકટી
સાકર (ન) સાકેર, શર્કરા
સાકરવું (ક્રિ)બોલાવવું, સાદ કરવો, બકોરવું.
સાકાર (વિ) આકારવાળું, મૂર્તિમાન.
સાકેર (ના) સાકર, ખાંડના ચળકતા ગાગડા.
સાકેરિયું (વિ) સાકર જેવું, ખાંડવાયલું.
સાક્ષર (વિ) વિદ્વાન્, ભણેલું.
સાક્ષાત્ (અ) પ્રત્યક્ષ, નજરોનજર, ખુલ્લું.
સાક્ષાત્કાર (ના) પ્રત્યક્ષ સાનારનું દર્શન.
સાક્ષી, સાક્ષ્ય (ના) શાહેદ, નજરે જોનાર માણસ, શાહેદી.
સાખ (ના) સાક્ષી, શાહેદી, વટ, શાખા
સાખિયુ (ના) શાખાપર પાકવા મારેલુ ફળ.
સાખો (ના) ગણના, ટેક, છાપ, પ્રસિદ્ધિ
સાખી (ના) ગાયનની વચમાનો દોહરો, મરાઠી કવિતાનું એક વૃત્ત.
સાગ (ના) શાક, એક જાતના લાકડાનું ઝાડ. એના ગોળ લાકડાને કાયલ અને ચોરસને
સાગ (ના) સરાક, ફાંસ. [બીમ કહે છે.
સાગર (ના) દરિયો, સમુદ્ર (જુઓ).
સાગરગોટો (ના) કચકો, એક ઓષધિ.
સાગરીત (ના) શિષ્ય, ચેલો.
સાગવાન (ના) સાગનાં લાકડાં.
સાગોળ (ના) સફેદો, કૂટેલી છો
સાંકેતિક (વિ) સંકેતવાળું.
સાંખ્ય (ના) છ શાસ્ત્રનું એક, એમાં તત્ત્વની સખ્યા કહી છે.
સાંગ (વિ) અંગસહિત. (ના) એક હથિયાર.
સાંગોપાંગ (વિ) અંગઉપાંગ સાથે, સંપૂર્ણ,
સાચ (વિ) સત્ય, સાચું. [પરિપૂર્ણ.
સાચવટ (ના) સત્યતા, સાચાપણું.
સાચવણ, સાચવણી (ના) સભાળ, જતન.
સાચવવું (ક્રિ) સંભાળવું, જાળવવું, બંધ કરવું.
સાચાઇ (ના) સચ્ચવટ, સત્યતા.
સાચુ (વિ) સત્ય, ખરૂ, પ્રમાણિક.
સાચે (અ) ખરેખર, નક્કી, નિશ્ચયે.
સાજ (ના) સજ્જ, જરૂરનો સામાન, સણગાર.
સાજવુ (ક્રિ) માજવુ, ઘસીને સાફ કરવું.
સજ્જસામાન (ના) સમાન, શોભિતી સામગ્રી.
સાજિન્દા(ના)ગાનાર નાચનાર જોડે વગાડનાર.
સાજીખાર (ના) સજિઁકાક્ષાર, એક જાતનોખાર.
સાજુ સાજુંસમુ(વિ) હેમખેમ, આખું, નિ-
સાટ (ના) કરોડ, બરડાનું હાડકું. [રોગી.
સાટકો (ના) ચાબક લાકડીનો સપાટો.
સાટમાર (ના) હાથી સાથે લડનારો મલ્લ.
સાટમારી (ના) હાથી અને મલ્લની લડાઇ.
સાટાખત (ના)કું કર્યાની કબુલાતનો લેખ.
સાટાતેખળા(ના)સાટું તથા તેખળાનો વિવાહ.
સાટી (ના) ગાડીની બેઠક.
સાટીન (ના) એક રેશમી કાપડ.
સાટુ(ના)અદલો બદલો,કન્યાની આપલેનો સોદો.
સાટે (ના) બદલે અવેજમાં.
સાટો (ના) એકખોરાક, ગાડાનો ભંડાર, મોણ.
સાઠ (વિ) ષષ્ટિ, ૬૦ (સંખ્યા)
સાઠી (ના)૬૦ વર્ષની ઉમ્મર, ઘડપણ. [ગેરે).
સાઠી(વિ)૬૦ દિવસમાં તૈયાર થતી(જવાર વ-

સાડત્રીસ, સાડત્રીસ (વિ) ૩૭ (સંખ્યા).
સાડલો (ના) સાડલો, છાયલ, બૈરાંનું લુગડું.
સાડા, સાડી (વિ) સાર્દ્ધ, અર્ધાસહિતનું.
સાડી (ના) શાટ, બૈરાનું રેશમી લુગડું.
સાઢુ (ના) વહૂની બહેન (સાળી)નો વર.
સાણકું (ના) ભિક્ષાપાત્ર, છાબરું શિકોરૂં.
સાણસી (ના) એક સોની લુહારનું ઓજાર.
સાણસો (ના) મોટી સાણસી, એક ચાપીયો.
સાણું (ના) સ્વપ્ન, ઉંઘમાં થતો મિથ્યાભાસ, કોડીનું ચાઠું.
સાત (ના) સપ્ત. ૭ (સંખ્યા), અગ્નિની જ્વાળા, અપ્સરા, અનળ, ઉપધાતુ, ઋષિ, કલ્પ, રામાયણનાં કાંડ, (કીર્તિનાં લક્ષણ, ક્રમક,) ચિરંજીવ, તાલ, દ્વીપ, ધાતુ, પદાર્થ, પાતાળ, પુરી, બ્રહ્માના પુત્ર, ભૂમિકા, રાજ્યાંગ, સ્વર્ગ-લોક, સમુદ્ર, ગાયનના સ્વર, ઇત્યાદિ સાત ગણાય છે.
સાતડેસાત (અ) કંઈજ નહિ મીડું, (ના) સાતના અંકનો ઉચ્ચાર.
સાતપટ્ટી (ના) સાત કાંટાની ખાડી.
સાતપડી (વિ) સાત પડવાળી (રોટલી).
સાતપડો (ના) ચામડીનાં સાત પડ પાકીને થ-
સાતપુડો (ના) એ નામનો પર્વત. [એલું ગોડ.
સાતમ (ના) સપ્તમી, સાતમી તિથિ
સાતવો (ના) સાતુ, સતુ, સેકેલા ધાન્યનો લોટ.
સાતા (ના) આરામ, કરાર, સંતોષ.
સાતિ (ના) અવસાન, અંત.
સાતીનક (ના) સતીનક, વટાણા, એક કઠોળ.
સાતુ (ના) સાતવો, સેકેલા અનાજનો લોટ.
સાત્વિક (વિ) સત્ત્વગુણવાળું.
સાત્વિકભાવ (ના) શરીરપર થતી અસરો (રસ-
સાથ (ના) સંગાથ, સોબત. [શાસ્ત્રમાં).
સાથરિયો (ના) સાથરી માંડી સામાન વેચનાર.
સાથરી (ના) પથારો, નદી કિનારે બ્રાહ્મણોએ કરેલી બેઠક.
સાથરો (ના) ઘાસની પથારી, ચોકો.
સાથળ (ના) જંઘા, જાંઘ [બ્રાહ્મણ.
સાથિયો (ના) સ્વસ્તિક, આંગણે પાડવાનું ચિ-
સાથી (વિ) સોબતી, જોડિયો, મદદગાર, સા-
સાથી (અ) શા કારણથી? [રથી, હાળી.

સાથીડું (ના) હળ, નાંગર.
સાથે (અ) જોડે, સંગાતે.
સાદ (ના) શબ્દ, અવાજ, બૂમ, ઘાંટો, હોકારો.
સાદરખરચ (ના) સરકાર તરફથી થતું ઘમોદા.
સાદડી (ના) ચટાઈ, ૫ વરાની (ઘાસ છડિયાંની).
સાદડો (ના) એ નામનું એક ઝાડ.
સાદર (ના) લહાવો, કોડ, અભિલાષા.
સાદર (અ) હાજર, રજૂ, વિદિત.
સાદાઇ (ના) સાદાપણું, સરળ સ્વભાવ
સાદું (વિ) ભભકાવગરનું, સીધું, સરળ, રૂડું.
સાધ (ના) સાધુ, સત્પુરુષ.
સાધક (વિ) સાધનાર, ભજનાર, સહાયક.
સાધન (ના) સાહિત્ય, જેથી સિદ્ધ કરાય તે. ૧ વસ્તુવિવેક, ૨ વૈરાગ્ય, ૩ શમાદિસંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, અને શ્રદ્ધા), ૪ મુમુક્ષુત્વ.
સાધના (ના) સિદ્ધ કરવાની ક્રિયા. [ખડાવવું.
સાધવું (ક્રિ) સિદ્ધ કરવું, વશ કરવું, સાંધી રે-
સાધારણ (વિ) સામાન્ય, મધ્યમ, સાર્વજનિક.
સાધારણધર્મ (ના) ઘણાને લાગુ પડે એવો ધર્મ, સરખો સ્વભાવ.
સાધિત (વિ) સાધેલું, પાર પાડેલું.
સાધુ (વિ) સારૂ હાનતનું, પ્રમાણિક, સારૂ, શાહુ, શુદ્ધ.
સાધુ (ના) વૈરાગી, જોગી, જ્ઞાની, ભક્ત.
સાધ્ય (વિ) સાધી શકાય તેવું, શક્ય.
સાધ્વી (ના) સાધુવૃત્તિવાળી, સ્ત્રી, પતિવ્રતા, સતી
સાન (ના) સમજ, ડહાપણ, છટા, અનેજ, સાટે મૂકેલું તે, ઇસારત.
સાનક (ના) ઠીકરાની તાસક.
સાનન્દાશ્ચર્ય (ના) આનંદસહિત આશ્ચર્ય.
સાની (ના) પીલાયલા તલનો ભૂકો, ખાજાં તળતા ખરેલો ભૂકો.
સાનુકૂળ (વિ) અનુકૂળ, મદદગાર, સહાયક.
સાનુસ્વાર (વિ) અનુસ્વારસહિત (અક્ષર).
સાન્ત્વન (ના) શાંત કરવાની ક્રિયા, ધારણા,
સાન્દૃષ્ટિક (ના) તાત્કાલિક ફળ. [સમાધાન.
સાન્નિધ્ય (ના) સમક્ષ, નજીક, પાસે
સાપ (ના) સર્પ, ભુજંગ, ઉરગ.
સાપણ (ના) સાંપની માદા.

સાપની કાંચળી (ના) સાપે ઉતારેલી ઉપર્ણું ચામડીની ખોળ.
સાપબામણી (ના) એક જાતનો નાનો સર્પ.
સાપિંડ્ય (ના) ગાત પેઢી સુધીના પિત્રાઈ.
સાપેણ (ના) સર્પિણી, સાપણ, સાપના આકારનું ચિહ્ન.
સાપોલિયું (ના) સાપનું બચ્ચું, નાનો સર્પ.
સાફ (વિ) સ્વચ્છ, ચોખ્ખું, સપાટ, સરળ, સ્પષ્ટ, શુદ્ધ.
સાફ (અ) તદ્દન, બીલકુલ.
સાફલ્ય (ના) સફલતા.
સાફસુફ (અ) સફાઈ, સફા. ચોખ્ખટદર્શક.
સારી (ના) ભાંગ છળવાનો કે ચકમપર વીટવાનો કટકો, પતરાજ.
સાથી (અ) વગરવટાવે.
સાબર (ના) શમ્બર, એક જનાવર.
સાબરશિંગું (ના) સાબરનું સિંગડું.
સાબરી (ના) સાબરની માદા, શબરની સ્ત્રી.
સાબરી (વિ) શબર-સબર-સંબંધિ (મત્ર ૬૦).
સાબલિયો (ના) આછા કુમાસનું જાળીદાર કાપડ
સાબુ (ના) મેલી ચીકાસ કાઢવાની એક બનાવટ.
સાબુગોળો (ના) એક ખોરાક. (વિ) ચીકુ અને ભરાઉ.
સાબેલો (ના) વરઘોડામાં વાહનપર બેટેલું છોકરું.
સામ (ના) ચાર વેદમાંનો એક, એ વેદના વિભાગ, ચાર ઉપાયમાંનો એક, મધુર ભાષણ. સ્વામી, પ્રભુ (કવિતામાં), સાબિલાના છેડાનો ચૌદનો નરિ.
સામગ્રી (ના) સાહિત્ય, સાધન.
સામગ (ના) સામવેદી બ્રાહ્મણ.
સામજ (ના) હાથી, હસ્તિ.
સામત, સામદ (ના) સામન્ત, ખડિયો રાજા, મહાશૂર યોધ્ધો.
સામન્ત (ના) સામત. (વિ) પાસેનું.
સામર (ના) એક ઝાડ.
સામર્થ્ય (ના) બળ, શક્તિ, જોર, યોગ્યતા.
સામર્થ્યવાન્ (ના) સમર્થ, બળવાન,
સામસામાં (અ) સન્મુખ, નજરોનજર.
સામળિયો (ના) શ્રીકૃષ્ણ, ઘનશ્યામ.
સામળુ (વિ) શ્યામ, કાળાશ પડતા રંગનું.
સામાજિક (વિ) સમાજ સબંધી.
સામાદસકત (ના) માલધણીના ચોપડામાં પાકી આપવાનું ખાતુ, ચિટ્ઠી.
સામાન (ના) ચીજવસ્ત, માલ.
સામાનસરંજામ (ના) રાચરચીલાં, માલમત્તા.
સામાન્ય (વિ) સાધારણ, સાર્વજનિક.
સામાન્યનામ (ના) જાતિવાચક નામ.
સામાન્યા (ના) વેશ્યા, ગુણકા (રસશાસ્ત્ર).
સામાપાંચમ (ના) ભાદરવા શુદ ૫, ઋષિપંચમી.
સામિ (વિ) અર્ધ.
સામી (ના) સ્વામી, પતિ.
સામીપ્ય (ના) સમીપતા, નિકટપણું.
સામીલ (વિ) મીલાપી, મળતિયું.
સામું (અ) સન્મુખ, નજર આગળ, દદબદાર.
સામું (વિ) સામેનું, સન્મુખનું, ઉલટું.
સામુદ્રધુની (ના) સમુદ્રને જોડનાર ખાડી.
સામુદ્રિક (ના) હસ્તરેખા જોવાની વિદ્યા.
સામે (અ) બેઅદબ, ઉલટાપણુંદર્શક.
સામેરી (ના) એક રાગ.
સામેલ (ના) સાંબેલ, ધુસરીની કાનખીલી.
સામેયું (ના) સામે તેડવા જવું તે.
સામો (ના) એક ખડધાન.
સામૈયું (ના) સામેયું, સામું તેડું.
સામોપચાર (ના) સામ ઉપાય, મધુર ભાષણ.
સામ્પ્રત (અ) આધુનિક ચાલતા કાળમાં, હમણાં.
સામ્બ (ના) અંબાસહિત, શિવ, (જુઓ) મહાદેવ.
સામ્ભરી (ના) માયા.
સામ્ય (ના) સરખાપણું, મળતાપણું, સાદશ્ય.
સામ્રાજ્ય (ના) સમસ્ત રાજ્ય.
સાયંસંધ્યા (ના) સાંઝના કરવાની સંધ્યા.
સાયક (ના) બાણ, ખડગ.
સાયંકાળ (ના) સમીસાંઝ, સંધ્યાકાળ.
સાયર (ના) આબકારી જગાત, સાગર.
સાયુજ્ય (ના) ચારમાંની એક મુક્તિ, એકતા, સહયોગી ભાવ.
સાર (ના) તત્ત્વ, મતલબ, તાત્પર્ય, લાભ, બોધ, અર્થ, વેદ, દદ, જલ, ધન.
સાર (વિ) સારૂ, રૂડું, મજેનું.
સારક (વિ) રેચક.
સારગંધ (ના) ચંદન.
સારગ્રાહી (વિ) તાત્પર્ય લેનાર.
સારંગ (ના) એક રાગણી, સારંગી, હરણ. હાથી, સિંહ, હંસ, ચાતક, મોર, કોકિલ

વીણુ, ભમરો, ફૂલ, કમળ શંખ, ધનુષ, મેઘ, એક વસ્ત્ર, કેશ, ચંદન, કપૂર, સોનું, રત્ન, પૃથ્વી, રાત, પ્રકાશ, કામદેવ, અનેક રંગ.
સારંગપાણિ (ના) સારંગ ધનુષ ધરનાર, વિષ્ણુ.
સારંગી (ના) સારંગ, એક વાજું.
સારડી (ના) વેહ પાડવાનું ઓજાર
સારણ(ના)અતિશય ઝરણનો કૂવો, કુવાની નેહેર અતિસારરોગ, રાવણનો મંત્રી.
સારણી (ના) નાની નદી, કોટો.
સારતરૂ (ના) કેળ.
સારથિ, સારથી (ના) ગાડીવાન, રથ હાંકનાર.
સારદા (ના) સરસ્વતી દેવી.
સારમંડળ (ના) એક ૩૨ તારનું વાજું.
સારવા (ના) સારી જમીન
સારવાન (ના) ઊંટ હાંકનારો.
સારવું (ક્રિ) શ્રદ્ધાથી ક્રિયા કરવી, વેહ પાડવો, પહેરવું, મૂકવું, લગાડવું, પાર પાડવું.
સારસ(ના)એક પખીની જોડ, ચંદ્ર [કઢાડવું.
સારસ્વત (ના) સરસ્વતી નદીનો પ્રદેશ, ત્યાંના બ્રાહ્મણો, એક કલ્પ.
સારસ્વતવ્રત (ના) સરસ્વતી દેવીનું વ્રત.
સારાંવાનાં (ના) શુભ કામો, રૂડાં વાનાં.
સારાંશ(ના)તાત્પર્ય, ઇન્તેખાબ, સંક્ષેપ, ભાવાર્થ
સારાસાર (વિ) સારૂ અને માઠું.
સારિકા (ના) મેના, એક પંખી.
સારિવા (ના) એક લતા.
સારીગમ (ના) સા, રી, ગ, મ, પ, ધ, ની એ સાત સ્વર. રાગમાં વપરાતા સ્વર.
સારીપેઠે (અ) તનદુરસ્તી, પુષ્કળ, પૂરતી રીતે, [કાળજીથી.
સારીવા (ના) ઔષધિ.
સારૂ (અ)વાસ્તે, કાજે, માટે, ચોથીનો પ્રત્યય.
સારૂં (વિ) પ્રસંદપડતું, સુંદર, પાકું, સરલ, ઘટતું, નિર્ભય, ઠીક, સાધારણ.
સારૂં (અ) ઠીક, વારૂ, હો.
સારૂંકરવું (ક્રિ) રોગ કઢાડવો, ભલું કરવું.
સારોદ્ધાર (ના) ઉપયોગી સારનો પ્રકાશ.
સાર્થ (વિ) અર્થ સાથે, ભાષાંતરસહિત.
સાર્થક, સાર્થક્ય (ના) કૃતાર્થ, સફળ, પ્રમાણ.
સાર્વજનિક (વિ) સર્વ જનના હિતનું.
સાર્વભૌમ(ના)ચક્રવર્તીરાજા, ઉત્તરદિગ્ગાનો ગજ.
સાલ(ના)વેહમાં બેસાડવાનો ભાગ, નડતરવરસ.
સાલગિરી (ના)વર્ષગાંઠ, જન્મદિવસ [વરસાણ.
સાલમ (ના) એક કંદ.
સાલમપાક (ના) સાલમ વગેરેવસાણુનો પાક.
સાલમમિસ્રી (ના) સાલમ.
સાલરસ (ના) રાલ
સાલવવું (ક્રિ) સાલેસાલ મેલવવાં.
સાલવાર (અ) વરસ પ્રમાણે, વર્ષવાર.
સાલવાહન (ના) સાતવાહન, શાલિવાહન.
સાલવું (ક્રિ) દિલમાં ખુંચવું, મનમાં લાગવું.
સાલસ (વિ) ભલું, સરલ, શાંત, નિષ્કપટી.
સાલસાઇ (ના) સાલસપણું, ભલમનસાઈ.
સાલિયા (ના) ગાડાના કોશ.
સાલિયાણું, સાલિયાજું (ના)વર્ષાસન, વરસાણુ.
સાલિયાપાંસલાં (ના) આડાંઅવળાં પાટિયાં.
સાલિયું (ના) સાલિયાણું, વરસાણુ.
સાલોક્ય (ના) સલોકતા, મુક્તિ.
સાલ્લો (ના) બૈરાંનું લુગડું, છાયલ.
સાવ (વિ) સર્વ, બધું, તદ્દન.
સાવક (ના) શ્રાવક, જૈનમતાનુયાયી.
સાંવકું(વિ)સાપત્નીક, ઓરમાન માના પેટનું.
સાવચીત, સાવચેત,(વિ)જાગ્રત, હોશિયાર, સાવધ.
સાવચેતી (ના) સાવધાની, હોશિયારી. [વધ.
સાવજ (ના) વાઘ. (વિ) જબરદસ્ત.
સાવણ (ના) શ્રાવણ માસ.
સાવરણી (ના) સાવરણી, બુઆરી, ઝાડુ.
સાવધ (વિ) હોશિયાર, સાવચેત, જાગ્રત.
સાવધાન (વિ)જાગ્રત, ખબરદાર અવધાનવાળું.
સાવધાન (ના) પક્કું લક્ષ, તૈયારી, સચેતન.
સાવરણી (ના)સંમાર્જની, બુઆરી.
સાવરણો (ના)મોટી સાવરણી, સળીઓની જૂડી.
સાવર્ણિ (ના) ચૌદ મનુઓમાં આઠમો.
સાવિત્રું (ના) સાથરૂં, બ્રહ્મરન્ધ્ર.
સાવિત્ર (ના)યજ્ઞોપવીત, બ્રાહ્મણ, શંકર, વસુ.
સાવિત્રી(ના)ગાયત્રી સત્યવાનની પત્ની, ઉમા.
સાવિત્રીવ્રત (ના) જેઠ સુદ ૧૪, ૧૫નું વ્રત.
સાષ્ટાંગ (વિ) છાતી, મસ્તક, દૃષ્ટિ, મન, વચન, હાથ, પગ અને ગોઠણ એ આઠઅંગ [સહિત.
સાસ (ના) શ્વાસ, જીવ.

સાસરવાસો (ના) સાસરે જતી છોકરીને આપેલી ચીજો, સાસરામાં વસવું તે.
સાસરવેડ, સાસરવેલ(ના)સાસરાનાં સગાં, શ્વશુરપક્ષ.
સાસરિયાં (વિ) સાસરા તરફનાં. [શુરપક્ષ.
સાસરું (ના) સસરાનું ઘર, શ્વશુરગૃહ.
સાસૂ (ના) શ્વશ્રુ, વહુ કે વરની મા.
સાહ (વિ) શાહ, સાધુ, સરાફ.
સાહજન (ના) વેપારી વર્ગ.
સાહજનમહાજન (ના)વરઘોડામાં મળેલાલોકો.
સાહજિક (વિ) સહજ મળે એવું, સ્વાભાવિક.
સાહસ (ના) ઓચિંતુ કામ, જીવના જોખમે. કરવાનું કાર્ય, એક જાતનો અગ્નિ.
સાહસિક(ના)સાહસ કરવાર, જોખમ ખેડનાર.
સાહિત, સાહિત્ય (ના)સાધન, સામગ્રી, સામાન. દાર્ષ્ટાંતિક કાવ્ય
સાહી (ના) રૂશનાઈ. [ન. દાર્ષ્ટાંતિક કાવ્ય
સાહીબી(ના)સાહેબી, સાહેબપણું, શ્રીમંતાઈ.
સાહુ (વિ) સાધુ, (ના) સરાફ, દાર.
સાહુકાર (ના) નાણાવટી, સરાફ.
સાહુડી (ના) શાહુડી, સાઉડી, એક જનાવર
સાહેડી (ના) સારડી, વિંધણું.
સાહેત (અ) તરતજ, તત્ક્ષણ. [સલામ.
સાહેબ (ના) ધણી, શેઠ, પદવીસૂચક ઉપનામ.
સાહેબી (ના) સાહીબી, મોટાઈનો લહાવો.
સાહેલી (ના) સખી બહેનપણી.
સાહ્ય (ના) સહાય, મદદ.
સાળ (ના) કપડાં વણવાનું યંત્ર, ઢાંગર.
સાળવી (ના) વણકર
સાળિયું (ના) સાળ, ઢાંગર.
સાળી (ના) શ્યાલિકા, વહુની બહેન.
સાળુ (ના) કસુંબો, બૈરાંનું ઝીણું વસ્ત્ર.
સાળો (ના) શ્યાલ, શ્યાલક, વહુનો ભાઈ.
સિંહ (ના) કેસરી, વનરાજ, મૃગેંદ્ર, પંચાસ્ય, હર્યક્ષ, હરિ, કંઠીરવ, પુંડરીક, પંચાનખ, ચિત્રકાય, એક રાશિ.
સિંહકટી(ના)સિંહ જેવી પાતળી કમ્મરની સ્ત્રી.
સિંહકેશર (ના) બકુલ.
સિંહણ (ના) સિંહની માદા.
સિંહદ્વાર (ના) મોટો દરવાજો.
સિંહનાદ (ના) ક્ષ્વેડા, રણગર્જના.
સિંહપુચ્છી (ના) એક વનસ્પતિ,

સિંહલદ્વીપ (ના) લંકા, સીલોન.
સિંહસ્થ (ના) સિંહરાશિનો બૃહસ્પતિ, ગોદાવરી.
સિંહાણ (ના) મંડૂર, લોહનો કાટ. [વરી.
સિંહાવલોકન (ના) સિંહની પેઠે પાછળ નીહાળવું તે, કવિતાનો એક પ્રકાર. [બિડક.
સિંહાસન (ના) રાજગાદી, સિંહમુખી પાયાની
સિંહાસ્ય, સિંહી (ના) વાજિંદતક, અડુસો
સિંહિકા (ના) કશ્યપ પત્ની, રાહુમાતા.
સિકતા (ના) રેતી, પત્રો, રણ.
સિકતામય (ના) સૈકત, રેતીનું રણ.
સિકંદર (ના) એલેક્ઝાંડર ધી ગ્રેટ બાદશાહ.
સિકંદર (વિ) ફતેહમંદ, જયકારી.
સિકલ(ના)ચેહેરો, મુખ, ઓપ, પાલીશ[અંગ્રેજી].
સિકલીગર (ના) સિકલ કરનાર, ચળકાટ આણનાર.
સિક્કાદાર (નિ) સારા ચેહેરાવાળું. [નાર.
સિક્કાબંધ(વિ)સીલબંધ, મોહોરવાળું, અનામત
સિક્કેકટાર (ના) રાજાની કટારની મોહોરછાપ.
સિક્કો (ના) છાપ, મોહોર, ચહેરો.
સિંગારા (ના) એક જાતનાં માછલાં.
સિંઘાણ (ના) લીટ, નાકનો મળ.
સિંચવું (ક્રિ) સિંચન કરવું, છાંટવું, ગોઠવવું.
સિચાણો (ના) શ્યેન, બાજ, એક પક્ષી.
સિત (વિ) ધોળું, શ્વેત, બંધાયલું સંપૂર્ણ.
સિતછત્રા(ના)શતપુષ્પા, મિસિ, એક વનસ્પતિ.
સિતરશ્મિ (ના) ચંદ્ર.
સિતસિન્ધુ (ના) ગંગા.
સિતા (ના) શ્વેતસુરસા, કાતરીનિર્ગુંડી, એક ઔષધિ.
સિતાભ, સિતાભ્ર (ના) કર્પૂર, કપૂર.
સિતાંભોજ (ના) પુંડરીક, ધોળું કમળ.
સિતાર (ના) સતાર, એક વાદ્ય.
સિતારો (ના) ગ્રહ, તારો, નસીબ.
સિતાશિવ (ના) સૈંધવ, સિંધાલૂણ.
સિતિકંઠ (ના) શિવ, મહાદેવ.
સિત્તેર (વિ) ૭૦ (સંખ્યા).
સિત્તોતેર (વિ) ૭૭ (સંખ્યા).
સિધવેઃ (ના) ગાડાના ટેકણનું લાકડું.
સિધારવું, સિધાવું(ક્રિ) જવું, પધારવું, વહાયથવું.
સિદ્ધ (વિ) નક્કી, પાર પડેલું, તૈયાર, સાબીત,
સિદ્ધ (ના) સિદ્ધિવાળો, ...

સિદ્ધસાધક (ના) ગુરુશિષ્ય,બે પ્રપંચી પુરુષો.
સિદ્ધાઈ (ના) સિદ્ધપણું, સચ્ચાઈ, મોટાઇ.
સિદ્ધાન્ત (ના)રાદ્ધાંત,ઠરાવ,નિશ્ચય,સિદ્ધનિયમ
સિદ્ધાન્તી (વિ) અમુક સિદ્ધાંત સપ્રમાણ સ-
સિદ્ધાર્થ (ના) ધોળા સરસવ. [મજનાર.
સિધ્ધિ (ના) અસાધારણ, સામર્થ્ય, એ આઠ
ગણાય છે. ૧ અણિમા, ૨ મહિમા, ૩
ગરિમા, ૪ લઘિમા, ૫ પ્રાપ્તિ, ૬ પ્રાકામ્ય,
૭ ઈશિત્વ, ૮ વશિત્વ.
સિધ્ય (ના) પુષ્ય નક્ષત્ર.
સિનીવાળી (ના) ચંદ્રની કળાસહિત અમાસ.
સિન્દૂર(ના)એક રાતો મિશ્ર પદાર્થ,નાગસંભવ.
સિન્દૂરિયા, સિન્દૂરી (વિ) સિન્દૂરવાળું,
સિંદૂરના રંગનું.
સિન્ધ (ના) મુંબઈ ઇલાકાનો એક પ્રાંત.
સિન્ધભૈરવી (ના) ભૈરવી રાગણીનો એક ભેદ
સિન્ધવ(ના)સૈન્ધવ,સિંધાલુણ,એક ખાર,ઘોડો.
સિન્ધુ (ના) સમુદ્ર, સિંધની નદી, એક રાગ.
સિન્ધુડો (ના) સિન્ધુરાગ(યુધ્ધમાં ગાવાનો)
સિફત (ના) ગુણ, કરામત, તારીફ, તરેહ,છટા.
સિફલુ (વિ) ઢગવગરનું. અવિવેકી.
સિફાબહાદૂર (વિ) હિમ્મતવાન, છાતીવાળો
સિફારસ (ના) ભલામણ, ભાળવણી, વગ
સિબન્દી(ના)સિરબન્ધી,ખંડિયા રાજાનું લશ્કર.
સિર (ના) શિર, માથું.
સિરજોરી (ના)સિધ્ધાઈ,સાવકારીનું ડાળ, મા-
સિરતાજ (ના) માથાનો મુગટ. [થાફરેલપણું.
સિરપેચ (ના)પાઘડીપરબાંધવાનો જડાવપટકો.
સિરસ્તેદાર (ના) શિરસ્તેદાર,વહીવટ જાણનાર.
સિરસ્તેદારી (ના) શિરસ્તેદારનું કામ,કારકુની.
સિરસ્તો (ના) શિરસ્તો, રિવાજ, વહીવટ.
સિરા (ના) શિરા, નાડી ધમનિ.
સિરી (ના) મીઠાસ, લેહેજત.
સિરોઈ (ના) ચંબુ, લાંબી ડોકનું પાણી ભર-
સિલક (ના) શેષ, વધારો. [વાનું પાત્ર.
સિલક (વિ) વધેલું, પુરાંત, જણસ.
સીક (ના) લોઢાનો સળિયો.
સીકું (ના) શિક્ય, દોરીની ઝોળી.
સીજવુ (ક્રિ) બફાવું,ચઢવું,રંધાવુ,સિધ્ધ થવું.

સીટી (ના) સીસોટી, પાવો.
સીડી (ના) નીસરણી.
સીતા (ના) જાનકી, શ્રીરામચંદ્રની પત્ની.
સીતાફળ (ના) અનુસ, એક ફળ.
સીતાફળી (ના) અનુસડી, સીતાફળનું ઝાડ
સીદી, સીધી (ના) હબસી.
સીધુ (ના)આમાન્ન, કાચા અન્ન વગેરેનું દાન.
સીધું (વિ) સરખું, સરળ, સપાટ [સિધ્ધ
સીયો (ના) પ્રાચીન ગૂજરાતી વ્યાકરણ.
સીનો (ના) છાતી, ડાળ.
સીપ (ના) છીપ, શુક્તિ, મોતીનું કોટલું.
સીપણી (ના) છીપણી, જળસિંચન.
સીપવું (ક્રિ) છીપવુ, સિંચવું.
સીપાઈ (ના)ચોકીદાર, તરાર, ચકલેદાર,પટા-
સીપાઇગીરી (ના) સીપાઈનું કામ. [વાળો
સીપાણી (ના) છીપાણી, નાની છીપ.
સીપાત (ના) શ્રીપાત, સંન્યાસી.
સીમ (ના) સીમા, હદ, છેડો, પાદરનું ખેતર
સીમન્ત (ના) અધરણી.
સીમન્તિની (ના) ઘેણુ, અધરણી રાત, સ્ત્રી
સીમળો (ના) એક ઝાડ. [જમીનની હદ.
સીમા, સીમાડો (ના) સીમ, ગામને લગતી
સીયમ (ના) સોયમ, ત્રીજા વર્ગની જમીન.
સીલસીલાબંદ(અ)હારદાર,એકપછીએક,ક્રમે.
સીલેદાર (ના) ઘોડાના ખર્ચસહિત પગારદાર
સીલોન (ના) સિંહલદ્વીપ, લંકા. [સવાર.
સીવડામણ, સીવડામણી (ના) સીવાઈ.
સીવણ, સીવણી (ના) સીવવાની રીત, ટાંકા.
સીવવુ (ક્રિ) સોય દોરાવડે સાંધવું.
સીવાઇ (ના) સીવડામણ, સીવવાની મજુરી.
સીસ (ના) શિષ્ય, ચેલો, સીસું, શીર્ષ, માથું.
સીસમ (ન.) એક જાતનું લાકડું.
સીસી (ના)બાટલી, શીશી, કાચનું એક પાત્ર.
સીસું (ના) એક ધાતુ
સીસો (ના) મોટી સીસી, શીસો.
સીસોટી (ના) એક ઝાડ, પાવો.
સીસોળિયુ (ના)સાહુડીના અણીદાર નક્કરપીછાં
સુ (વિ) જેવુ, સરખું, પેઠે, જેમ "દલ વાદ-
લસુ ચઢયું પ્રબલ દલ." (બૃહત્કથાસાર)

સુ (ઉ) સારૂં, ઘણું, દુઃખ, અનુમતિ, સમૃદ્ધિ, અનાયાસ ઇત્યાદિ અર્થે ક્રિયાને દોરનાર.
સું (પ્ર) ત્રીજી પાંચમી વિભક્તિનો, જેમઃ હાથરૂં પકડ.
સુંઆણું (ના) સૂતક કાઢવાને માથું મુંડાવવું તે.
સુંખરાં, સુંખળાં (ના) ભી ઉપરના રૌપ.
સુંઘવું (ક્રિ) વાસ લેવો, નાકે શ્વાસ ખેંચવો.
સુંડલી (ના) ટોપલી.
સુંડલો (ના) ટાલ, ટોપલો. [બિડક.
સુંપિયું (ના) દોરી કે ચીંથરાંની ઉંઢાણી જેવી
સુંવાળી (ના) ખડખડિયું, એક પાતળી સૂકી પૂરી
સુંવાળું (વિ) નરમ, પોચું, કુંમળું, મુલાઇમ
સુંવાણું (ના) જનનારીરોગ. વૃદ્ધિ સૂતક
સુકંદ (ના) કાંદો, પલાંડુ. ડુંગળી.
સુકાન (ના) કેનિપાતક, અરિત્ર (વહાણનું)
સુકાની (ના) કર્ણધાર, નાવિક, નાખવો.
સુકાળ (ના) સકાળ. છત, સોંઘવારી.
સુકુમાર (વિ) સકોમળ, નાજુક.
સુકૃત (ના) સારાં કામ, પુણ્ય કર્મ.
સુક્રવાર (ના) શુક્રવાર, લાભ, નસીબ.
સુક્કો (વિ) ખાલી, નકામો, ખોટો.
સુખ (ના) અનુકૂળ પદાર્થની પ્રાપ્તિ, પ્રીતિ, પ્રમદ, હર્ષ, પ્રમોદ, આમોદ, સંમદા, આનંદ, આનંદથુ, શર્મ, શાંત, આરામ, મોજ,
સુખકાર, સુખકારી (વિ) આનંદદાતા [મઝા
સુખડિયો (ના) કંદોઇ, હલવાઈ, મીઠ ઈ વેચનાર
સુખડી (ના) પકવાન. મીઠાઈ. કસ્તુરી.
સુખતળી (ના) જોડાનું ઝરડું અસ્તર.
સુખદ, સુખદાઇ, સુખદાયક (વિ) સુખ કરનાર.
સુખન (ના) શબ્દ, બોલ, વેણ, વચન.
સુખપાલ (ના) એક જાતની પાલખી
સુખમણા (ના) સુષુમ્ના, એક નાડી
સુખરૂપ (વિ) ક્ષેમ, કુશળ, આરોગ્ય.
સુખવર્ચક (ના) કપોત, સાજીખાર.
સુખવાસી (ના) આનંદમાં વસનાર, સુખી
સુખવેલ (ના) એક જાતના ચોખા.
સુખસજ્યા (ના) કૃત્ત ! શય્યા, પલંગ, સેજ.
સુખસાતા (ના) શાંતિ, નિરાંત, સંતોષ.
સુખાકારી (વિ) સુખી હાલત, આરોગ્યતા.
સુખિયું, સુખી (વિ) સુખ પામેલું.
સુગત (ના) બુધ, વિષ્ણુનો એક અવતાર.
સુગંધ (ના) સારી વાસ.
સુગંધા (ના) રાસ્ના, એક ઓષધિ.
સુગંધી, સુગંધીદાર (વિ) સારી ગંધવાળું.
સુગમ (વિ) જલદી સમજાય તેવું, સહેલું.
સુગરી (ના) એક જાતનું પંખી.
સુઘડ (ના) સભ્યતાવાળું, ચોખ્ખું, ચતુર.
સુઘડતા, સુઘડાઇ (ના) સુઘડપણું, વિવેક.
સુચરિત્રા (ના) સતી, સાધ્વી, પતિવ્રતા.
સુજન (ના) ભલો માણસ, સજ્જન.
સુજનતા (ના) ભલાઇ, સારમાણસાઇ.
સુજની (ના) રજાઇ, પાતળી ઓઢવાની ગોદડી.
સુજાણ (વિ) જાણીતું, પ્રવીણ, ચતુર.
સુજાત (વિ) કુલીન, ભલું, ઉચ્ચ તુકમનું.
સુજ્ઞ (વિ) સુજાણ, માહિતગાર.
સુડતાળીશ (વિ) સડતાળીસ, ૪૭ (સંખ્યા).
સુડતાળો (ના) સંવત ૧૯૪૭માં પડેલો મોટો
સુડવું (ક્રિ) ટાળવું, છોડને થડમાંથી કાપવા [દુકાળ.
સુડો (ના) ઘાસ ઉગે તેવી જમીન.
સુણવું (ક્રિ) સાંભળવું, શ્રવણ કરવું.
સુત (ના) દીકરો, પુત્ર, આત્મજ, તનય.
સુતરસાળ (ના) સાળિયું, એક જાતની ટાંગેર.
સુતશ્રણી (ના) મૂષિકપર્ણી, એક ઓષધિ.
સુતળ (ના) ત્રીજું પાતાળ.
સુતા (ના) દીકરી, તનયા, પુત્રી, બેટી.
સુથારિયો (ના) એક જાતનું જાડું ઘાસ.
સુદર્શન (ના) વિષ્ણુનું એક આયુધ, ચક્ર, સારો
સુદામત (અ) સહીસલામત, ક્ષેમ. [દેખાવ.
સુદિન (ના) સારો દહાડો.
સુદૃઢ (વિ) ઘણું મજબુત.
સુધરવું (ક્રિ) શુદ્ધ થવું, સારૂં થવું સમરવું.
સુધરાઇ (ના) સુવરેલી સ્થિતિ, સમરામણી.
સુધરાઈખાતું (ના) મ્યુનિસિપાલિટિ.
સુધર્મા (ના) દેવસભા.
સુધા (ના) અમૃત, દેવજીવન.
સુધાકર (ના) ચંદ્ર, શશિ, નિશાકર.
સુધારવું (ક્રિ) શુદ્ધ કરવું, સારી હાલતમાં
સુધારસ (ના) અમૃત [આણવું.
સુધારો (ના) શુદ્ધતા, શુદ્ધનિયમ, સારાપણું.
સુધાંશુ (ના) ચંદ્ર, કળાધર, નિશાકર.

સુધી (ના) સદ્‌બુદ્ધિવાળો, બુધ, પંડિત.
સુધ્ધાં (અ) સાથે, સહિત.
સુનત, સુનતા (ના) મુસલમાનનો એક સંસ્કાર.
સુન્દર (વિ) શોભિતું, ખૂબસુરત
સુન્દરી (ના) સુંદર સ્ત્રી, રૂપવંતી નારી.
સુપર્ણ (ના) ગરુડ, ખગેશ્વર
સુપાત્ર (વિ) યોગ્ય, લાયક, કુલીન.
સુપુત્ર (ના) સપૂત, સારો દીકરો.
સુપુરત (ના) સોંપણ, હવાલો.
સુપ્રલાપ (ના) સુવચન, સુભાષિત.
સુબોધ (ના) સદ્‌બોધ, સરલ ઉપદેશ.
સુભગ (વિ) ભાગ્યશાળી, નસીબદાર.
સુભટ (ના) જોધો. (વિ) સારી આકૃતિનું
સુભાગ્ય (ના) સારું નસીબ. (વિ) નસીબદાર
સુભાષિત (ના) સૂક્ત, સુંદર વાણી.
સુમન (ના) ફૂલ, પુષ્પ, ગોધૂમ, ઘઉં.
સુમના (ના) માલતી, જાતિ, જાઇ, ચમેલી.
સુમનોરજ (ના) પરાગ
સુમાર (ના) આસરો, અટકળ, કેફ, માપ.
સુમેરુ (ના) મેરુપર્વત, હેમાદ્રી,
સુમ્મ (વિ) કૃપણ, મખ્ખીચૂસ
સુર (ના) દેવ, અમર.
સુરઈ (ના) સીરોઈ, ચપ્પુ.
સુરખી (ના) રતાસ, ભભક, તેજ.
સુરંગ (ના) જમીનમાં દારૂ પૂરી ઉડાડવો તે.
સુરગી (વિ) શોભિત, રંગબેરંગી.
સુરજ્યેષ્ટ (ના) બ્રહ્મા, વિરંચિ.
સુરત (ના) સંયોગ, સારી મોસમ, એક નગર,
સુરતા (ના) સ્મૃતિ, યાદદાસ. [સ્મૃતિ.
સુરધન (ના) પૂર્વજ.
સુરપતિ (ના) ઈંદ્ર, પુરંદર.
સુરભી (ના) કામદુધા, ગાય.
સુરમો (ના) એક ધાતુ, અંજન.
સુરવાર, સુરવાલ (ના) પાયજામો, પાટલૂન.
સુરલોક (ના) સ્વર્ગ, દેવસદન
સુરા (ના) મધ, દારૂ, મદિરા.
સુરાંગના (ના) દેવતાની સ્ત્રી, અપ્સરા.
સુરાપાન (ના) મધુપાન, દારૂ પીવો.
સુરોનર (ના) દેવ અને મનુષ્ય, દિવ્ય પુરુષ
સુરેખ (વિ) સારૂં, સુંદર, શોભિત.
સુરોખાર (ના) એક જાતનો ખાર.
સુલટાવવું (ક્રિ) સુલટું કરવું, ચત્તું કરવું.
સુલટું (વિ) ચત્તું, જોઇએ તેવું.
સુલતાની (વિ) રાજકીય, બાદશાહ તરફનું.
સુલભ (વિ) સેહેલથી મળે એવું.
સુલાખ (ના) ઝીણું કાણું (વિ) કાણી આંખ
સુલેહ, સુલેખ (ના) સલાહ, સંપ.
સુવર્ણ (ના) સોનું, કંચન, કનક.
સુવર્ણ (વિ) સારા રંગનું, સારી જાતનું.
સુવાણ (ના) આરામ, ગમ્મત.
સુવાસ (ના) સારી પીમળ, સુગંધ
સુવાસિત (વિ) સુગંધવાળું.
સુવાસિની (ના) એવાતનવાળી, સૌભાગ્યવતી
સુશીલ (વિ) સારા સ્વભાવવાળું.
સુશોભિત (વિ) ઘણું શોભાયમાન.
સુષુપ્તિ (ના) ઘોરનિદ્રા, જીવની એક હાલત.
સુષુમ્ના (ના) એક નાડી.
સુસ્ત (વિ) આળસુ, ધીમું, મંદ.
સુસ્તી (ના) આળસ, મંદપણું.
સુસ્વર (વિ) મનોહર સ્વરનું.
સુહાવું (ક્રિ) શોભવું, ગમવું, ઠીક લાગવું.
સુહૃદ (વિ) પરમસ્નેહી.
સૂકડ (ના) સૂખડ, ચંદન, શ્રીખણ્ડ.
સૂકર (ના) ડુક્કર, ભુંડ, વરાહ.
સૂકલકડી (વિ) લાંબું અને પાતળું.
સૂકવણી (ના) સૂકવેલા પદાર્થ.
સૂકવણ (ના) સૂકો દુકાળ, ભૂખમરો.
સૂકવવુ (ક્રિ) સૂકાય તેમ કરવું, તડકે નાખવું.
સૂકવું, સૂકાવું (ક્રિ) સૂકું થવું, કરમાવું.
સૂકું (વિ) શુષ્ક, ભીનાશરહિત.
સૂકો (ના) પીવાનો તંબાકુ. [સુદાય.
સૂક્ત (ના) સુભાષિત, કેટલાક વેદમંત્રનો સ-
સૂક્ષ્મ (વિ) અલ્પ, થોડું, ઝીણું, સુંદર.
સૂક્ષ્મદર્શક (વિ) ઝીણી ચીજ મોટી દેખાડનાર
સૂક્ષ્મદર્શી (વિ) બારીક નજરનું.
સૂક્ષ્મદેહ (ના) એક જાતનો દેહ.
સૂગ (ના) કંટાળો, ઓકારી.
સૂગામણું (ના) સૂગ ચઢે તેવું.
સૂગાવું (ક્રિ) કંટાળો ખાવો, નસકોરાં ફૂલાવવાં.
સૂચક (વિ) સૂચના કરનાર, દર્શક.

સૂચના (ના) સાન, જાણ, ખબર.
સૂચવવું (ક્રિ) સૂચના કરવી, જણાવવું.
સૂચી (ના) સૂચના કરનાર. (ના) યાદી.
સૂઝ (ના) સાનો, ગમ, સમજ.
સૂઝવું (ક્રિ) ઉપરાવું, ફૂલવું, દેખાવું, ગમ પડવું.
સૂડ (વિ) સરળ, સિધ્ધું.
સૂડી (ના) સોપારી વગેરે ભાંગવાનું ઓજાર
સૂડો (ના) એક જાતની જાતિનો પોપટ,મોટી
સૂણવું (ક્રિ) સૂઝવું, ઢીમું થવું. [સૂડી.
સૂત (ના) સૂત્ર, રૂનો દોરો.
સૂતક (ના) આશૌચ, વેધ, અટકાવ.
સૂતકી (વિ) સૂતકવાળું.
સૂતિકા (ના) સુવાવડી સ્ત્રી.
સૂતર (ના) સૂત્ર, રૂનો કાચો દોરો.
સૂતરૂં (વિ) સહેલું, સુગમ.
સૂતરઉ (વિ) સૂતરનું વણેલું.
સૂતરફેણી (ના) એક સૂતર જેવા તાંતણાની મી-
સૂતળવું (ક્રિ) જોડવું, સાંધવું. [ઠાઈ.
સૂતળી (ના) શણની પાતળી દોરી.
સૂતાર (ના) સૂત્રધાર, ગજ્જર, લાકડાં ઘડનાર
સૂતારી (વિ) સૂતારનું.
સૂત્ર (ના) દોરો, તાંતણો, કળા, ગોઠવણ, નિયમ, ટૂંકું છતાં ઘણા અર્થવાળું વાક્ય
સૂત્રધાર (ના) નાટકમંડળીનો મુખી, સૂતાર.
સૂથાર (ના) સૂતાર, ગજ્જર.
સૂધ (ના) શુદ્ધિ, સંભાળ.
સૂધી (અ) લગી, પર્યંત, તક, હદદર્શક
સૂધું (વિ) પાધરૂં, સીધું, ભલું.
સૂનાગેરૂ (ના) સોનાગેરૂ.
સૂનાપાણી (ના) સોનાનું પાણી
સૂનામકી (ના) સોનામકી, સુવર્ણમક્ષિકા.
સૂની (ના) સોની, સુવર્ણકાર.
સૂનું (ના) સોનું, સુવર્ણ, કંચન, બાળક.
સૂનું (વિ) નિર્જન, એકાંત, સૂનકાર
સૂનેરી (વિ) સોનેરી, સોનાનું, સોના જેવું.
સૂપડી (ના) નાનું સૂપડું.
સૂપડું (ના) શૂર્પ, અનાજ ઝાટકવાનું રાચ.
સૂબેદાર (ના) સીપાઇનો એક ઉપરી.
સૂબેદારી (ના) સૂબેદારનો દરજ્જો.
સૂબો (ના) પરગણું, પરગણાનો હાકેમ.

સૂમ (ના) સૂમ્જ, કૃપણ, કંજુસ, મૂગું.
સૂમસામ (વિ) મૂંગું, સૂનકાર, ઉજ્જડ.
સૂર (ના) ગાયનનો સ્વર, અવાજ, નાદ, સૂર્ય.
સૂરજ (ના) સૂર્ય (જુઓ) ભાસ્કર.
સૂરજફૂલ, સૂરજમુખી (ના) એક ફૂલ.
સૂરજમુખી (વિ) સૂરજના ચિત્રવાળું.
સૂરજવંશી (વિ) સૂર્યવંશી (ક્ષત્રી).
સૂરણ (ના) એક કંદ.
સૂરત (ના) ચહેરો, શિકલ
સૂરદાસ (ના) એક અંધ હિંદી ભક્ત કવિરાજ.
સૂરફાક (ના) ગાયનનો એક તાલ.
સૂરાવટ (ના) સૂર કહાડવાની તરેહ, સ્વર સંભાળવાની છટા.
સૂર્ય (ના) સૂરજ, (જુઓ) ભાસ્કર. [પથ્થર.
સૂર્યકાંત (ના) સૂરજનાં કિરણથી સળગે એવો
સૂર્યગ્રહણ (ના) સૂરજનો ઉપરાગ, સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રનું આવવું.
સૂર્યપૂટ (ના) સૂરજનો તડકો ખવડાવવો તે.
સૂર્યમંડળ (ના) સૂર્ય તથા તેની આસપાસના ગ્રહો, સૂર્યનો ઘેરાવો.
સૂર્યાસ્ત (ના) સૂરજનું આથમવું.
સૂર્યોદય (ના) સૂરજનું ઉગવું.
સૂવર (ના) શૂકર, ભુંડ, ડુક્કર.
સૂવા (ના) એક વનસ્પતિનાં બી.
સૂવાવડ (ના) પ્રસવ પછીની જણતારીની ૪૦ દિવસની સ્થિતિ.
સૂવાવડી (ના) પ્રસૂતા, સૂવાવડવાળી સ્ત્રી.
સૂસવાટો (ના) સૂસૂનો અવાજ.
સૂસવાડ, સૂસવાળ (ના) એક મગર.
સૃજવું (ક્રિ) ઉત્પન્ન કરવું, બનાવવું.
સૃષ્ટ (વિ) પેદા કરેલું, સૃષ્ટિસંબંધી.
સૃષ્ટિ (ના) જગત, વિશ્વ, દુનિયા.
સૃષ્ટિક્રમ (ના) જગવ્યવહાર, કુદરતી ફેરફાર.
સૃષ્ટિજન્ય (વિ) કુદરતથી સમજાતું.
સૃષ્ટિસૌંદર્ય (ના) દુનિયાની શોભા.
સે (ના) સહનશક્તિ, ટેવ, મહાવરો.
સેં (વિ) સો, શત, ૧૦૦ (સંખ્યા).
સેકડો (ના) શતક, સોનો સમુદાય.
સેંતક (વિ) સોએક, પુષ્કળ.
સેંતલો (ના) સળકું, કાંટા જેવા ભસાટો (મારનો).

સેતી,સેથી(ના)પાટિયાં,નીમાળાના લેહેરિયા
સેતો, સેંથો (ના) માથાની વચોવચની ગેતી, [સીમંત
સેક (ના) ઉષ્ણતા, ગરમી
સેકટો (ના) સરગવો, એક ઝાડ
સેચન (ના) સિંચન, પાણી છાંટવુ તે
સેજ (ના) શય્યા, રૂદન, સેરજા
સેજાર (ના) વરાળ, અરા
સેજારત (અ) સુગમ, સહજ
સેજિયુ (ના) વગર કોરનુ ધોતર
સેઠી (ના) સેરડી, ઉસ
સેઢો (ના) સેરડો, પગથી, ખેતરનો છેડો
સેણુ (ના) સણ, સજ્જન
સેણિયું (ના) સણનુ કપડું.
સેતુ (ના) પુલ, પાજ
સેન (ના) સૈન્ય, ફોજ, સાન
સેના (ના) લશ્કર, દલ
સેનાખાસખેલ (ના) ગાયકવાડનો ખેતાબ
સેનાપતિ (ના) લશ્કરનો ઉપરી, સરદાર
સેનો (ના) એક સુતરાઉ કાપડ
સેપ, સેબ (ના) એક ફળ
સેર (ના)શેર,મણનો ૪૦મો ભાગ, લટ, ધાર
સેર (વિ) બળિયો
સેરડી (ના) સેઠી, ઉસ, એક ગજયો સાંઠો
સેરડો (ના) પગથી, ખેતરનો રસ્તો, ગળામાં થતી તીવ્ર અસર
સેરમાઈ (ના)તુમડી, એક જાતની માછલી
સેરવવુ (ક્રિ) સરકાવવુ, ખસેડવુ
સેરવો (ના) ગોસનો ઉકાળો
સેરિયુ, સેરિયો (ના) શેરનુ માપ
સેરી (ના) સાંકડી ગલી, ફળિયુ પોળ
સેરીલોબાન (ના) એક જાતનો ગુંદર
સેલ (ના) શિલા, નહાવાધોવાનો પથ્થર, [ઉકાળી
સેલડી (ના) સેરડી
એક ઔષધિ
સ્ત્રીઓનુ એક વસ્ત્ર
નો ઉપરણો [દોરડુ
...લે પગે બાંધવાનુ
...ક ખોરાક [ખોરાક
...ળીપેરે વણી કરેલો
સુ...
સુરા...
સુહીનર ...

સેવક (ના) ચાકર નોકર, દાસ
સેવતી (ના) એક ફૂલઝાડ
સેવન (ના) ચાકરી સેવા, સંભાળ, હુંફ
સેવના (ના) ખંતથી સેવા કરવી તે
સેવવુ (ક્રિ) સેવા કરવી હુંફ આપવી
સેવા (ના) ચાકરી, દાસત્વ સેવન ભક્તિ
સેવૈ(ના)સેવ,તારવણીને કરેલો એક ખોરાક
સેવૈયો (ના) એક જાતની ખાવાની સેવ
સેવ્ય (વિ) સેવા કરવા યોગ્ય
સેસ (ના) પોસ, ખોબો
સેહ (ના) શેહ, રોધ, અટકાવ, અંતરવુ તે.
સેહેજ (અ) સહજ, ઘણી જરૂર ન છતા
સેહેનશાહ (ના) મોટો બાદશાહ
સેહેલ, સેહેલગા (ના)મોજમઝા,હરવું ફરવુ તે
સેહેલુ (વિ) સુલભ, સહજ થાય તેવું
સેહેવુ (ક્રિ) સહન કરવુ
સૈ (ના) સખી, બેહેનપણી, દરજી
સૈ (ના) સિંહ, કેસરી, મૃગેંદ્ર
સૈકો (ના) સદી સો વર્ષનો કાળ.
સૈનિક (ના) સેનાનો નાયક
સૈન્ય (ના) લશ્કર, ફોજ
સૈન્ધવ (ના) સિંધાલૂણ, એક સરદાર
સૈયટ (ના) શીતગા, કાકાબળિયા
સૈયર (ના) સખી, બેહેનપણી
સૈયારૂ (ના) મઝિયારૂં, ભાગિયાપણું
સો (વિ) શત, ૧૦૦ (સંખ્યા)
સોગ (ના) વેશ, નવુ રૂપ
સોઘવારી (ના) છત, સુકાળ
સોઘુ (વિ) સરતુ થોડી કિમ્મતનું
સોઢવુ (ક્રિ) હોઢવુ, સધાવવુ, જવુ
સોંતાળવુ (ક્રિ) સાતળવુ (ગ્રામ્ય)
સોધા (ના) એક સુગંધી પદાર્થ
સોપણુ (ના) સોપવુ તે ભળાવણુ
સોપવુ (ક્રિ) ભળાવવુ, ભલામણ કરવી
સોહ (ના) શુદ્ધિ, ભાન કોમ [સોનાર
સોઇ (ના) સોચિ દરજી મેરઈ,સુચી, સીવવાનુ
સોઇયાણી (ના) સૂચિકા સાવિકા, દાયાણી
સોઇયો (ના) મોટી સોઈ [દાઈ
સોક (ના) સપની, ગોકલડી (કવિતામા)
સોક (વિ) સોએક, ૧૦૦ના સુમારનુ

સોક (ના) સપત્ની, સોકલડી (કવિતામાં).
સોક (વિ) સોએક, ૧૦૦ના સુમારનું.
સોકટી, સોકટું (ના) સોગઠું-ચોપટની રમત-
 ના રંગિત રમકડાં.
સોગઠી, સોગઠું (ના) ચપટો ગોળ ઊભો ઘાટ.
સોગન, સોગન્દ (ના) સમ, કસમ, શપથ.
સોગાત (ના) કીમતી ચીજ, નજરાણું.
સોજો (ના) સૂજ, ચામડી ફૂલવી તે.
સોટી (ના) નેતર, ઝાડની પાતળી ડાળી, છડી
સોટેદૂપટ્ટે (અ) છડેછાટ, કંઈપણ સામાનવિના.
સોટો (ના) જાડી સોટી, લાકડી, દંડુકો.
સોડ (ના) પાસું, માથું ઢકાય એવું ઓઢણું.
સોડત (ના) સોરતી, લોટરી [અંગ્રેજી].
સોડવણ (ના) ઓઢણનું અસ્તર.
સોડિયું (ના) સોડ, સ્ત્રીએ પેહેરેલો વસ્ત્રનો
સોડિયો (ના) સોડિયું, સોડ. [ઝુલતો છેડો.
સોડે (અ) પાસે, કને.
સોણું (ના) ફાચર, ખીલી.
સોત (અ) સહિત, સાથે, સુદ્ધાં.
સોદાઇ (ના) સોદાપણું, લુચ્ચાઇ.
સોદાગર (ના) વેપારી, કીમતી માલનો ધંધો
સોદાગિરી (ના) સોદાગરનો ધંધો. [કરનાર
સોદુ (વિ) લુચ્ચું, હરામી, ખંધું.
સોદો (ના) સામાન, સાટું, વેપાર.
સોનાંપાણી (ના) સોનું ગાળેલું પાણી.
સોનાગેરૂ (ના) એક જાતનો ગેરૂ.
સોનામખી (ના) સુવર્ણમક્ષિકા, સુનામખી.
સોની (ના) સુવર્ણકાર, સોનારૂપાના ઘાટ ઘડનાર
સોનું (ના) સુવર્ણ, કંચન, હેમ, સર્વોત્તમ ધાતુ
સોનેરી (વિ) સોના જેવા પીળા રંગનું, સોનાનું
સોનૈયો (ના) સોનાનો સિક્કો.
સોપાન (ના) પગથિયું, પાયરી.
સોપારી (ના) એક ઝાડ તથા ફળ, ફોફળ.
સોબત (ના) સાથ, સંગત, સહવાસ
સોબતી (ના) સાથી, દોસ્તદાર, જોડિયો.
સોભ (ના) ગણપતિનાં ગીત.
સોભાગ (ના) સૌભાગ્ય, એવાતન [લાકડું.
સોભાગવટુ (ના) બારસાખની ઉપરનું આડું
સોભાગવતી, સૌભાગવન્તી (ના) સૌભાગ્યવતી,
સોમ (ના) ચંદ્ર, એક વાર, એક વલ્લી [સધવા.
સોમ (વિ) સૌમ્ય, શીતળ, શાંત.
સોમયાગ (ના) એક વૈદિક યજ્ઞ
સોમલ, સોમળ (ના) એક ધાતુ, વિષ
સોમવતી (વિ) સોમવત, સોમવારી.
સોમવલ્લી (ના) એક વેલી.
સોય (ના) સૂચિ, સોઈ, સીવવાનું એક
સોય (સ) તે (કવિતામાં). [ઓજાર.
સોયણી (ના) એ નામની રાગણી.
સોયમ (ના) ત્રીજા વર્ગની જમીન.
સોયલું (વિ) સોહેલું, સરળ.
સોયાણી (ના) સુયાણી, દાઈ.
સોયો (ના) સોઇયો, મોટી સોય.
સોરંજી (ના) એક વનસ્પતિ.
સોરઠ (ના) એક રાગણી, સૌરાષ્ટ્ર દેશ.
સોરઠો (ના) કવિતાનું એક વૃત્ત, ઉલટો દોહરો.
સોરતી (ના) સોડત, લોટરી [અંગ્રેજી].
સોરમ (ના) ગંધ, વાસ, સુગંધ, ખુશબો.
સોરવવું (ક્રિ) ગમવું, ચેહેન પડવું.
સોરવું (ક્રિ) દાંતે ખેંચીને ખાવું, છોલવું.
સોરાવટ (ના) સૂરાવટ, સ્વરની તરેહ.
સોરાવું (ક્રિ) છોલાવું, ઉઝરડાવું.
સોલસા (અ) નક્કી હોય તેવું.
સોવાસણ (ના) સુવાસિની. એવાતી.
સોવું (ક્રિ) દાણા સૂપડે સોગવવા.
સોસ (ના) શોષ, તરસ
સોસવાટ, સોસવાળ (ના) મગર.
સોસવાવું (ક્રિ) સુકાવું, ચિંતાથી દૂબળું પડવું.
સોસવું (ક્રિ) ચુસવું, સૂકું કરવું, સાંખવું.
સોહમ્ (ના) એક ધ્વનિ "તે હું છું" એવો
સોહાગ (ના) સુભાગ્ય. [સિદ્ધાંત
સોહામણું (વિ) શોભિત, શોભાયમાન.
સોહાવું (ક્રિ) શોભવું, સારૂં દેખાવું.
સોહેણી (ના) એક રાગણી.
સોહેલું (વિ) સેહેલું, સહજ બને તેવું.
સોહોવું (ક્રિ) શોભવું, સુંદર દેખાવું.
સોળ (વિ) ષોડશ ૧૬ (સંખ્યા), કળા, શણ-
 ગાર, સંસ્કાર, સોકટી, શ્રાદ્ધ, દક્ષની કન્યા,
 આસીસા, ઉપચાર, શ્રીમદ્વલ્લભાચાર્યજીના
 પ્રકીર્ણ ગ્રંથ, ઈત્યાદિ ૧૬ ગણાય છે.
સોળ (ના) સળ, કાપો, લીસોટો (મારનો),

સોળું (ના) અસ્પર્શમાં પહેરવાનું વસ્ત્ર.
સોળેપો (ના) ૧૬ હાથનો સાફો.
સૌ (વિ) સર્વ, સકલ, બધાં, સર્વ.
સૌખ્ય (ના) સુખ (જુઓ)
સૌદામિની (ના) વિદ્યુત, વીજળી.
સૌન્દર્ય (ના) શોભા, ખુબસુરતી, લાલિત્ય.
સૌભાગ્ય (ના) સોભાગ, સારૂં નસીબ.
સૌમ્ય (વિ) શાંત, ભલું, સાલસ.
સૌરાષ્ટ્ર (ના) સોરઠ દેશ.
સૌરાષ્ટ્રક (ના) હુળાહળ ઝેર
સ્કંદ (ના) કાર્તિકસ્વામી.
સ્કંધ (ના) ખભો, ખાંધ, પ્રકરણ,ભાગ,શાખા.
સ્તન (ના) ધાઇ, આંચળ.
સ્તનપાન (ના) ધાવણ, ધાવવાની ક્રિયા.
સ્તબ્ધ (વિ) સ્થિર, અડગ, અચળ.
સ્તમ્ભ (ના) થાંભલો.
સ્તમ્ભન (ના) અટકાવ,એકવશીકરણનો પ્રયોગ
સ્તવન (ના) સ્તુતિપાઠ, સ્તોત્ર, વખાણ.
સ્તવવું (ક્રિ) વખાણ કરવાં, ગુણ ગાવા.
સ્તુતિ (ના) તારીફ, વખાણ.
સ્તુતિપાત્ર (વિ) સ્તુત્ય, વખાણવાલાયક.
સ્તોત્ર (ના) સ્તુતિપાઠ,વખાણનો લેખ. [માહા.
સ્ત્રી (ના) નારી (જુઓ ઔરી તથા રામા શબ્દ).
સ્ત્રીચરિત્ર (ના) સ્ત્રીનાં યુક્તિપ્રયુક્તિવાળાં આચરણ. [સ્લુ ઈત્યાદિ).
સ્ત્રીધન (ના) સ્ત્રીનીજ માલકીનું ધન, (પ-
સ્ત્રીલિંગ (ના)નારીજાતિ,સ્ત્રીજાતિવાચક શબ્દો.
સ્ત્રીહત્યા (ના) નારી મારી નાખ્યાનું પાપ.
સ્થ (પ્ર) સ્થિતિ કરનાર, રહેનાર, બેસનાર અર્થે; જેમ· ગર્ભસ્થ.
સ્થલ, સ્થળ (ના) જગા, ઠેકાણું.
સ્થળાન્તર (ના) બીજું ઠેકાણું. [શિવ.
સ્થાણુ (ના) થાંભલો, ઠુંઠું ઝાડ, એક અસ્ત્ર,
સ્થાણુ (વિ) સ્થાવર, અડગ, અચળ.
સ્થાન (ના) ઠેકાણું,જગા,અધિકાર,અવસર,પદ
સ્થાપક(વિ)થાપનાર,બેસાડનાર,સાબીત કરનાર
સ્થાપન, સ્થાપના (ના) મંડન, બેસાડવું તે.
સ્થાયી (વિ) સ્થિર રહેનાર, હમેશનું.
સ્થાયીભાવ (ના) રસને ઉપજાવનારો તથા સંપૂર્ણ કાવ્યમાં અસર કરનારો મનોભાવ.

સ્થાવર (વિ) અચળ, અડગ, સ્થિર.
સ્થિતિ (ના) હાલત, સ્થિરતા, મુકામ, દરજ્જો.
સ્થિતિસ્થાપક (વિ) પોતાની મેળે મૂળ સ્થિતિ ધરનાર (નેતર, રબર જેવું).
સ્થિર (વિ) અચળ,કાયમ,ઠરેલ,શાંત, નિત્યનું.
સ્થિરતા (ના) ઠરેલી હાલત, શાંતિ.
સ્થૂલ સ્થૂળ (વિ) મોટું, જાડું.
સ્થૂળદેહ (ના) દેખીતું શરીર, કાયા.
સ્નાન (ના) નહાવું તે, કાણ.
સ્નાયુ (ના) માંસના તંતુ,વસનસા,બારીક શિરા.
સ્નેહ (ના) પ્રીતિ, મૈત્રિ, તેલ, ચીકાસ, વળગણ.
સ્નેહાકર્ષણ (ના) પરસ્પરનું આકર્ષણ.
સ્નેહાળ (વિ) સ્નેહથી ભરેલું.
સ્નેહી (ના) મિત્ર, દોસ્ત, સજ્જન.
સ્પર્ધા (ના) સરસાઈ, ચડસાઇ, ચડસાચડસી.
સ્પર્શ (ના) અડકવાનું જ્ઞાન તથા ક્રિયા, વેરા.
સ્પર્શવ્યંજન (ના) ક થી મ સુધીના વ્યજનો.
સ્પર્શાસ્પર્શ (ના) અડકાઅડકી,' શરીરસ્પર્શ.
સ્પર્શેન્દ્રિય (ના) ત્વક, ચામડી.
સ્પષ્ટ (વિ) સાફ, સરળ, સાચું, બેધડક.
સ્પષ્ટવક્તા (વિ) સફાઈથી બોલનાર,
સ્પષ્ટીકરણ (ના) ખુલાસો.
સ્પૃહા (ના) ઈચ્છા,' તૃષ્ણા, ગરજ, પરવા.
સ્ફટિક (ના) એક ચળકતો પથ્થર, એક મણી.
સ્ફુટ (વિ) પરચુરણ, છૂટક,ખીલેલું,તુટી પડેલું.
સ્ફુરણ (ના) અંકુર ફૂટવો તે, ઓચિંતુ સ્મરણ.
સ્મરણ (ના) સ્મૃતિ, યાદદાસ્ત, સંભારણું,
સ્મરણી (ના) સમરણી, માળા. [યાદગીરી.
સ્મરણીય (વિ) સ્મરણ કરવા લાયક
સ્મરવું (ક્રિ) યાદ કરવું, સંભારવું.
સ્મશાન (ના) સ્મસાન, મસાણ, પ્રેતસંસ્કાર
સ્માર્ત (ના) સ્મૃતિ પ્રમાણે વર્તનાર! [સ્થળ.
સ્મિત (ના) હસવું તે. (વિ) મલકાતું,ખીલેલું.
સ્મૃતિ (ના) સ્મરણ, ધર્મશાસ્ત્ર.
સ્યન્દન (ના) રથ, વેહેલ, એક ઝાડ.
સ્રાવ (ના) ગળવું તે, પાત
સ્લેટ (ના) પથ્થરપાટી (અંગ્રેજી).
સ્વ (સ) પોતાનું, પોતીકું, નીજ.
સ્વકીય (વિ) પોતાનું, પોતીકું.
સ્વકીયા (ના) પોતાની પરણેલ સ્ત્રી.

સ્વચ્છ (વિ) ચોખ્ખું, સાફ, નિર્મળ.
સ્વચ્છતા (ના) ચોખ્ખાઈ, સફાઈ.
સ્વચ્છંદ (ના) પોતાની ઈચ્છા, અથવા કલ્પના.
સ્વછંદી (વિ) મરજીમુજબ વર્તનાર, માથાફરેલ.
સ્વજન (ના) પોતાનું સંબંધી, સગું, સ્નેહી
સ્વજાતિ (વિ) પોતાની નાતજાતનું.
સ્વતઃ (અ) પોતાની મેળે, જાતે, ખુદ.
સ્વતઃસિદ્ધ (વિ) પોતાની મેળે બનેલું
સ્વતંત્ર (વિ) નિરંકુશિત, નિસ્પૃહી, જુદું, છૂટું.
સ્વતંત્રતા (ના) છૂટ, ઈચ્છિત વર્તન.
સ્વદેશ (ના) જન્મભૂમિ, પોતાનો મુલક.
સ્વદેશાભિમાન(ના)પોતાના મુલકનું અભિમાન
સ્વદેશી (વિ) પોતાના દેશનું, ગામડી.
સ્વધર્મ (ના) કુળધર્મ, સ્વાભાવિક ધર્મ.
સ્વપ્ન (ના) ઊંઘ, સોણું, ઊંઘમાં થતા વિચાર.
સ્વપ્નવત્ (વિ) સ્વપ્ન જેવું, ખોટું, મિથ્યા.
સ્વપ્નસૃષ્ટિ (ના) સ્વપ્નમાં કરેલી કલ્પિત રચના.
સ્વપ્નાવસ્થા (ના) સ્વપ્નાવાળી સ્થિતિ.
સ્વપ્રકાશ (વિ) પોતાના પ્રકાશથીજ ચળકતું, આત્મજ્ઞાની.
સ્વભાવ (ના) પ્રકૃતિ, ખાસગુણ, મૂળવૃત્તિ.
સ્વભાષા(ના)જન્મભાષા, ઘરમાં બોલાતી બોલી.
સ્વયં (અ) પોતાની મેળે, નિજેચ્છાથી.
સ્વયંપાક(ના)પોતે કરેલી રસોઈ,રાંધેલો ખોરાક.
સ્વયંભૂ (ના) પોતાની મેળે ઉત્પન્ન થનાર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ.
સ્વયંભૂ (વિ) સ્વતઃસિદ્ધ, પોતે બનેલું.
સ્વયંવર (ના)કન્યાએ પોતે વર શોધી પરણવું તે.
સ્વયંવહ (વિ) પોતાની મેળે ચાલતું.
સ્વર્ (ના) સ્વર્ગ.
સ્વર (ના) અવાજ, સાદ, સૂર, પોતાની મેળે ઉચ્ચારાતા અક્ષરો, શ્વાસ.
સ્વરાજ્ય(ના)પોતાનું રાજ્ય, પ્રજાસત્તાક રાજ્ય.
સ્વરિત (ના) સ્વરનો એક આકાર, સામના
સ્વરૂપ (ના) રૂપ, લક્ષણ. [ઉચ્ચારનો સ્વર.
સ્વરોદય (ના) શ્વાસ સંબંધી વિદ્યા.
સ્વર્ગ (ના) સુરસદન, દેવલોક.
સ્વર્ગંગા(ના)આકાશમાંદેખાતી ઝીણાતારાની
સ્વર્ગવાસ(ના)સ્વર્ગમાં રહેઠાણ, મોત. [લીટી.
સ્વર્ગવાસી (વિ) સ્વર્ગમાં વસનાર, મરહુમ.
સ્વલ્પ (વિ) થોડું, થોડું, જરા, કિંચિત્.
સ્વવશ (વિ) પોતાને આધીન, સ્વતંત્ર.
સ્વસ્તિ (અ) કલ્યાણવાચક, આશીર્વાદાર્થે.
સ્વસ્તિક્ષેમ(અ)સુખમાં, સલામત અને આબાદ.
સ્વસ્તિવાચન (ના) આરંભનાં માંગળિક વાક્યો.
સ્વસ્તિશ્રી(વિ) કલ્યાણકારી અને શોભિતું.
સ્વસ્થ (વિ) શાંત, નિરાંતવાળું.
સ્વસ્થતા (ના) શાંતિ, નિરાંત.
સ્વસ્થાન (ના) પોતાનું રહેઠાણ, સંસ્થાન.
સ્વાગત, સ્વાગતા (ના) સત્કાર, પરોણાચાર.
સ્વાંગ (ના) સોંગ, વેશ.
સ્વાતી (ના) એક નક્ષત્ર.
સ્વાત્માનુભવ(ના)પોતાનોઅનુભવ, આત્મજ્ઞાન,
સ્વાદ (ના) લહેજત, આસ્વાદ, રસ. (જુઓ.
સ્વાદિષ્ટ(વિ) લહેજતદાર, સ્વાદવાળું [ષટરસ.
સ્વાધીન(વિ)પોતાના કબજાનું,સ્વતંત્ર,આધીન.
સ્વાધીનપતિકા (ના)પતિને વશ રાખનાર.
સ્વાભાવિક (વિ) અસલ, કુદરતી [નાયિકા.
સ્વામ(ના)સ્વામિ, પતિ,ધણી, વર (કવિતામાં).
સ્વામિત્વ (ના) માલિકી, ધણીપણું, હક.
સ્વામી (ના) સ્વામિ, ધણી, માલિક, ખાવિંદ.
સ્વાર (ના) અસવાર, ઘે ડેસ્વાર
સ્વાર્થિયું. સ્વાર્થી (વિ) મતલબી, ગરજુ.
સ્વારી (ના) અસવારી, સરઘસ, ગમન.
સ્વાર્થ (ના) મતલબ, એકલપેટાપણું, લાભ.
સ્વાર્થ(વિ)પોતાનામૂળરૂપમાં પ્રવર્તતું (ક્રિયાપદ)
સ્વાર્થી (વિ) મતલબી, અર્થી [જેમ કરે છે.
સ્વાહા (અ) અગ્નિને આહુતી આપતાં ઉચ્ચારાતો શબ્દ.
સ્વીકાર (ના) અંગીકાર, પોતાનું કરવું તે.
સ્વીકારવું(ક્રિ)અંગીકાર કરવો,કબૂલ રાખવું,મા
સ્વીય (વિ) પોતા સંબંધી, નિજનું. [ થેલેવું
સ્વીયા (ના) સ્વકીયા, નાયિકા.
સ્વેચ્છ (વિ) પોતાની ઇચ્છા મુજબનું.
સ્વેચ્છા (ના) નિજેચ્છા, પોતાની મરજી.
સ્વેચ્છા પ્રારબ્ધ (ના) ઈચ્છા પ્રમાણે બનવું તે
સ્વેદ (ના) પ્રસ્વેદ, પસીનો, ઘામ, બફારો.
સ્વેદજ (વિ) સ્વેદમાંથી થએલું. [પરસેવો.
સ્વેદજ (ના) જીવોની એક ખાણ, જુ, માકડ, ઈત્યાદિ પરસેવામાંથી પેદા થતા જંતુ.

## હ.

હ (ના) ૩૩મો વ્યંજન.
હ (આ) 'અ'નો જેમઃ ઓળખવું,હોળવું, ઓ-
હું (અ) હુંકારો પૂરવા અર્થે. [લાવું,હોલાવું
હંસ (ના) એક પંખી, સરસ્વતી તથા બ્રહ્માનું
વાહન, જીવ, પરમહંસ સંન્યાસી.
હંસક (ના) નૂપુર, ઝાંઝર, તોડા.
હંસણી. હંસી (ના) હંસની માદા.
હંહં (અ) આશ્ચર્યસૂચક.
હક (ના) માલકી, પક્ષ, લાગો.
હક (અ) ખરૂં પ્રમાણ, વાજબી
હકતાલા (ના) ખોદા,જગદીશ્વર.
હક થવું (ક્રિ) મરી જવું, સ્વધામ પહોંચવું
હકદાર (વિ) ખરો માલિક.
હક નાહક (અ) અમથું, નિષ્કારણ, ફોગટ.
હકસાઈ(ના) દસ્તુરી, લવાજમ, દલાલી, આડત
હકારવું (ક્રિ) હંકારવું,હાંકીજવું (વહાણ વગેરે.)
હકારો (ના) જમવા, તેડવા જનાર માણસ.
હકીકત.હકીગત (ના) હેવાલ,સમાચાર,ખબર.
હકીમ (ના) વૈદ (યુનાની ડાક્તર)
હકીમી (ના) હકીમપણું. વૈદું.
હકૂમત (ના) રાજ, હાકમી, અમલ, સત્તા
હંકાર (ના) અહંકાર, ગર્વ,અભિમાન, મદ
હંકારવું (ક્રિ) ચલાવવું (વહાણ વગેરે). -
હંગામ (ના) વેળા, અવસર, ઋતુ, તોફાન,
ધામધૂમ, મોસમ
હંગામી (વિ) કોમપૂરતું, જરૂરજોગું.
હંગામો (ના) ધામધૂમ, તોફાન.
હચમચાટ (ભા) હલાવી ઉથલપાથલ કરવું તે
હચમચાવવું (ક્રિ) આમતેમ હલાવવું.
હજ (ના) ઈસલામીઓની મક્કાની જાત્રા.
હજમ (વિ) પચેલું. (ના) પાચન, હુઆપત.
હજરત (ના) મુસલમાનને માન આપવામાં
બોલાતો શબ્દ, એક તંત્રપ્રયોગ.
હજામ (ના) વાળંદ, નાવી, ઘાંયજો.
હજામડી (ના) હજામની સ્ત્રી.
હજામડો (ના) હજામ (તિરસ્કારમાં).
હજામત (ના) મુંડણ, ક્ષૌર.
હજાર (વિ) સહસ્ર, ૧૦૦૦ (સંખ્યા), ઢોઘણી.
હજારી (વિ) ઘણી પાંખડીનું (ફૂલ).
હજી (અ) હજુ, અદ્યાપિ, અધપિ.
હજીરો (ના) કબર, રોજો, મીનારો.
હજુ, હજુર (અ)અદ્યાપિ, હમણાંલગી,સમક્ષ.
હજુર (ના) સાહેબ.
હજુરિયો, હજુરી (ના) પાસે રહેનારો નોકર
હજિંકા (ના) ભારંગ, એક વનઔષધિ.
હટખટ (ના) નુકસાનની દલગીરી.
હટાણું (ના) બજારમાં હાટે મળતી ચીજ
હઠ (ના) જીદ, તકરાર, મમત.
હઠયોગ (ના) યોગનો પ્રકાર.
હઠયોગી (ના) હઠયોગ સાધનાર સાધુ.
હઠવું (ક્રિ) પાછાં પગલાં ભરવાં, હઠવું.
હઠાવવું (ક્રિ) ખસેડવું, આઘું કરવું.
હઠીલાઈ (ના) હઠ, જીદ, ભાંજગડ.
હઠીલું (વિ) જીદ્દી, મમતી, દુરાગ્રહી.
હઠેઠ (ના) આગ્રહ, બળાત્કાર, કાલાવાલા
હડ (ના) હેડ, કેદીઓના પગ જકડવાને
કાણાવાળો સાંચો.
હડકાવવું (ક્રિ) હુંખરાવવું, ખીવરાવવું.
હડખવા (ના)હડખાયું,દાંતિયાંથીદિયાંકરવાં ર
હડખાયલું, હડખાયું (વિ) હડખવા લાગેલું.
હડખાયું, હડખું (ના) હડખવા, દાંતિયાં
શાડિયાનો રોગ.
હડતાલ, હડતાળ (ના)હરતાલ, બજાર બંધ
કરવો તે, વેપારની બંધી.
હડપ (ના) ઓલ (સાન)માં મૂકેલી ચીજ.
હડપચી (ના) નીચલા હોઠની હેઠલો ભાગ,
હડફો (ના) ઈરફેતરિયો. [દાઢી, ચુયરી.
હડબડવું (ક્રિ) ગભરાવું, નિરાશ થવું.
હડબેડી (ના) હડરૂપી બંધનની બેડી, હડ.
હડસાંકળ, હડસાંકળી (ના) એક પગનું ઘરેણું,
હડસેલવું (ક્રિ)ધક્કો મારવો, ઠેલવું. [એક ચરો
હડસેલો (ના) ધક્કો, આંચકો.
હડહડ (અ) કૂતરાં હાંકતાં બોલતો ઉચ્ચાર.
હડહડતું (વિ) ઘણુંજ, પુરેત, તદ્દન.
હડાકો (ના) ભડાકાનો પડઘો.
હડિયો (ના) ગળાની ઘાંટી.
હડી (ના) ગબડી, દોટ.
હડી (વિ) અઢી, ૨ાા (સંખ્યા).

હડી આટવું, (ક્રિ) હડકલાવવું, હોકારવું.
હડે (અ) હડહડ.
હડો (ના) ગાડાનો ઉટડો, ગાડું ઊભું રાખવાનું લાકડું.
હડાં (ના) હરડાં, એક ફળ (ત્રિફળામાંનું),
હણવું (ક્રિ) મારવું, નાશ કરવો.
હણહણવું (ક્રિ) ઘોડાનું બોલવું.
હણિયું (ના) ગાડાની પાટડીનું લાકડું.
હત્ (અ) હાંકતાં, મારતાં કે ઉભામતાં કરાતો ઉચ્ચાર.
હત (વિ) હણેલું, મારેલું. [સીબ.
હત દૈવ, હત ભાગ્ય (વિ) અભાગિયું, કમનહતું (ક્રિ) "હો" ધાતુના ભૂતકાળનું રૂપ.
હત્યા (ના) ઘાત, પ્રાણ હાણ એમાં ૫ મોટી ગણાય છે, (આત્મહત્યા, સ્ત્રીહત્યા, બાળહત્યા, ગૌહત્યા, બ્રહ્મહત્યા.)
હત્યારો (વિ) ઘાતકી, ખૂની.
હથરોટ (ના) હાથનું એક ઘરેણું.
હથિયાર (ના) શસ્ત્ર, ઓજાર
હથિયારબંદ (વિ) હથિયાર બાંધેલું.
હથેલી (ના) હસ્તતલ, કરતલ, હાથેળી.
હથોટી (ના) હસ્ત લાઘવ, હાથની આવડત.
હથોડી (ના) નાનો હથોડો.
હથોડો (ના) ઉપરથી ઠોકવાનું ઓજાર
હદ (ના) છેડો, આખર, અવધિ, સીમા.
હદ (અ) પરાકાષ્ટા, ઘણું જ, બહુ થયું
હનકન (ના) હાના, આનાકાની.
હનુવટી (ના) હડપચી, શુધરી, દાઢી.
હન્તા (ના) હણનાર, મારો. [વાયદો.
હપતો, હફતો (ના) કિસ્ત, ખાધુ, ઠેરવેલો
હબસી (ના) સીદી, આબિસિનિયાનો રહીશ
હબુસ (ના) હાબુસ, એક જાતનો આંબો
હબક (ના) હેબક, ઓચિંતો ધારકો.
હબકવું (ક્રિ) ભયથી ચોંકવું, ઝબકવું.
હબાબો (ના) બખાબો ગરબડાટ
હમચી (ના) એક જાતની ગરબી
હમણાં, હમણે (અ) અધુના, અતુણા, હાલમાં
હમામખાનું (ના) નહાણઘર, નહાવાની જગા
હમામદસ્તો (ના) ખાણણી દાડો.
હમામીસેલાં (ના) એક તરેહનાં સેલાં, ઉપરણાં.
હમાલ (ના) પાલખી વગેરે ઉપાડનાર મજુર.
હમાલી (ના) મજુરી.
હમિયાણી (ના) દોલત, ત્રીજોરી, વાંસળી.
હમી (ના) જામીનગિરી, હામી.
હમીદાર (ના) હમી ભરનાર, જામીન.
હમીર (ના) કલ્યાણ રાગનો એક ભેદ.
હમેલ (ના) ગર્ભ, દહાડા, પટો, ચપરાસ.
હમેશ (અ) હમેશ, નિત્ય, સદા.
હમેશગી (ના) સનાતન, હમેશ રહેવાપણું.
હમેશાં, હમ્મેશાં (અ) હમેશ, સદૈવ, નિરંતર.
હંભા (ના) ગાયનો અવાજ.
હમ્મર (ના) ઓવારણાં, મીડાં.
હય (ના) અશ્વ, ઘોડો, તુરંગ.
હયા ડયા (અ) હાના, આનાકાની.
હયાત (વિ) જીવતુ, વિદ્યમાન.
હયાતી (ના) જીંદગી, જીવતર, આવરદા.
હર (ના) હરનાર (અ) હરેક, દરેક, પ્રત્યેક.
હર (ના) શિવ, (જુઓ) મહાદેવ.
હરકત (ના) અડચણ, નડતર, વાંધો
હરખ (ના) હર્ષ, ખુશાલી, આનંદ.
હરખવા (ના) હર્ષની ઘેલછા.
હરખવું, હરખાવું (ક્રિ) હર્ષ પામવો, ખુશ થવું.
હરગીજ, હરગીસ (અ) કદી, કોઇ દહાડો પણ.
હર ઘડી (અ) ઘડિયે ઘડિયે, વારે વારે.
હરતુ (વિ) છેક પાસેનું, તુરત વળગેલું, તદ્દન,
હરડે (ના) ત્રિફળામાંનું એક ફળ.
હરડે (ના) અભયા, અવ્યથા, પથ્યા, કાયસ્થા. પૂતના, અમૃતા, હરીતકી, હૈમવતી, ચેતકી, શ્રેયસી, શિવા, એક ઔષધિ ફળ.
હરણ (ના) બળાત્કારની લૂટ, દૂરીકરણ, મૃગ.
હરણી (ના) મૃગલી, હરણની માદા.
હરણો (ના) નર હરણ, કાળિયાર મૃગ
હરતાલ (ના) હરિતાલી, એક પીળા રસનો બાંધો.
હરદમ (અ) પળેપળે, ક્ષણેક્ષણે, શ્વાસોચ્છ્વાસ.
હરદાસ (ના) હરિદાસ, કથા કરનાર ભક્ત.
હરનિશ (અ) અહર્નિશ, દિવસરાત, હમેશ
હરફ (ના) અક્ષર, વર્ણ, હરકત, બોલ, શબ્દ.
હરબડવું (ક્રિ) સંકટ આવતાં ગભરાવું.
હરબડાવવું (ક્રિ) ગભરાવવું, હીમત છોડાવવી.
હરમું (વિ) હરડેના જેવા સ્વાદનું.

હરરાજ (વિ) હરજ, હલકી કીમતનું.
હરરાજી (ના) લીલામ, ઉછામણી.
હરરોજ (અ) દરરોજ, નિત્ય.
હરવખત (અ) દરેક વખત, ઘડિયે ઘડિયે.
હરવાસ (અ) દરવર્ષે, વર્ષોવર્ષ.
હરવાયું (વિ) કાયર, સુરેત, હાર્યા જેવું.
હરવું (ક્રિ) ઉપાડી જવું, પધારવું, ફરવું.
હરસ (ના) મૂળ વ્યાધ, અર્શ, આંતના મસા.
હરસાલ (અ) દરવર્ષ, પ્રતિ, વર્ષે [ નિ. કાંટા.
હરાખ (ના) ઘોડો બાંધવાનું ઢોરડું, ઓરડી.
હરાજ (વિ) લીલામ થએલું, જુના કીમતનું.
હરાજી (ના) હરરાજી, લીલામ, ઉછામણી.
હરામ(વિ)ધર્મ નીતિ વિરુદ્ધનું, અન્યાયી ફોકટ
હરામખોર (વિ) હક વગર ખાનાર, આળસુ
હરામખોરી (ના) આળસાઇ, લુચ્ચાઇ. [દુષ્ટ.
હરામચસકો (ના) ખરાબ લત, ફોગટની મજા મારવી.
હરાયું (ક્રિ) હરાવ્યું, હરાવ્યું.
હરાયું (વિ) પારકું. મફતનું.
હરામજાદું (વિ) નીચ કુકર્મનું, બેબાપનું.
હરામી (વિ) હરામખોર, ફોકટ ખાઉ.
હરાયું (વિ) તોફાની, મસ્તીમાં ઘેલું થએલું.
હરાયો (ના) મશ્કરો, રંગીલો.
હરિ (ના) વિષ્ણુ, ઇશ્વર, ઘોડો, સિંહ, વાંદરો, દેડકો, ચંદ્ર, સૂર્ય, યમ, વરુણ, પોપટ, સાપ, મૃગ.
હરિદશ્વ (ના) સૂર્ય, (જુઓ) ભાસ્કર,
હરિત (વિ), લીલું, લીલા પીળા મિશ્ર રંગનું.
હરિનયણી, હરિનેણી (વિ) હરણી, મૃગલોચના.
હરિયાળી (ના) લીલોતરી.
હરિયાળું (વિ) લીલું, હરિત.
હરિવદની (વિ) ચંદ્રમુખી.
હરિહય (ના) ઇંદ્ર, (જુઓ) મઘવા.
હરી (ના) ઊનાળાનો પાક.
હરી (વિ) સારી, જુની, લીલી.
હરીફ (ના) સામેવાળો, દુશ્મન.
હરીફાઈ, હરીરી (ના) દુશ્મનાઈ, સ્પર્ધા.
હર પર (અ) અહીં તહીં, આમ તેમ.
હરેક (અ) કોઈપણ એક, પ્રત્યેક.
હરેડી (ના) ગબડી, દોડ

હરેરું (ના) હરેરાનાં ફળ.
હરેરો (ના) એક ઝાડ.
હરોલ (ના) પાછલી ટુકડી.
હરોલ (અ) અગાઉ, પહેલાં.
હર્તા (વિ) હરનાર, ઉપાડી જનાર.
હર્ષ (ના) હરખ, ખુશાલી, આનંદ
હલ (ના) વ્યંજન (સંસ્કૃત વ્યાકરણમાં)
હલક (ના) ગળું, અવેવાનો કંઠ સાદ.
હલકાઈ (ના) નીચત્વ, હલકાપણું.
હલકારો (ના) ખેપિયો, કાસદ જાસુસ
હલકું (વિ) લઘુ, થોડા મૂલ્યનું કે વજનનું નીચું,
હલફલવું (ક્રિ) ખળભળવું, તળમળવું [ફીકું.
હલબલ (ના) ધૂમાધૂમ, સોરબકોર.
હલવા (ના) એક જાતની માછલી.
હલવાઈ (ના) સુખડિયો, મીઠાઈવાળો, કંદોઈ
હલવાન(ના)ઉનનું એક વસ્ત્ર, બકરીનું બચ્ચું.
હલવું (વિ) હલકું, ઓછા વજનનું.
હલવો (ના) એક મીઠાઈ.
હલસો (ના) હાલસો, ધક્કો, હાનિ.
હલાક (વિ) હેરાન, દુઃખી, અથડાયલું.
હલાકી, હલામણ (ના) હેરાનગતિ, અથડામણ
હલાયુધ (ના) હલધર, બળરામ.
હલાલ (વિ) હક વાજબી, રાસ્ત, વિધિથી હણેલું, (ના) મસાલ
હલાલખોર (ના) ભંગિયો, અંત્યજ. [કરવાં
હલાવવું (ક્રિ) હાલે તેમ કરવું, ડોલાવવું, લાડ
હલેતું (વિ) હળવું, ધીમું, કાળજી વિનાનું.
હલેસું, હલેસાં (ના) ચાટવો, વહાણવટીનું પાણી કાપવાનું હથિયાર.
હલેલક (ના) ઘણો સમૂહ.
હલ્લો (ના) ચઢાઈ, ધસારો, આચકો.
હવઈ (ના) હવે, હવાઇ, એક આતશબાજી.
હવઈ (વિ) ઉડતી. [પ્રપંચ.
હવકવ (ના) હવ્ય કવ્ય, યુક્તિ પ્રયુક્તિ, છળ-
હવણ (ના) સેહેલ, મોજ.
હવણા (અ) હમણા, અધુના, આ ક્ષણે.
હવન (ના) હોમ, યજ્ઞ.
હવનપડી (ના) હોમવાના પદાર્થનો પડો.
હવલી (ના) નામ પાડયા વગરની નાની છોકરી.
હવલું (ના) અનાજનું ઝીણું છલ્કું.

હરયો (ના) નામ પાડયા વગરનો નાનો છોકરો.
હવસ (ના) લોભ, તૃષ્ણા, લઘુતા, [અસરાઈ.
હવળાઈ, હવલાઈ, હવળે (ના) તેલનાનો જૂથ
હવા (ના) પવન, વાતાવરણ, ભેજ, ભીનાશ.
હવાં (અ) હવે.
હવાઈ (ના) એક આતશબાજી. (વિ) ઉડતી.
હવાટ (ના) ભેજ, ભીનાશ, શરદી.
હવાડું (ના) ઢોરનું દૂર ભરાવાનું ઠેકાણું.
હવાડો (ના) કૂવા પાસે બાંધેલી પાણીની ટાંકલી, છોબચ કુંડી.
હવાયલું (વિ) હવાવાળું, ભીનાશવાળું.
હવાલ (ના) અહવાલ, હાલત, હકીકત.
હવાલદાર (ના) શીપાઇનો નાયક. [ચિત્રામણ.
હવાલો (ના) કબજો, સત્તા, સોંપણ, એક ચારણી,
હવિષ્યાન્ન (ના) હોમવા લાયક ધાન્ય.
હવું (ક્રિ) હોવું, હતું.
હવે (અ) અતઃ, હમણાં, અત્યારપછી.
હવેજ (ના) દળેલી હળદ, મસાલો, સંભાર.
હવેથી (અ) અનંતર, આજ પછી, આયંદે.
હવેરું (વિ) ગભરાયલું, બહાવરું. [મંદિર.
હવેલી (ના) ખુલ્લી હવાવાળું ઊંચું મકાન,
હવૈ (ના) હવાઇ, એક દારૂખાનું. (વિ) ઉડતી.
હશે (અ) હા, ભલે, ઇત્યાદિ બેદરકારી અર્થે.
હસદ ટસકે (અ) વારે ઘડિયે, સહેજ સેહેજમાં.
હસતાન ખરાન દત્તાન (ના) હસ્તાક્ષરેણ દત્ત, હ.થે આપેલા દાનનો લેખ.
હસદ (ના) કીનો, અદેખાઈ.
હસદખોર (વિ) કીનાખોર, અદેખો.
હસમુખું (વિ) હસતા મોંનું, આનંદી, મશ્કરૂ.
હસવું (ક્રિ) હાસ્ય કરવું, દાંત કાઢી હર્ષ દે-
હસવું (ના) હાસ્ય, હાંસી. [ખાડવો.
હસાબ (ના) હિસાબ, ગણતરી, મોજણી, ગણિત
હસામણું (વિ) હસાવે તેવું.
હસારત (ના) હાંસી, મશ્કરી.
હસાવવું (ક્રિ) હસે તેમ કરવું, મનાવવું.
હસી (ના) હાંસી, હસારત.
હસ્ત (ના) હાથ, કર, ભુજ, બાહુ
હસ્તક (અ) હસ્તગત, મારફત, હાથે.
હસ્તકૌશલ્ય (ના) હાથચાલાકી.
હસ્તક્રિયા (ના) હાથની કળા.

હસ્તગત (વિ) કબજે થએલું.
હસ્તદોષ (ના) હાથની ભૂલ; નજરચૂક.
હસ્તમેળાપક (ના) હાથેવાળો, પાણિગ્રહણ.
હસ્તાખરણદત્તવા } (અ) હસ્તાક્ષરેણ દા-
હસ્તા ખરન દત્તાન } ત્તમ" એનું અપભ્રંશ રૂપ, લખિતદાન. [કર કંકણ.
હસ્તામલક, હસ્તામળ (ના) હાથનું આમળું,
હસ્તિદંત (ના) હાથીદાંત.
હસ્તિની (ના) હાથણી, સ્ત્રીની એક જાત.
હસ્તી (ના) હાથી, કુંજર, ગજ, કરી.
હસ્તે (અ) હ.થે
હળ (ના) સાથિડું, નાંભર.
હળકવું (ક્રિ) જૂઠવું, હાલવું.
હળ ખેડવી, હળખેડવું (ક્રિ) હળવડે ભોંય ખેડવી.
હળદ, હળદર, હળધ (ના) હરિદ્રા, એક પીળું, કંદ, ઔષધ તથા શાક દાળમાં નંખાય છે.
હળદરવો (વિ) હળદર જેવો પીળાસવાળો.
હળપુણી (ના) હળના ચવડાની કોરા.
હળભોવું (ના) એક બાંધેલ
હળમેખળ (ના) દોડાદોડ, ધાલમેલ.
હળવું (ક્રિ) હળ ફેરવવું, બળવું, મળી જવું.
હળવું (વિ) ધીમું, મંદ, હલકું. (ક્રિ) મળી સંપી
હળવે (અ) ધીમે. આસ્તે, હલકે. [રહેવું.
હળાહળ (ના) હલાહલ, તીવ્ર ઝેર.
હળી મળીને (અ) સંપસપીને, એક વિચારે.
હળુ (અ) હળવે, ધીમે.
હળોતરૂ (ના) હળ જોડવાનું મુહૂર્ત.
હા (અ) કબુલાત, પસંદગી દર્શક.
હા !! (અ) નિશ્વાસ નાખતાં થતો ઉચ્ચાર.
હાં (અ) અરે, અચરતી સૂચક.
હાંઉં (અ) થયું, બસ, રહેવા દો.
હાંક (ના) બૂમ, પાંટો, હોકારો.
હાંકણી (ના) હાંકવાની છટા.
હાંકવું (ક્રિ) ચલાવવું, દૂર કરવું, ગપ મારવી.
હાંકો (ના) હાંકનાર.
હાંજા (ના) ગાત્ર શરીરના સાંધા, ગતિ, હિંમત.
હાંડલી (ના) હાંડી, માટલી, દોચકું.
હાંડી (ના) ચરૂ, દેગડી, કાચનું દીવો કરવાનું એક પાત્ર.
હાંડી ધોયો (ના) એઠાં વાસણ માંજનાર ચાકર.